# ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા | ૨-૦-૦ |
| આરોગ્યની ચાવી | ૦-૧૦-૦ |
| એક સત્યવીરની કથા | ૦-૨-૦ |
| ગામડાંની વહારે | ૦-૨-૦ |
| ગાંધી–વાઇસરૉય પત્રવ્યવહાર | ૨-૮-૦ |
| गीतापदार्थकोष | ૦-૪-૦ |
| ગીતાબોધ | ૦-૩-૦ |
| 'ત્યાગમૂર્તિ' અને બીજા લેખો | ૧-૦-૦ |
| દિલ્હી ડાયરી | ૩-૦-૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧-૮-૦ |
| ધર્મમંથન | ૧-૮-૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦-૬-૦ |
| મંગળપ્રભાત | ૦-૩-૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦-૬-૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | ૦-૧૨-૦ |
| વર્ણવ્યવસ્થા | ૦-૧૨-૦ |
| વ્યાપક ધર્મભાવના | ૨-૦-૦ |
| સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ | ૧-૦-૦ |
| સર્વોદય | ૦-૩-૦ |
| સો ટકા સ્વદેશી | ૧-૪-૦ |
| હિંદ સ્વરાજ | ૦-૬-૦ |
| હિંદ સ્વરાજ (હસ્તાક્ષરમાં) સાદું પૂઠું | ૧-૪-૦ |
| ખાદી પૂઠું | ૧-૧૨-૦ |

# બાપુની પ્રસાદી

મથુરાદાસ ત્રિકમજી

हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम् ॥
— भवभूति




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

ગાંધીજીના ગયા બાદ દેશમાં અને દુનિયામાં પણ અનેક લોકો તેઓશ્રીના ચરિત્રલેખન માટે વિચાર કરતા થયા છે. ગાંધીજીનું જીવન કેટલું બધું વિવિધ અને વ્યાપક હતું અને તેમણે પોતાના જીવન અને કાર્ય દ્વારા કેવા મોટા મોટા પ્રશ્નો પ્રેર્યા છે અને સુઝાડયા છે, એ વર્ણવવાની જરૂર નથી. એ પરથી એટલું જરૂર કહી શકાય કે, હવે પછી ગાંધીજી બાબત જગતની અનેક ભાષાઓમાં મોટો ગ્રંથ-રાશિ નિર્માણ થશે.

આ ગ્રંથ-રાશિની શરૂઆત **મહાદેવભાઈની ડાયરીથી થઈ** છે, એ પણ એક સુયોગ જ ગણાય. કેમ કે આ ડાયરીઓ એક રીતે જોતાં ગાંધીજીની જીવનકથા છે. શ્રી મથુરાદાસભાઈ પોતાની ડાયરીઓ તથા ગાંધીજીના પત્રોની સામગ્રી વણી લઈને ગાંધીજીની જીવનકથા ટૂંકમાં આ પુસ્તકમાં આલેખે છે. અને એ રીતે ગાંધીજીનું શબ્દચિત્ર આપવામાં એક નવી ઢબની પહેલ કરે છે એમ કહેવાય. એમનો આ ગ્રંથ કેવા પ્રકારનો છે એ એમણે પોતાના નિવેદનમાં જણાવ્યું છે. એથી ગાંધીજીના અનેક પત્રો પણ વાચકવર્ગને મજેદાર ઢબે વણાયેલા મળે છે; અને તેમના જીવનની એક વિરલ છતાં તેમને માટે સહજ હતી એવી બાજુનું ચિત્ર જોવા મળે છે. આશા છે કે, ગાંધીજીના જીવનનો આ પ્રસાદ સૌને લાભ આપશે.

૨૨–૯–'૪૮

# પુસ્તક વિષે

બાપુનું અપાર વાત્સલ્ય મેં એમની સાથેના તેત્રીસ વર્ષના સમાગમમાં અનુભવ્યું. એમના નિષ્કામ હૃદયમાંથી ઉપજેલું એ વિશેષ પ્રકારનું અને શ્રેયસ્કર હતું. તેનું શબ્દચિત્ર આલેખવાનો આ પ્રયત્ન છે. દિલની વાત દિલ જ જાણે; શબ્દ એનો ચિતાર આપે; છતાં દિલને તે અધૂરો અને આછો જ લાગે.

આ પુસ્તક તૈયાર કરવામાં મેં મારા પત્રવ્યવહારનો તેમ મારી નોંધનો ઉપયોગ કર્યો છે; કેટલાંક સ્પષ્ટ સ્મરણો ઉતાર્યાં છે અને સાર્વજનિક પ્રસંગની વિગત તપાસીને લીધી છે. મેં કહેવાનું કહ્યું છે, પણ તેનું વિવેચન કર્યું નથી.

બાપુના નિર્વાણ પછીના પહેલા અઠવાડિયામાં મને આ લખવાનો વિચાર આવ્યો. મેં ૮મી ફેબ્રુઆરીને રોજ લખવાનું શરૂ કર્યું અને ૨૨મી મેને રોજ પૂરું કર્યું.

૭૪, વાલકેશ્વર રોડ,<br>
મુંબઈ, તા. ૨૭-૭-'૪૮

**મથુરાદાસ ત્રિકમજી**

# અનુક્રમણિકા

## ચિત્રસૂચિ

# આકર્ષણ

શ્રી કરમચંદ ઓતમચંદ ગાંધીને મૂળી નામે દીકરી હતી. તે ભાઈબહેનોમાં સૌથી મોટાં હતાં. તેની પુત્રી આણંદ મારાં મા થાય. બાપુ અને મા — મામા અને ભાણેજ — સરખી ઉંમરનાં હતાં; બન્નેનો જન્મ સંવત ૧૯૨૫ માં થયો હતો. પણ જન્મનો મહિનો જોતાં મામા કરતાં ભાણેજ થોડાક માસ મોટાં હતાં. બહેન અને ભાઈ વચ્ચે સારો ભાવ હતો; મામા અને ભાણેજ વચ્ચે પણ સંબંધ મીઠો હતો. બન્નેને બાલ્યમાં અવારનવાર સાથે રહેવાનું થયું હતું.

હું મારા બાલ્યમાં બાપુને બે વાર મળ્યો હતો. મારો જન્મ થયો ત્યારે તેઓ દક્ષિણ આફ્રિકામાં હતા; પણ સન ૧૯૦૧ની આખરમાં તેઓ હિંદુસ્તાન આવ્યા અને થોડાક વખત પછી મુંબઈમાં ગિરગામ બૅક રોડ ઉપર ઘર માંડીને રહ્યા. મા અહીં એમને મળવા ગયાં હતાં અને મને સાથે લઈ ગયાં હતાં.

બાપુ એક વાર અમારે ત્યાં એમનાં બહેનને મળવા આવ્યા હતા અને હીંડોળે બેઠા હતા. બહેન વિધવા થયાં હતાં અને અમારી સાથે રહેતાં હતાં. વિધવા બહેનને દર મહિને રૂપિયા પાંચ મળતા રહે એવો બંદોબસ્ત બાપુએ કરી દીધો અને તેનો અમલ બહેન જીવ્યાં[1] ત્યાં સુધી બરોબર થયો. માના બૅરિસ્ટર મામાને મળવાનું થયું એથી હું મલકાયો અને અંતરમાં કોઈક પ્રકારની અવનવી અને અસ્પષ્ટ ભાવના જાગી.

---

૧. તેમનું અવસાન સંવત ૧૯૬૨ની જન્માષ્ટમીને દિવસે થયું.

બાપુ ૧૯૦૨ની સાલમાં દક્ષિણ આફ્રિકા ગયા અને ૧૨ વર્ષને અંતે દેશ પાછા આવ્યા. આ લાંબા ગાળામાં મારે એમની સાથે કોઈ પ્રકારે સંબંધમાં આવવાનું થયું નહીં. તેઓ ગયા ત્યારે હું બાળક હતો એટલે મારા હોવાનું સ્મરણ પણ એમને કદાચ નહીં રહ્યું હોય. અને પછી કાગળ લખી ઓળખાણ-પિછાણ કરી લેવાનું કોઈ નિમિત્ત જાગ્યું નહીં. માત્ર ૧૯૧૩ની સાલમાં ત્યાંની સત્યાગ્રહની લડત જોરમાં આવી, ત્યારે મને એમને પત્ર લખવાનો વિચાર આવ્યો, પણ લખવાની હિંમત ઝટ ન આવી. અંતે ૧૯૧૪ની સાલના આરંભમાં મેં મારા એક સાથી સાથે મળી પત્ર તૈયાર કર્યો અને રવાના કર્યો. તે એમને મળ્યો કે નહીં એ મેં જાણ્યું નહીં; એટલે, લખ્યું એ ન લખ્યા બરોબર નીવડ્યું. હું અપરિચિત વ્યક્તિની જેમ, પરોક્ષ રીતે અને કોઈ પ્રકારની ધારણા વિના એમના પ્રતિ ખેંચાતો રહ્યો.

શ્રી નારણદાસ ગાંધી મારી બાજુને જ રસ્તે રહેતા હતા. અમારો પરિચય થયો અને અમે એકબીજાને ત્યાં જતા આવતા અને મળતા રહેતા. તે બાપુ વિષે વાત કરતા તે હું રસપૂર્વક સાંભળતો અને તેમને ત્યાં બાપુનું **इंडियन ओपीनियन** છાપું આવતું તે કોઈ કોઈ વાર જોતો. મેં તેમનું **हिंद स्वराज** આ છાપામાં જોયું, ડોકે લખેલ એમની જીવનકથા વાંચી, અને દેશમાં એમના વિષે પ્રગટ થયેલ બે ત્રણ નાની ચોપડીઓ ખરીદી.

બાપુ ૧૯૦૮ની સાલના આરંભમાં પકડાયા તેના સમાચાર મેં **सांज वर्तमान**માં વાંચ્યા. 'ગાંધી બેરિસ્ટરની ધરપકડ' એવું કંઈક એનું મથાળું હતું અને ચાર છ લીટીમાં વિગત હતી. મેં આની વાત માને કહી અને ખાતરી કરી કે એ ખબર બાપુ વિષે જ હતી. આ પછી એમના વિષે કંઈ સમાચાર આવતા તે હું ચીવટથી વાંચતો. કેદ થવાના સમાચારથી મોઢ પોરેચા જ્ઞાતિના ભાઈઓમાં એમના પ્રતિ ભાવ જાગ્યો. તેઓ નાતબહાર હતા, છતાં તેમના પ્રતિ સહાનુભૂતિ બતાવવા જ્ઞાતિભાઈઓએ સભા કરી. જે

દિવસે[1] સભા થઈ તે જ દિવસે મારા વિવાહિત જીવનનો આરંભ થવાનો હતો; પણ મને સભાનું સ્મરણ રહ્યું. મહાલક્ષ્મી મંદિરે દર્શનવિધિ પતાવી હું સભામાં ગયો. આ વખતે મારી વય ૧૪ વર્ષની હતી. સભાએ બાપુ પ્રતિ સહાનુભૂતિ બતાવી, પણ એમનાં કાર્ય વિષે મૌન સેવ્યું. હરિલાલભાઈ દેશ આવ્યા ત્યારે મેં એમની પાસેથી બાપુનો ફોટોગ્રાફ ૧૯૧૨ની સાલમાં મેળવ્યો. એ આગલે વર્ષે જ લેવાયેલો હતો. એમાં બાપુ પશ્ચિમના પહેરવેશમાં દેખાય છે. તે મારી મેજ પાછળની દીવાલ ઉપર વર્ષો સુધી રહ્યો. હું એમના વિષે બહુમાન સેવતો થઈ ગયો; એમની 'વીરતા,' 'દેશભક્તિ' અને 'સાધુતા'[2] મેં મારી કુમળી વયમાં જેવાં તેવાં જાણ્યાં એનાથી હું ચકિત થયો. શાળામાં પત્રલેખન શીખવવામાં આવતું. મૅટ્રિક વર્ગમાં એનો એક પ્રસંગ આવ્યો; મેં મા જોગ પત્ર લખ્યો તેમાં બાપુને યાદ કર્યા.

બાપુના સાથી શ્રી હેનરી પોલાક ૧૯૧૧ની સાલમાં મુંબઈ આવ્યા ત્યારે નારણદાસભાઈ મને તેમની પાસે લઈ ગયા. સાર્વજનિક કાર્યમાં આગળપડતો ભાગ લેનારની મુલાકાત કરવાનો મારા માટે આ પહેલો પ્રસંગ હતો. આ વખતે હું કૉલેજમાં અભ્યાસ કરતો હતો; મારો સ્વભાવ શરમાળ હતો; મેં નામની જ વાતચીત કરી. પણ એ મૂંગી મુલાકાત બાપુ પ્રતિ વધતા જતા મારા આકર્ષણના ચિહ્નરૂપે હતી.

દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓનો પ્રશ્ન ધીમે ધીમે વિકટ થતો ગયો. ત્યાંના રાજતંત્રમાં હિંદીઓનું અપમાન થવામાં મણા ન રહી. હિંદીઓએ સત્યાગ્રહ આદર્યો; દેશમાં પણ રોષ પ્રકટ્યો. મુંબઈના ટાઉન હૉલમાં મોટી જાહેર સભા થઈ. તેમાં મેં હાજરી આપી. સર ફિરોજશાહ મહેતા અને સર નારાયણ ચંદાવરકર જેવા વિનીત આગેવાનોએ પણ વિનાસંકોચે પોતાના વિચાર અને ભાવ

---

૧. તા. ૨૬-૧-૧૯૦૮

૨ આ શબ્દો મેં તે વખતે કરેલી નોંધમાં વાપર્યા હતા.

વ્યક્ત કર્યો. સત્યાગ્રહ સફળ થયો અને રાજકર્તાઓએ હિંદીઓ સાથે સમાધાની કરી. બાપુ વિજેતા થયા; ત્યાંનું પોતાનું કાર્ય આટોપી લઈ, ઇંગ્લંડ થઈ દેશ આવ્યા અને ૧૯૧૫ની સાલના જાન્યુઆરી માસની ૯મી તારીખે એપોલો બંદરે ઊતર્યા. હું ત્યાં ગયો, પણ એમની સમીપ પહોંચી ન શક્યો. મેં એમને ચાલતી મોટરમાં દૂરથી જ નીરખ્યા.

બાપુ આવ્યા ત્યારે મારી વય ૨૦ વર્ષની હતી. આગલે જ મહિને મેં બી. એ.ની પરીક્ષા પાસ કરી હતી. મારા પિતા પોરબંદરથી ગરીબ સ્થિતિમાં મુંબઈ આવ્યા હતા. તેમણે મિત્ર સાથે મળી કામકાજ શરૂ કર્યું; કમાણી કરી, ખર્ચી અને ભેગી કરી; તેત્રીસ વર્ષની નાની ઉંમરે પોતાનું જીવન ગોકુલ ગામમાં સંકેલી લીધું. હું સવા સાત મહિનાનો હતો; માએ મને મોટો કર્યો. પિતાના મિત્ર–ભાગીદારે ભાગનો અંશ ચાલુ રાખ્યો અને મને પોતાની દીકરીનો જમાઈ કર્યો. મારામાં ભણવાની વૃત્તિ સહજ હતી અને મોટી બહેને તે પોષી. ચાર બહેનોનો હું નાનો અને એકનો એક ભાઈ હતો; મને લાડમાં ઉછેરવામાં આવ્યો. લાડથી આવતી ઉચ્છૃંખલતા કે સ્વચ્છંદતા મારામાં ન આવી, પણ અતિમાનિતાની વૃત્તિ સબળ બની. મને જરા જરામાં ઓછું આવી જતું; મારો જીવ બળ્યા કરતો; હું બેચેન અને ઉદાસ રહેતો. બધેથી અને બધાથી ભાગી છૂટવા મને મન થતું સમૂહમાં વસતાં છતાં હું એકાકી જેવો રહેતો.

ઘરમાં પુષ્ટિમાર્ગ અને જ્ઞાતિનું વાતાવરણ હતું. એની અસર મારા જીવન ઉપર થઈ. પણ મને વસ્તુ વિચાર સમજવાની હોંશ હમેશાં રહેતી. યંત્રવત્ આચારધર્મ પાળવાથી મને સંતોષ ન વળતો મારું વલણ નીતિધર્મના પાલન વિષે વિશેષ રહેતું. મારો સ્વભાવ અસલથી વિચારશીલ હતો: બુદ્ધિને સંતોષવાની ઇચ્છા મને થતી અને એ માટે વાંચવાની શરૂઆત મેં કરી. તુલસીકૃત રામાયણ મારા હાથમાં પ્રથમ આવ્યું અને પછી અન્ય પુસ્તકો આવ્યાં. ગીતાનો પ્રભાવ મારા ઉપર સૌથી વિશેષ પડ્યો. જગતના બનાવોની

અસર પણ મારા ઉપર થવી શરૂ થઈ. કોંગ્રેસનું નામ મેં ૧૯૦૪ની સાલમાં સાંભળ્યું; એ વર્ષે રહી મુંબઈમાં દાદાભાઈનો સત્કાર થયો એ જોયો અને લાલા લાજપતરાય અને સરદાર અજીતસિંહ હદપાર થયા તેથી મનમાં ક્ષોભ ઉત્પન્ન થયો. બંગાળમાં સાહસના બનાવો બન્યા તે વિષે મને કુતૂહલ થયું અને ટિળક મહારાજને છ વર્ષની સજા થઈ તેથી હું વિશેષ જાગ્રત થયો. મેં સ્વદેશી વસ્ત્રો પહેરવાં શરૂ કર્યાં અને અંતરમાં અસંતોષે ઘર કર્યું. તેમાં રૂપાન્તર થતું ગયું અને જીવનના વિવિધ ક્ષેત્રમાં તે ઊતરતું રહ્યું.

બી. એ. થયા પછી શું કરવું એ પ્રશ્ન મારે વિચારવાનો આવ્યો. મેં તીવ્ર મનોમંથન વેઠ્યું. મને વડીલોએ સોલિસિટર થવાની સલાહ આપી. પરંતુ ભાગીદારીના ઋણનો વિચાર મારા મનમાં દૃઢ થઈ બેઠો હતો; અને મને કાયદાનો અભ્યાસ કરવાનું મન પણ થતું હતું. મેં નક્કી કર્યું કે, મારે દિવસના કામકાજ કરવું અને સાંજે લૉ સ્કૂલમાં જવું. અને હું લૉ સ્કૂલમાં દાખલ થયો.

બાપુ આ સમયે મુંબઈ પહોંચ્યા ન હતા. પરંતુ, તેઓ આવ્યા કે તરત મેં એમને મળવાની ઇચ્છા કરી અને શ્રી ગોકુલદાસ ગાંધી[1] મને એમની પાસે લઈ ગયા.

---

૧. તેમણે દક્ષિણ આફ્રિકાની લડતમાં ભાગ લીધો હતો.

२

# પરિચય

૧૯૧૫ની સાલનો દસમો દિવસ મારા જીવનમાં અગત્યનો દિવસ થયો. મને એ દિવસે બાપુનો સમાગમ થયો ને તે ઉત્તરોત્તર ગાઢ થતો ગયો. જન્મની સગાઈને લઈ મને એમની પાસે ઝટ પહોંચવું બન્યું. પણ સંબંધ સગાઈની સીમામાં જ સમાઈ ન રહ્યો; જન્મસગાઈ प्रेमसगाईમાં પલટાતી ચાલી.

બાપુ સાન્તાક્રૂઝમાં શ્રી રેવાશંકર જગજીવન ઝવેરીને ત્યાં ઊતર્યા હતા. હું એમની પાસે પહોંચ્યો ત્યારે તેઓ ફલાહાર કરતા હતા. તેમણે મને કંઈક લેવાનું કહ્યું; હું લેવા લાગ્યો પણ મૂંઝાયો. કેળાની છાલ એક હાથે ન કઢાય અને ખાવામાં બે હાથ ન વપરાય. ત્યારે શું કરવું? મારી મૂંઝવણ કોઈને પણ હસાવે; પણ તેમણે મારી મશ્કરી ન કરી કે ન તેઓ ઊંચે સાદે બોલ્યા. સરળતાથી બે હાથ વાપરવાનું કહ્યું અને મેં તેમ કર્યું. એમણે સવાલો પૂછી મારે વિષે જાણવાનું જાણી લીધું. એમની પાસે હું બેઠો તે દરમ્યાન મેં નિર્ભયતા અનુભવી. તેમને વિષે મારામાં પરોક્ષ રીતે ઊપજેલું આકર્ષણ પ્રત્યક્ષ મળતાં પ્રબળ થયું અને મારું લૉ સ્કૂલમાં જવાનું બંધ થયું.

ત્રીજે દિવસે હું ફરીને બાપુ પાસે ગયો. તેમણે મને કામ ચીંધ્યું. એમના દક્ષિણ આફ્રિકાના આશ્રમના વતનીઓ બોલપુર રહેતા હતા; તેમાં કેટલાંક બાળકો હતાં. ગીતા પાઠશાળામાં સંસ્કૃત શીખવવા માટે काव्यविनोद નામે નાની ચોપડી ચાલતી તે મેં બાપુને બતાવી. તેમને તે ગમી અને તેની કેટલીક નકલો બોલપુર મોકલવા મને કહ્યું અને મેં તેમ કર્યું.

એકાદ નાની ચોપડીમાં મેં એમની માન્યતાઓ સંબંધી વાંચેલું એ સમજવાની ઇચ્છા બતાવી. બાપુએ એ સમજાવવાની હા

પાડી અને આમ એમની સાથે વાતચીત અને ચર્ચા કરવાની શરૂઆત થઈ.

બાપુ મુંબઈમાં થોડાક દિવસ રહ્યા તે દરમ્યાન તેમનાં સ્નેહી-સંબંધીઓ અને ઓળખીતાઓમાં બહુ ઉમંગ દેખાયો. સૌ કોઈ એમને મળવા ઇચ્છતું હતું. એટલે કોટની એક વાડીમાં મળવા માટે સમય નક્કી થયો અને ત્યાં બાપુનો મેળાપ ઇચ્છનારને મળવાનું સહેલું પડયું. હું બાને અહીં પ્રથમ વાર મળ્યો.

બાપુ આ અરસામાં કેટલાક સ્નેહીઓને ઘેર પણ ગયા. દેશમાં આવતાં જ જૂના સંબંધ તાજા કરવાની અને નવી ઓળખાણ કરવાની ઇચ્છા એમને રહેતી; પોતાના પ્રજા-હિતના કાર્યમાં ઉપયોગી થાય એવા માણસો મેળવવા તેઓ સદા ઉત્સુક રહેતા. 'સુથારનું મન બાવળિયે' એવા શબ્દમાં એમણે પોતાની વૃત્તિ એક ઠેકાણે વ્યક્ત કરી હતી. તેઓ મારે ત્યાં પણ આવ્યા હતા. બહેન-બનેવીઓ અને અન્ય સ્નેહીઓ ભેગાં થયાં હતાં. સૌનાં દિલમાં આનંદ હતો. મારાં મોટાં બહેને એમની સાથે છૂટથી વાત કરી. મારા એક બનેવીએ મારા સૉલિસિટર થવા વિષે વાત કાઢી; પણ બાપુએ કહ્યું કે, એ ભાગ્યશાળી હશે તો સૉલિસિટર નહીં થાય.

બાપુના સત્કાર માટે અનેક મેળાવડા થયા. તેમાં એક મોઢ વણિક ભાઈઓએ ગોઠવ્યો હતો. આની તૈયારીમાં મેં ભાગ નહોતો લીધો. મેળાવડો ગુલાલવાડીમાં થયો હતો. બાપુ વર્ષો ઉપર બૅરિસ્ટર થવા વિલાયત ગયા ત્યારે મોઢ ભાઈઓએ એમને આ જ વાડીમાં નાતબહાર મૂકયા હતા. એમણે માનપત્રનો જવાબ આપતાં એ પ્રસંગ યાદ કર્યો અને કહ્યું કે કાળની ગતિ અકળ છે.

બાપુ એક બોર્ડિંગ સ્કૂલ જોવા ગયા. સ્કૂલ ભાડાના મકાનમાં હતી. મકાનમાલિક ત્યાં હાજર હતા. સ્કૂલના એક ટ્રસ્ટીએ માલિકની સ્તુતિ કરવા માંડી. બાપુએ સવાલ કર્યો: "ત્યારે તેઓ આ જગાનું ભાડું નહીં લેતા હોય?" સ્તુતિ કરનાર આ પ્રશ્નથી મૂંઝાઈ ગયા; તેમણે જેમ તેમ વાત સંકેલી લીધી.

બાપુ થોડાક દિવસ મુંબઈ રહ્યા અને પછી બીજે ગયા. મારા નિર્ણય મુજબ હું ૨૦મી જાન્યુઆરીને રોજ ધંધે નીકળ્યો. મેં ભાગીદારી જર્જરિત જોઈ અને તેમાં કુસંપનું વિષ વ્યાપી રહેલું જોયું. ભાગીદારીનો અંત ૩૦મી એપ્રિલને રોજ આવ્યો અને ૧૦૧ દિવસ પૂરા થતાં મારે માટે ઋણ ચૂકવવાનો અવસર પૂરો થયો. આ ટૂંક વખતમાં મને ચમકાવે એવા અનુભવ થયા; તેની અસર મારા મન ઉપર ઊંડી થઈ.

મેં કાયદાનો અભ્યાસ શરૂ કર્યો ને તે છૂટી ગયો અને ભાગીદારી વીંટાઈ ગઈ. હવે શું? — એ પ્રશ્ન ફરી ઊભો થયો અને તેનો ફેંસલો હું ન કરી શક્યો.

પણ, મારો બાપુ સાથે સંપર્ક ચાલુ રહ્યો. એમની પાસેથી માર્ગદર્શક થાય એવાં બોધવચન લખાણમાં લેવાની ઇચ્છા મને અનેક વાર થઈ અને મેં એની વાત એમને એક બે વાર કરી. તેમણે મને આ પ્રમાણે લખી આપ્યું:

"સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા, અસ્તેય અને અપરિગ્રહ એમ પાંચ યમ પાળવાનું બધા મુમુક્ષુને ફરજિયાત છે. મુમુક્ષુ બધાએ રહેવું જ જોઈએ. એટલે મનુષ્યના ચારિત્રનો પાયો ઉપરના યમ પાળવા ઉપર રહ્યો છે. એ યમ સંસારી બધા જીવને પાળવાના છે, એ વિષે શંકા નથી. વેપારી હોય છતાં જૂઠ ન જ બોલે કે આચરે. પરણેલો હોય છતાં બ્રહ્મચર્ય પાળે. જીવતાં છતાં મનુષ્ય અહિંસા પાળી શકે છે. ચોરી ન કરવી (અસ્તેય પાળવું) ને ધન કે વસ્તુનો પરિગ્રહ સંસારમાં રહી ન કરવો એ મુશ્કેલ છે. છતાં તે આદર્શ ધ્યાનમાં રાખી હદ તો બાંધવી જોઈએ ને જ્યારે વૈરાગ્ય ઉત્પન્ન થાય ત્યારે મહાત્યાગ પણ કરી શકાય.

"ઉપરનાં વ્રત જે કોઈ પાળે છે તેને બધી ગૂંચવણોમાંથી નીકળવાના રસ્તા મળી આવે છે." (તા. ૭-૨-'૧૫)

બાપુના હસ્તાક્ષર મને આ પ્રથમ વાર મળ્યા.

હું બાપુ પાસેથી જ્ઞાન મેળવવા પ્રયત્ન કરતો, તેમ કામ વિષે પણ માગણી કરતો. પણ એ મેળવવું કઠણ હતું. એમણે દેશમાં પર્યટન શરૂ કર્યું; મને સાથે જવા સૂચવ્યું. પણ હું તૈયાર ન થયો; તેમાં

૨૬૯-૩૬

સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા, અસ્તેય
અને અપરિગ્રહ એમ પાંચ યમ
પાળવાનું બધા મુમુક્ષુને સરખા જ છે.
મુમુક્ષુ બધાયે રહેવું જ જોઈએ. એટલે
મનુષ્યના ચારિત્રનો પાયો ઉપરના
યમ પાળવા ઉપર રહ્યો છે એ યમ
સંસારી બધા જન ને પાળવાના છે.
એ વિષે શંકા નથી. વેપારી હોય છતાં
જૂઠ ન બોલીને સાચું, પરણેલ હોય
છતાં બ્રહ્મચર્ય પાળે, ખાતાં છતાં મનુષ્ય
અહિંસા પાળી શકે છે. ચોરી ન કરવી
(અસ્તેય પાળવું) ને ધન કે વસ્તુનો
પરિગ્રહ સંસારમાં રહી ન કરવો એ
મુશ્કેલ છે છતાં તે આદર્શ ધ્યાનમાં
રાખી રહેતા બાંધણી ન જોઈએ તે
માટે વૈરાગ્યજનક શાસ્ત્ર વાંચ્યા કરે.
મહાત્માના પણ કરી શકાય.
ઉપરના વ્રત જેટલે પાળે તેને બધી
ઉપાધિઓમાંથી નીકળવાના રસ્તા
મળી આવે છે

મારી વિલક્ષણ મનોદશા કારણભૂત હતી. નિયત કાર્યમાં પડ્યા પછી સાર્વજનિક કાર્ય કરવું એવો વિચાર મારા મનમાં રમ્યા કરતો અને સાર્વજનિક કાર્યને જ નિયત કાર્ય કરવાની વૃત્તિ ઊપજી ન હતી. મારા કેટલાક આચારવિચારને લઈને પણ હું બાપુનું કહ્યું કરવા તૈયાર ન થઈ શક્યો. સ્પર્શાસ્પર્શ અને પંક્તિભેદના પ્રચલિત વિચાર મને સંમાનિત લાગતા; બાપુએ તેનો ત્યાગ ક્યારનો કરી દીધો હતો.

પ્રાચીન વિદ્યા સંપન્ન એક પંડિત ગુજરાતીઓમાં આ સમયમાં આદરપાત્ર મનાતા. બાપુએ અસ્પૃશ્યતા સંબંધી તેનો અભિપ્રાય લેવો જોઈએ, એવી સૂચના એમની પાસે આવી. તેમણે તે માન્ય રાખી અને તેની પાસે ગયા;[1] સાથે હું ગયો. વાત લાંબી ચાલી નહીં. પંડિતજીએ સ્પષ્ટ રીતે કહ્યું: "સ્પર્શાસ્પર્શમાં ધાર્મિક દોષ નથી, લૌકિક દોષ છે." બાપુએ સ્પર્શાસ્પર્શ સંબંધી મને એક પત્રમાં લખ્યું:

"સ્પર્શનો વિષય ઘણો મોટો છે. મને લાગે છે કે અસ્પર્શ્ય વર્ગને રાખી આપણે મહાપાપ કરીએ છીએ ને તે વર્ગની હયાતીને લીધે જ આપણામાં કેટલાક અઘોર રિવાજો રહ્યા છે. કોઈની સાથે ન ખાવું ને તેનો સ્પર્શ ન કરવો એ બે બહુ જુદી વસ્તુઓ છે. હવે તો અસ્પર્શ્ય કોઈ રહ્યા નથી. ખ્રિસ્તી તથા મુસલમાનને આપણે અડીએ છીએ તો પછી આપણા જ ધર્મનાને કેમ નહીં અડીએ? ન્યાયદૃષ્ટિએ કે વ્યવહારદૃષ્ટિએ અસ્પર્શનો બચાવ નથી રહ્યો." (અમદાવાદ: અષાઢ સુદ ૧૫, તા. ૨૬–૭–'૧૫)

ભાગીદારીનું ક્ષેત્ર બંધ થવા આવ્યું ત્યારે મારા પર બાપુનો કાગળ આવ્યો:

"તમારો પત્ર મને અહીં મળ્યો છે. તમારે હમણાં તો ભવિષ્યને સારુ કુશળ થવું એ જ જરૂરનું જોઉં છું. તમે હિંદી તથા મરાઠી ભાષાનો ભાષા તરીકે અભ્યાસ આદરો તો ઠીક એમ લાગે છે. તેની સાથે હાથવણાટનું કામ પણ શિખાય તો વધારે સારું. હંમેશાં ફરવા

1. તા. ૪ ૩–૧૯૧૫

જવાનો મહાવરો ન રાખ્યો હોય તો પાડવો. ઓછામાં ઓછા ચાર કલાક અંગમહેનતમાં જવા જોઈએ.

"યોગદર્શન પૂરું કરશો પછી બીજા પુસ્તકનો વિચાર કરીશ.

"મારું ત્યાં આવવાનું ઘણું કરીને ગુરુવારે થશે ને તે જ દિવસે હું પાછો બોલપુર તરફ જઈશ." (પૂના, ફાગણ સુદ ૧૪, તા. ૩૦-૩-'૧૫)

થોડાક માસ પછી મેં બાપુને એમ. એ.ના અભ્યાસ વિષે લખ્યું. તેના જવાબમાં તેમણે જણાવ્યું:

"તમે એમ. એ. નો પ્રયાસ કરો એ શરીરનો વ્યય કરવા જેવું મને તો લાગે છે. તમારે પૈસા કમાવાની જરૂર ન રહેતી હોય તો તમે સંસ્કૃતનો અભ્યાસ ખૂબ વધારો અને બીજી હિંદી ભાષા શીખો એ જરૂરનું છે." (તા. ૨૬ ૭-'૧૫)

બાપુ દેશમાં આવ્યા તે અરસામાં તેઓ મોટે ભાગે ત્રીજા વર્ગની મુસાફરી કરતા. એમને મહાત્માપદ તો વહેલું મળ્યું, પણ તેની કનડગત અનુભવવાનું મોડે મોડે શરૂ થયું. આરંભમાં તેઓ છૂટથી હરીફરી શકતા અને આવજા કરી શકતા. મુસાફરીમાં પણ એમની સાથે એકાદ બે જણ હોય ન હોય; વળાવવામાં પણ ભીડ ન હોય. તેમને ચાલતી ગાડીએ પવન જોઈએ; એટલે હું કોલાબા સ્ટેશને એમનો સામાન લઈ વહેલો પહોંચતો અને હવા મળે એવું ઉપલું પાટિયું એમને માટે રોકી લેતો.

બાપુ મુંબઈ ઊતર્યા ત્યારે તેમણે અંગરખો અને કાઠિયાવાડી પાઘડી પહેરવાનું રાખ્યું; પણ તે ટૂંક વખતમાં તજી દીધાં અને ટોપી-પહેરણ પહેરવાનું શરૂ કર્યું. ગોખલેજીનું મરણ થયું ત્યારે તો ચંપલ વાપરવાનું પણ થોડાક મહિના માટે છોડી દીધું. તેઓ સાદા હતા, પણ સુઘડતા અને સ્વચ્છતા ઘણી જાળવતા.

૧૯૧૫ની સાલમાં શહેનશાહના જન્મદિવસે બાપુને કૈસર-એ-હિંદનો સોનાનો ચાંદ એનાયત થયો. મને સરકારના આ નિર્ણયથી આશ્ચર્ય થયું; તેથી વિશેષ આશ્ચર્ય બાપુએ એનો સ્વીકાર કર્યો એથી થયું. તેઓ માનના મોહથી એમ કરે એ સંભવતું ન હતું; એટલે એમ કરવા માટે એમને કંઈક કારણ હશે, એમ મેં માની લીધું અને

જ્ઞાતિની કામટીને પૂરતી સહી સાથે અરજી કરી કે, બાપુને ચાંદ મળ્યો તે કારણે ખુશાલી બતાવતો અને મુબારકબાદી આપતો પત્ર લખવો. કમિટીએ અરજી માન્ય રાખી. આ પ્રસંગ પછી બાપુને જ્ઞાતિના સંબંધમાં આવવાનું થયું નહીં.

બાપુની પહેલી દિવાળી દેશમાં થઈ તે અરસામાં મેં એમને પત્ર મોકલ્યો. તેમણે મને લખ્યું:

"તમારું ઠેકાણું તો હું ભૂલી ગયો છું.

"તમારું પત્તું સૂચવે છે કે હજુ તમે મને ભૂલી નથી ગયા. તમારી આશા હું મોટી રાખું છું. પ્રભુ તે ફળે તેટલા સારુ તમને વિશેષ નીતિબળ આપો." (કારતક સુદ ૩, તા. ૧૦-૧૧-'૧૫)

કૉંગ્રેસની ૩૦મી બેઠક મુંબઈમાં ૧૯૧૫ની સાલની આખરમાં ભરાઈ તેમાં હું ગયો અને પ્રેક્ષકવર્ગમાં બેઠો. પ્રમુખની આસપાસ પરદેશી ઢબનાં કપડાંમાં અનેક આગેવાનો બેઠા હતા. તેઓ વચ્ચે બાપુ પોતાનાં સાદાં દેશી ઢબનાં કપડાંમાં જુદી જ ભાત પાડતા હતા.

બાપુનો ઉતારો મારવાડી વિદ્યાલયના હૉલમાં હતો. તેમની સાથે આશ્રમવાસીઓનો સંઘ હતો. સંઘના સૌ પોતપોતાનું કામ કરી લેતા. જમવા પંક્તિ બેસતી તેમાં પીરસનાર પોતામાંથી જ રહેતા. બાપુ અહીં પીરસવામાં પણ ભાગ લેતા.

## ૩

# વિકાસ

૧૯૧૭ની સાલના બીજા મહિનામાં કુટુંબીજન સાથે હું પોરબંદર હતો. ત્યાંથી પાછા ફરતાં ગુજરાતનું એક જાણીતું શહેર જોવાની ઇચ્છા સૌને થઈ. અમદાવાદ કે વડોદરા, એની ચર્ચા ચાલી. મેં અમદાવાદનો આગ્રહ કર્યો અને અમે અમદાવાદ ઊતર્યાં. સૌએ શહેરમાં અનેક સ્થળો સાથે જોયાં. પણ બાપુના આશ્રમે હું એકલો ગયો. સાંજનો સમય હતો. બાપુ ત્યાં હતા, પણ જાહેરસભામાં જવા તૈયાર થતા હતા. શ્રીમતી સરોજિની દેવી પણ ત્યાં હતાં. બાપુએ મારી ઓળખાણ એમની સાથે કરાવી અને કહ્યું કે, "આ આશાભર્યો જુવાન છે, પણ હમણાં તો તણાયા કરે છે." શ્રી સરોજિની દેવી મને લઈ બારીએ વાત કરતાં બેઠાં. પણ તેટલામાં બાપુ આવ્યા અને એમને સભામાં લઈ ગયા. તેમના ગયા પછી હું આશ્રમમાં ફર્યો અને ઉતારે ગયો. રાતે બાપુ સુરત જતા હતા; હું એમને સ્ટેશને પાછો મળ્યો. આ વખતે મા પણ ભેગાં આવ્યાં હતાં. તેઓ ત્રીજા વર્ગના ડબામાં બેઠા હતા. અહીં એમની સાથે થોડીક પળ સુખેથી ગાળી શકાઈ.

મુંબઈ આવતાં મેં મારાં મોટાં બહેન ગુમાવ્યાં; એમનો વિયોગ મને વસમો લાગ્યો. મારા વિકાસમાં એમણે સદા રસ લીધો હતો. બાપુએ તે સંબંધી મને કાગળ મોકલ્યો:

> "ચિ. રામકુંવરના દેહાંતના ખબર ઘણા વિચારો ઉત્પન્ન કરે છે. બહેન આણંદ ઉપર દુઃખનો ભાર વધતો ચાલ્યો છે. પણ તે શાંતિ રાખી શકે તેવી છે એમ હું જાણું છું. તમે પોતે જ્ઞાનવાન છો. તે જ્ઞાનનો ઉપયોગ કરી તમે શાંત રહેશો." (અમદાવાદ, ફાગણ વદ ૧૧, તા. ૧૯-૩-'૧૭)

અને છ મહિનામાં બહેનનો નાનો દીકરો પણ ગયો. બાપુએ આ જાણ્યું ત્યારે લખ્યું:

"તમારો કાગળ મળ્યો. તે ગુમ થઈ ગયો છે ને હું મારાં કામમાં ગૂંથાયેલો રહેવાથી પાછું વિસ્મરણ થઈ ગયું. મૂઆ જીવ્યાનો હિસાબ હું ભાગ્યે જ રાખી શકું છું. આવાં કાર્યમાં હું કુટુંબના કામનો રહ્યો જ નથી. ભરતીઓટની અસર પણ ભાગ્યે થાય છે. હાલમાં જ કુટુંબમાં આ ત્રીજા મરણના ખબર આવ્યા. ક્ષણભર વિચાર કરી ભૂલી જવાય છે. મને આ સ્થિતિ અનાયાસે પ્રાપ્ત થઈ છે, પણ એ કેળવવા યોગ્ય છે એમ લાગ્યા કરે છે. મરણ એ ચાલતી સ્થિતિનું અનિવાર્ય પરિવર્તન છે; તેમાં શા સારુ ગભરાટ છૂટવો જોઈએ? જન્મ એ પણ એ જ બનાવની નિશાની છે; તેમાં શા સારુ જયઘોષ કરતા હોઈશું? બન્ને સ્થિતિમાંથી આપણે પોતાને સારુ તેમ જ સર્વ સંસાર સારુ મુક્તિ ઇચ્છીએ છીએ. એને પરમ પુરુષાર્થ વર્ણવ્યો છે. ત્યાં આણંદને હું શો દિલાસો આપું? આણંદ ધર્મધ્યાન કરવાવાળી છે. એ ધર્મનું રહસ્ય સમજવાનો આ તેને સરસ સમય પ્રાપ્ત થયો છે." (મોતીહારી, શ્રાવણ વદ ૭, તા. ૮-૪-'૧૭)

શ્રી એની બેસન્ટ અને તેમના સાથીઓ નજરકેદ થયાં એથી હું હોમરૂલ લીગમાં જોડાયો, અને વર્ષ ઊતરવા આવ્યું ત્યારે કામ-કાજના નામે મેં ઘર બહાર નીકળવાનું પહેલી વાર મન કર્યું. ગુજરાત રાજકીય પરિષદની પહેલી બેઠક ગોધરામાં નવેમ્બર માસમાં થઈ. બાપુ તેના પ્રમુખ હતા. હું પ્રતિનિધિ તરીકે પરિષદમાં ગયો; મારી સાથે ત્રણ સાથીઓ હતા. અમે ઓળખીતાને ત્યાં ઊતર્યા હતા. બાપુએ પરિષદના કાર્યમાં સમય સાચવવાનો આગ્રહ ખાસ રાખ્યો હતો. એમણે પોતાનું જીવન અત્યંત સાદું કર્યું, પણ ઘડિયાળ વિના એમને ન ચાલ્યું. અનિયમિતતાના નિમિત્તે એમણે ઉદ્ગાર કાઢ્યા કે, એક કલાક કાર્ય મોડું શરૂ થાય છે એટલે સ્વરાજ પણ એક કલાક મોડું આવશે.

બાપુએ ગોધરામાં હરિજનોનો પ્રશ્ન પણ છેડ્યો. તેઓ અંત્યજ-વાડામાં નિયત સમયે ગયા. બીજાઓ ત્યાં ભેગા થયા. મારા સાથીઓ પણ ત્યાં પહોંચ્યા. પરંતુ હું ન ગયો.

બાપુને ગોખલેજી માટે બહુ આદર હતો. ગોખલેજી સાર્વજનિક કાર્ય સંબંધી લખતા કે બોલતા તેમાં વિષયનો અભ્યાસ દેખાતો. તેનો લાભ ગુજરાતી ભાષા બોલતી પ્રજાને મળે એવું બાપુએ ઇચ્છ્યું અને

ગોખલેજીની બીજી સંવત્સરી આવી ત્યારે એવો ઠરાવ કર્યો કે, ત્રીજી સંવત્સરીએ એમનાં ચૂંટી કાઢેલાં ભાષણોનો ગુજરાતી તરજુમો ત્રણ ભાગમાં પ્રગટ કરવો. તરજુમો તૈયાર થયો અને સમય ઓછો હોવાથી મુંબઈમાં છપાવવાનું નક્કી થયું. બાપુએ એ કામ મને સોંપવા વિચાર કર્યો અને મહાદેવ તથા નરહરિ મને તેડવા આવ્યા. અમે કોટમાંથી ચાલી ઝવેરી બજારમાં રેવાશંકરભાઈની પેઢીએ પહોંચ્યા. બાપુ વખતોવખત અહીં આવતા અને કેટલુંક કામ પતાવતા. મને છાપખાનાનો અનુભવ ન હતો, છતાં હું એ કામ કરવા તૈયાર થયો. છાપખાનાની ગોઠવણ થઈ અને કામ જલદી પૂરું કરવાનું હતું એટલે હું ત્યાં જઈને બેસતો અને પ્રૂફ વાંચી સુધારી આપતો. પહેલા ભાગનો તરજુમો છપાયો તેમાં મને સુધારા અનિવાર્ય લાગ્યા તે મેં કર્યા. બાપુને એની ખબર આપી અને ચોપડીની કાચી નકલ મોકલી. તેમણે પ્રસ્તાવના લખવાના હેતુથી તે વાંચવી શરૂ કરી. તેમને થયું:

> "જો આ ભાષાન્તરને આપણે પ્રજાની પાસે મૂકીએ તો અન્યાય જ થાય એમ લાગે છે. એટલે ખર્ચ નકામો જશે, છતાં આપણી પાસે બીજો પ્રામાણિક ઉપાય નથી. હાલ તુરતમાં આટલો નિર્ણય બસ છે. આ ભાષાન્તર રાખી મૂકવું, બંધાવવું નહીં. બીજો અને ત્રીજો ભાગ આપણે પહેલા પુસ્તક તરીકે બહાર પાડવા. . . . ભાષાન્તરનું ગુજરાતી સરળ, સ્વાભાવિક, વ્યાકરણદોષથી રહિત અને સાહિત્યભંડારમાં શોભી રહે એવું હોવું જોઈએ. આમાંનો એકે ગુણ આ ભાષાન્તરમાં હું જોઈ શકતો નથી. . . . હું જોઉં છું કે પ્રૂફ તપાસવામાં તમે સરસ મહેનત કરી છે. શુદ્ધિપત્ર આપણે ન આપવું પડે અને અશુદ્ધિ ન હોય એ આપણો નિયમ હોવો જોઈએ." (મોતીહારી, તા. ૧૪–૧–'૧૮)

બાપુએ બીજા બે ભાગના તરજુમા છપાય તે પહેલાં જાતે જોઈ જવા માટે મંગાવ્યા અને એક જ ભાગ સમયસર તૈયાર થઈ શકે એવું હતું એટલે તે છપાયો અને સંવત્સરી આવતાં પ્રગટ થયો. તેની બધી નકલો, મને સૂચના મળી હતી એ મુજબ, મેં હોમરૂલ લીગને સોંપી દીધી અને એકે નકલ મહાદેવને ન મોકલી. એ સંબંધી એની ફરિયાદ આવી અને મારું દિલ કોચવાયું. મેં એને તેમ જ

બાપુને લખ્યું. બન્નેના કાગળ આવ્યા. બાપુએ મહાદેવના કાગળને કેવળ વિનોદી ગણાવ્યો અને ઉમેર્યું :

"તે તમને ઠપકા રૂપે ન હતો. ને વિનોદમાં જેટલો ઠપકો રહ્યો હોય તે પણ ભાઈ મહાદેવનો જ હતો. મારો ભાગ તો તેમાં છે જ નહીં. તમારા કામમાંથી મેં તો સંતોષ જ અનુભવ્યો છે. અસંતોષ મેં જોયો જ નથી.*તમારી પાસેથી મારે તો હજુ ઘણાં કામો લેવાનાં છે." (મહા વદ ૬, તા. ૬-૩-'૧૮)

અને પછી આ પ્રસંગ સાવ ભુલાઈ ગયો.

**गोखलेनां व्याख्यानो** છપાતાં હતાં ત્યારે બાપુના લેખો અને ભાષણોનો સંગ્રહ કરવાનો વિચાર મને આવ્યો. મેં તે બાપુને કહ્યો. એમણે સંગ્રહ કરવાનું મારું કારણ જાણવા માગ્યું. મેં કહ્યું : "પ્રજાને આપના વિચારો સમજવામાં સરળતા થાય અને અભ્યાસને પરિણામે શંકાશીલ આપના મતના થાય." તેમણે મને રજા આપી. લખાણ તૈયાર થઈ રહ્યું ત્યારે મેં સંગ્રહની અનુક્રમણિકા બાપુને વાંચી સંભળાવી અને એકાદ ભાષણનો તરજુમો પણ તેઓ જોઈ ગયા. સંગ્રહ **महात्मा गांधीनी विचारसृष्टिने** નામે પ્રગટ થયો. મેં તેની નકલ એમના હાથમાં મૂકી. તેઓ તેના ઉપર ઝડપથી નજર ફેરવી ગયા. એમને પુસ્તક ગમ્યું; અને પછી અત્યંત કોમળ ભાવથી તેઓ બોલ્યા : "તું આજે મને મારાં બહેનનું સ્મરણ કરાવે છે."

પહેલું વિશ્વયુદ્ધ ૧૯૧૮ની સાલમાં ચાલતું હતું. વાઇસરૉયે દિલ્હીમાં યુદ્ધપરિષદ કરી અને દેશના આગેવાનોને નોતર્યા. બાપુએ તેમાં જવાનું મન કર્યું. એમને કોલાબા સ્ટેશનેથી આગગાડીમાં બેસવાનું હતું; પણ જગા ન હતી. સર નારાયણ ચંદાવરકર એ જ ગાડીમાં દિલ્હી જતા હતા. નોકરોના ખાનામાં બેસવાની સૂચના કરતાં કરતાં એમણે રમૂજમાં કહ્યું : "હું તમારો નોકર બનું; તમે મારા નોકર બનો અને એ રીતે આપણે મુસાફરી કરી લેશું." પરંતુ બાપુને એ સૂચના યોગ્ય લાગી નહીં. ગાડીમાં ત્રણ ચાર ખાનાં હથિયારબંધ પોલીસ માટે અલાયદાં રખાયાં હતાં. ગાડી ઊપડવાનો સમય થયો, પણ પોલીસ-ટુકડી આવી નહીં. સ્ટેશન

માસ્તરે લેબલ કાઢી નાખ્યું અને બાપુને સગવડ કરી આપી. બાપુ ખાનામાં ગોઠવાયા કે ટુકડી આવી અને એ પણ એમની સાથે જ બેઠી.

દિલ્હીની પરિષદ પછી મુંબઈના ગવર્નરે ઇલાકાની પરિષદ કરી. તેમાં તેણે લોકમાન્ય ટિળકને ભાષણ કરતા રોક્યા; હોમરૂલ લીગના સભ્યો પરિષદમાંથી ચાલી ગયા. બાપુને ગવર્નરની વલણ રુચી નહીં. ઘેર આવી તેમણે ગવર્નરને કાગળ લખ્યો અને એની ભૂલ બતાવી. ગવર્નરે એમને મળવા બોલાવ્યા; બાપુ ગયા, પણ વાત સંતોષકારક થઈ નહીં. હોમરૂલ લીગે જાહેર સભા બોલાવી; બાપુ એના પ્રમુખ થવા કબૂલ થયા. તેઓ અગત્યનાં ભાષણો તે અરસામાં લખીને વાંચતા. તેમની સાથે લખે એવું કોઈ ન હતું; એટલે એમણે ભાષણ લખાવ્યું તે મેં લખ્યું. લખવાનું કામ રાતે સવા વાગ્યે પૂરું થયું. "અમે બે જ જણ હતા. અમારી આંખો વારે વારે મળતી અને મારા વિષે એમના મનમાં કંઈક વિચારો આવજા કરતા એમ તેમની આંખ જણાવતી. આ પ્રસંગ કદી ભૂલી શકાય એવો નહોતો."[1] બાપુ સભાનું કામ પતાવી અમદાવાદ ગયા. મને કોલાબાથી ટ્રેનમાં સાથે લીધો. ગ્રાંટરોડ આવતાં મેં રજા માગી. રજા આપતાં આપતાં તેઓ બાને કહે: "મથુરાદાસ આપણી સેવા કરી રહ્યો છે ના?" અને તે વખતનો એમનો ચહેરો મારા અંતરમાં લાંબો વખત સુધી અંકાઈ રહ્યો.

બાપુએ યુદ્ધપરિષદમાં ભાગ લીધો, સામ્રાજ્યને અણીને સમયે સહાય કરવી જોઈએ એવો વિચાર પ્રગટ કર્યો, અને લશ્કરમાં સૈનિકોની ભરતી કરવાનું કાર્ય ખેડા જિલ્લામાં શરૂ કર્યું. તેમને આ કાર્યમાં ફતેહ ઓછી મળી. તેમનું શરીર ખૂબ ઘસાયું અને સખત માંદગી આવી. તેના સમાચાર મેં છાપામાં વાંચ્યા; મને તેમની પાસે દોડી જવાનું મન થયું, પણ રૂઢિનાં બંધન આડે આવ્યાં. મેં વિશેષ વિગત જાણવા મહાદેવને પત્ર લખ્યો. તેનો જવાબ આવ્યો:

---

૧. મારી નોંધ

"બાપુની તબિયત બહુ ચિંતાજનક છે. એમનો જીવ આ દુનિયામાંથી ઊડી ગયો છે. આપણી બધાની ઇચ્છાએ ટકી રહ્યા છે એમ કહીએ તો ચાલે. આખો દિવસ ગીતાનો બીજો અધ્યાય વંચાવે છે, ભજનો ગવરાવે છે, અને 'तद् धाम परमं मम' એ બધાને સ્મરાવે છે. શરીર બહુ જ ક્ષીણ થઈ ગયું છે. પથારીમાં બેસી પણ નથી શકતા. અને પુષ્ટિ ખરેખરી આવે એવો ખોરાક નથી મળતો. આપણી બધાની ભક્તિ સાચી હોય તો એમને ટકાવી રાખી શકાય. તમારાથી આવી જવાય એવું હોય તો આવી જજો. આ સ્થિતપ્રજ્ઞની દશાનાં દર્શન કરવાને ભાગ્યશાળી થતાં શા માટે ચૂકવું? અમારાથી થાય એટલી સેવા અને પ્રાર્થના કરીએ છીએ." (તા. ૬–૧૦–'૧૮)

આ પત્ર આવતાં મારી અસ્વસ્થતા વધી; મેં જવાનો નિશ્ચય કર્યો અને માએ આ વખતે મને ન રોક્યો. પણ આશ્રમમાં જમું તો મારે આવીને એક ઉપવાસ કરવો અને જમનાજળ લેવું એવું વચન મારી પાસેથી લીધું. હું તરત જ ઊપડ્યો અને બીજે દિવસે સવારે આશ્રમે પહોંચ્યો. બાપુએ મને આગલે જ દિવસે યાદ કર્યો હતો. મને જોઈ તેઓ રાજી થયા. હું એમની પાસે ત્રણ દિવસ રોકાયો અને એક વાર એમની ઇચ્છાથી ગીતાના ચોથા અધ્યાયનું પારાયણ મેં એમની પાસે કર્યું. આશ્રમે બીજાં કુટુંબીજન આવેલાં હતાં; તેમનું રસોડું જુદું હતું; ત્યાં મારા જમવાનો બંદોબસ્ત થયો અને મુંબઈ આવી પ્રાયશ્ચિત્ત કરવાનું મારે માટે રહ્યું નહીં. સ્પર્શાસ્પર્શ અને પંક્તિભેદની રૂઢ પ્રથા મારા જીવનમાંથી સમય જતાં ભૂંસાતી ગઈ. માએ કાળબળને વશ થઈ એ પ્રતિ ઉદાસીનતા બતાવી અને મને નભાવી લીધો.

બાપુની માંદગી લાંબી ચાલી. તેઓ હરતા ફરતા થયા ત્યારે માથેરાન હવાફેર કરવા ગયા, પણ ત્યાં ફાવ્યું નહીં. તેઓ મુંબઈ આવ્યા.

૪

# બાપુના કાર્યમાં

બાપુ માંદગીને કારણે મુંબઈમાં લગભગ બે માસ રહ્યા. દક્ષિણ આફ્રિકાથી આવ્યા પછી અહીં એમનો આટલો લાંબો વાસ પહેલી વાર થયો. ડિસેમ્બર–જાન્યુઆરીના મહિના હતા. તેઓ ગામદેવી મણિભુવનમાં રહેતા હતા. અનેક જણ એમને અહીં મળવા આવતા. હોમરૂલ લીગના સંચાલકો સાથે એમને સારો સંબંધ બંધાયો હતો. તેઓ એમની પાસે વારંવાર આવતા અને દેશની પરિસ્થિતિ વિષે વિચારની આપલે કરી જતા.

દેશના રાજબંધારણ સંબંધી હિંદી પ્રધાન અને વાઇસરૉયની 'મૉન્ટફર્ડ' યોજના ૧૯૧૮ની સાલમાં પ્રગટ થઈ ચૂકી હતી. તે જ વર્ષના અંતમાં रौलेट सिडीशन कमिटी रिपोर्ट પ્રગટ થયો. તેના આધારે હિંદી સરકારે પ્રજાની સ્વતંત્રતા ઉપર લડાઈ દરમ્યાન હતો એવો અંકુશ કાયમ માટે મૂકવા નક્કી કર્યું અને બે બિલ પ્રસિદ્ધ કર્યાં. આ પ્રસંગે બાપુ મુંબઈમાં હતા. તેમને રિપોર્ટની ભલામણ અને બિલ અસહ્ય લાગ્યાં. એ સંબંધી શું કરાય એના વિચાર કરતા તેઓ થઈ ગયા. તેમણે દેશમાં જાણીતા મિત્રો સાથે પત્ર-વ્યવહાર શરૂ કર્યો. બાપુની તબિયત હજી સારી થઈ ન હતી, પણ શસ્ત્રક્રિયાથી તેમનો વ્યાધિ હઠવા લાગ્યો. તેઓ ઘરમાં હરતા ફરતા થયા અને પછી કારમાં ફરવા જવા લાગ્યા. આ દિવસોમાં હું એમની પાસે વારંવાર જતો આવતો અને રોકાતો. વ્યાધિથી આવેલી અશક્તિ દૂર કરવા એમને દૂધ આપવાનો પ્રશ્ન નીકળ્યો અને બાએ બાપુની દૂધ ન લેવાની પ્રતિજ્ઞાનું સ્પષ્ટીકરણ કર્યું. ગાયભેંસનું દૂધ ન લેવાય. પણ પ્રતિજ્ઞા બકરીના દૂધની મનાઈ નથી કરતી. એવી દલીલ તેમણે કરી. બાપુ ઢીલા થયા; તેમણે બકરીનું દૂધ લેવું શરૂ કર્યું.

બાપુ સાથે મહાદેવ પણ મુંબઈમાં હતા; આ વખતે અમારો પરિચય વધ્યો. અમે બાપુના વિચાર અને કાર્યની ચર્ચા સંકોચ વિના કરી લેતા અને અમારા વિચાર કદી કદી બાપુ પાસે પણ મૂકતા. તે બાપુના મંત્રી હતા. આ બે માસ દરમ્યાન થોડાક દિવસ માટે તે બીજે ગામ ગયા ત્યારે મંત્રીનું કામ મેં સંભાળી લીધું. આ પછી બાપુનો પત્રવ્યવહાર જોવાની છૂટ મને હમેશ માટે મળી અને તે છેવટ સુધી કાયમ રહી.

દક્ષિણ આફ્રિકામાં બાપુએ નીતિધર્મ નામે નાની ચોપડી લખી. એમાં સૉલ્ટર નામના અમેરિકન લેખકની છાયા ઘણી પડી છે. એ લેખકે નીતિધર્મનો પ્રશ્ન ઈશ્વર-વિચારને ગૌણ લેખી ચર્ચ્યો છે. મેં બાપુ પાસે એની વાત કાઢી. બાપુએ કહ્યું: "લેખક ઈશ્વરમાં માનતો હોય કે નહીં; પણ નીતિમાં તે માને છે. જે નીતિમય જીવન ગાળવા ઇચ્છે છે અને મથે છે તે જ યોગ્ય જીવન ગુજારે છે. નીતિ વિનાની ઈશ્વરી માન્યતા મનુષ્યને ઓછી જ તારે છે."

બાપુ ફેબ્રુઆરી માસમાં આશ્રમે ગયા. એમની તબિયત હજી નબળી હતી, પણ રૉલેટ બિલ ભુલાય એમ ન હતું. એમણે મુંબઈ-અમદાવાદના સાથીઓ જોડે એની ચર્ચા કરી અને રૉલેટ બિલ મંજૂર થાય તો તેનો વિરોધ કરવા સત્યાગ્રહ કરવાનું નક્કી કર્યું; સત્યાગ્રહપ્રતિજ્ઞા ઘડી, સહીઓ લીધી અને વાઇસરૉયને ખબર આપી. બાપુએ પ્રતિજ્ઞાની અને વાઇસરૉય જોગ તારની નકલ તથા લડતમાં જોડાનારની નામાવલિ મને મોકલી. થોડાક દિવસ રહી બાપુ મુંબઈ આવ્યા. એમને આ કાર્યમાં હોમરૂલ લીગના કાર્યકર્તાઓનો સાથ હતો, પણ બાપુએ સત્યાગ્રહસભા નામે જુદી જ સંસ્થા સ્થાપી. મને સભાના વ્યવસ્થાપક થવા કહ્યું. હું કબૂલ થયો.

બાપુએ દક્ષિણ આફ્રિકામાં **हिंद स्वराज** અને **सॉक्रेटीस: एक सत्यवीरनी कथा** એવી બે ચોપડીઓ રચી હતી. મુંબઈ સરકારે તે સામે પ્રતિબંધ મૂક્યો હતો. એ ચોપડીઓ નીતિની દૃષ્ટિએ નિર્દોષ હતી, એટલે સવિનય અનાદર કરવાનો અવસર આવે તો તે સામેનો પ્રતિબંધ તોડવાનો નિશ્ચય સત્યાગ્રહસભાની કમિટીએ કર્યો. એ

ચોપડીઓ છપાવવાની હતી. પણ કોઈ છાપખાનું એ છાપવા તૈયાર ન થયું. અંતે બીબાં ગોઠવવાની એક જગાએ અને છાપવાનું કામ બીજે કરવાની તજવીજ થઈ અને ચોપડીઓ તૈયાર થઈ. આ કામમાં મેં ભાગ લીધો.

બાપુનો પરિચય થયે ચાર વર્ષ થઈ ચૂક્યાં હતાં. તે દરમ્યાન મારા પર એમના થોડાક પત્રો આવ્યા. તેઓ મને 'ચિ.' કરીને સંબોધતા, લખાણમાં 'તમે' લખતા અને 'મોહનદાસના આશીર્વાદ' એવી સહી કરતા. સત્યાગ્રહના નિર્ણયના સમાચાર મને જે પત્રમાં આપ્યા તેમાં છેલ્લી વાર આ પ્રમાણે એમની સહી હતી. આ પછીના પત્રોમાં તેમણે 'બાપુ' નામે સહી કરવાનું શરૂ કર્યું. હું પણ આરંભમાં એમને માટે 'મામાશ્રી' સંબોધન વાપરતો; તે થોડાક વખતમાં મેં બદલ્યું અને 'બાપુ' લખવા માંડયું.

રૉલેટ કાયદો માર્ચ માસની ૧૮મી તારીખે મંજૂર થયો. બાપુએ એપ્રિલ માસની છઠ્ઠી તારીખે આખા દેશમાં હડતાલ પાડવાની ઘોષણા કરી. તેમણે મુંબઈમાં સત્યાગ્રહનો આરંભ તે દિવસે કર્યો. સવારે પ્રજાજનોએ ચોપાટી તીરે સમુદ્રસ્નાન કર્યું; બાપુએ પણ કર્યું. પૂર્વે કદી ન નીકળેલું એવું મોટું સરઘસ ત્યાંથી નીકળ્યું. શહેરમાં પૂરી અને પાકી હડતાલ પડી. સાંજે ફ્રેંચ બ્રિજ પાસે ખુલ્લા મેદાનમાં જંગી સભા થઈ. પોતાનો વિરોધ અને શોક વ્યક્ત કરવા સૌ સભામાં ઉઘાડે માથે હાજર રહ્યા. સત્યાગ્રહની પ્રતિજ્ઞા લેનાર ચોપડીઓ વેચવા બહાર પડ્યા. બાપુ પણ કારમાં નીકળ્યા. સાથે શ્રી અનસૂયા બહેન હતાં; હું પણ હતો. તેમની રજા લઈ ગાડી મેં કોટમાં મારા ઘર આગળ લેવડાવી. મા બાપુને મળવા નીચે આવ્યાં અને એકસો એક રૂપિયા આપી ચોપડી ખરીદ કરી ગયાં. મુંબઈ સરકારે આ સવિનય અનાદરની ઉપેક્ષા કરી. ચોપડી છાપનાર કે વેચનાર કોઈ પકડાયું નહીં, પણ બાપુની ચોપડીઓ બંધનમાં હતી તે છૂટી થઈ: દેશમાં છૂટથી છપાવા લાગી અને પ્રચાર પામી.

બાપુ મુંબઈનું કાર્ય આટોપી દિલ્હી અને પંજાબ જવા નીકળ્યા, પણ તેમને ત્યાં દાખલ થતા રોકવામાં આવ્યા અને પલવલ

સ્ટેશને કેદ કરવામાં આવ્યા, મુંબઈ લાવી છોડી મૂકવામાં આવ્યા અને મુંબઈ ઇલાકામાં જ રહેવાનો હુકમ થયો. એમના કેદ થવાના સમાચારથી લોક ઠેકઠેકાણે ઉશ્કેરાઈ ગયા અને ન કરવાનું કરવા મંડી પડ્યા. પ્રજાએ મર્યાદા મેલી; સત્તાએ સિતમ ગુજાર્યો. પોતે 'પહાડ જેવડી ભૂલ' કરી એવું બાપુએ જાહેર કર્યું અને પ્રાયશ્ચિત્ત રૂપે ત્રણ દિવસના ઉપવાસ કર્યા. જાહેર પ્રવૃત્તિ અંગે એમનો આ બીજો ઉપવાસ હતો; પહેલો ઉપવાસ અમદાવાદની મજૂર હડતાલ સંબંધી હતો.

સત્યાગ્રહમાં કાયદાનો ભંગ સવિનય કરવાનો હોય છે; પણ આ સમયે પ્રજાએ 'સવિનય'ની રીત મૂકી દીધી. બાપુએ સવિનય અનાદરનો કાર્યક્રમ મોકૂફ રાખવાનો વિચાર કર્યો. તેઓ મુંબઈ આવ્યા અને સત્યાગ્રહસભાની કમિટીએ એમનો વિચાર સ્વીકારી લીધો.

રૉલેટ કાયદો રચાયો, પણ મરેલા જન્મેલા બાળક જેવો નિષ્પ્રાણ રહ્યો. તેનો અમલ એકે વાર થયો નહીં. તેની ત્રણ વર્ષની અવધિ પૂરી થાય તે પહેલાં તે રદ થયો.

પંજાબની સરકારે પંજાબમાં કાળો કેર વર્તાવ્યો : માર્શલ લૉ જાહેર કર્યો અને લાંબો વખત ચલાવ્યો. જગત દિવસો સુધી તે વિષે અજાણ્યું રહ્યું. સમય જતાં કંઈક કંઈક ખબર નીતરવા માંડી અને બાપુને અસ્વસ્થ કરતી ગઈ. પંજાબની ત્રસિત પ્રજા પાસે પહોંચવા એમણે ઇચ્છા કરી, પણ સરકારે રજા ન આપી. બાપુએ વિવેક કર્યો અને મુંબઈ બેઠે પંજાબની સેવા થાય તેટલી કરવાનો માર્ગ લીધો.

શ્રી શંકરલાલ બૅંકર, શ્રી ઉમર સોબાની અને બીજા મિત્રો મુંબઈમાં **यंग इंडिया** નામનું સાપ્તાહિક ચલાવતા હતા. સરકારના વિરોધને લઈ **क्रौनिकल** મુશ્કેલીમાં મુકાયું ત્યારે તેમણે બાપુને **यंग इंडिया**ના સંચાલક થવા સૂચવ્યું. બાપુએ એ વાત કબૂલ રાખી અને છાપું અઠવાડિયામાં બે વાર પ્રગટ થવા લાગ્યું. હું કોટમાં રહેતો હતો ત્યાં નજદીકમાં એક નાના છાપખાનામાં તે છપાતું હતું. છાપવાનું કામ મહાદેવ જોતા. કામ રાતે જોવાનું રહેતું અને મોડેથી પતતું. એટલે તે ગામદેવી ન જતાં મારે ત્યાં આવતા અને રહેતા. તે

જોતજોતામાં કુટુંબીજન જેવા થઈ ગયા. **क्रौनिकल** ફરીને ચાલુ થયું એટલે **यंग इंडिया** સાપ્તાહિક થયું અને બાપુએ તે પત્ર છાપવાની અને પ્રગટ કરવાની ગોઠવણ અમદાવાદમાં કરી. ત્યાં **नवजीवन** માસિક નીકળતું; તે પણ સાપ્તાહિક થયું અને બાપુને સોંપાયું. તેમણે મને **नवजीवन**નો ભાર ઉપાડી લેવા કહ્યું. પણ હું અમદાવાદ રહેવાનો વિચાર ન કરી શક્યો અને મેં એની ના કહી.

બાપુ મુંબઈ અમદાવાદમાં વિવિધ પ્રવૃત્તિમાં રોકાયેલા રહેતા, પણ એમનું દિલ પંજાબ જવા તલપી રહ્યું હતું. સરકારે ઠેઠ ઑક્ટોબર માસમાં મનાઈહુકમ ખેંચી લીધો અને બાપુએ ત્યાં જવાનો વિચાર કર્યો. મહાદેવ **यंग इंडिया**માં ગૂંથાયેલા હતા, એટલે તેમણે ઇચ્છયું કે મારે બાપુ સાથે પંજાબ જવું. મેં પણ ઇચ્છા કરી. પરંતુ બાપુએ દિવાળીના દિવસોમાં નીકળવાનું નક્કી કર્યું. તે દિવસોમાં જવાની રજા હું મા પાસે માગી ન શક્યો. મેં દિવાળી પછી તરત રવાના થવાની ખબર બાપુને આપી. તેઓ નક્કી કરેલ ચૌદશને દિવસે નીકળ્યા અને મને પાછળથી જવાનું કહેતા ગયા. ત્યાંની અગવડ મારાથી સહન ન થાય એવું એમને ત્યાં જતાં થયું, અને મને રોકાઈ જવા તાર કર્યો; આમ મારું પંજાબ જવાનું ઊડી ગયું. પરંતુ ડિસેમ્બર માસના છેલ્લા અઠવાડિયામાં અમૃતસરમાં કૉંગ્રેસની બેઠક થવાની હતી. બાપુ આ સમયે લાહોરમાં હતા. તેમણે મને પૂછયું: “કૉંગ્રેસને સમયે તમે આવવા ધારો છો કે?” મેં એમને હા લખી અને મારે પહેરવા ઓઢવાનું શું શું લઈ જવું એની અને બીજી અનેક સૂચનાઓ તેમણે મને લખી મોકલી. હું એમને લાહોરમાં મળ્યો.

અહીંથી સૌ અમૃતસર જવા ઊપડ્યા. માલવિયાજી અને બાપુનો ઉતારો શીખ ધર્મશાળામાં સાથે હતો. વસ્તી ઘણી હતી અને મળવા આવનારની આવજા સારી રહેતી. રહેવાનું અતિશય સાદું હતું. પચરંગી સંઘમાં રહેવાનો અનુભવ મેં અહીં પ્રથમ વાર કર્યો. મને જગતની વિવિધતા જોવા મળી.

માર્શલ લૉના દિવસોમાં જલિયાંવાલા બાગ અને કચાકૌરિયાં-વાલા ગલી (ક્રૉલિંગ લેન)નાં નામ અરેરાટી બોલાવનારાં થઈ પડ્યાં

હતાં. જલિયાંવાલા બાગ એ ચોમેર મકાનોથી ઘેરાયેલ ખાલી ચોગાન છે. અહીં સેંકડો નિર્દોષો ગોળીથી વીંધાયા. હિંદુ, શીખ, મુસ્લિમનાં લોહી સાથે રેડાયાં અને વહ્યાં. એ દારુણ પ્રસંગ પ્રજાની એકતા-સૂચક મનાયો. તે જગાને યાત્રાનું સ્થાન બનાવવા બાપુએ સ્મારક કરવાનો નિર્ણય કર્યો. તે માટે જોઈતાં નાણાં સપાટામાં ભેગાં થયાં. પરંતુ સ્મારક રચાય તે પહેલાં તો પ્રજાનો સંપ ઝરી જવા લાગ્યો; કુસંપે ઘર કર્યું. એ સંહારમાંથી સંગઠન ઊપજ્યું નહીં. જલિયાંવાલા બાગ આજે પણ વેરાન પડ્યા છે.

અમૃતસર કોંગ્રેસનો મુખ્ય ઠરાવ 'રિફૉર્મ્સ ઍક્ટ' સંબંધી હતો. આ કાયદાનો અસ્વીકાર કરવાની વૃત્તિ કોઈ પક્ષની હતી નહીં. છતાં ઠરાવની ચર્ચા લાંબી ચાલી. બાપુએ અગત્યનો ભાગ ભજવ્યો: સુધારાના કાયદા માટે હિંદી પ્રધાન શ્રી મોન્ટેગ્યુનો આભાર કોંગ્રેસે માનવો જોઈએ એવો આગ્રહ કર્યો; પોતાની એ વિનયની સૂચના સ્વીકારવા તેમણે લોકમાન્યને **गीतारहस्य**નું સ્મરણ કરાવીને અને ભરસભામાં ટોપી ઉતારીને બહુ આર્દ્રભાવે વિનંતી કરી. અસલ ઠરાવમાં ઘટતા ફેરફાર થયા અને ઠરાવ સર્વાનુમતે પસાર થયો. બાપુએ કોંગ્રેસમાં અગ્રસ્થાન મેળવ્યું.

કોંગ્રેસની બેઠક પૂરી થતાં બાપુ આશ્રમે ગયા, હું મુંબઈ આવ્યો.

આ વર્ષમાં મારા પર બાપુના અનેક તાર-કાગળ આવ્યા; તે ઘણે ભાગે કામકાજને લગતા હતા; મનનનાં વચન એક બે પત્રમાં આવ્યાં:

"... આપણે સિંચન કર્યાં જ કરીએ તો કોઈક દિવસ પણ પાક ઊગી નીકળે. અજ્ઞાન એ પણ અંધકાર છે; એક પ્રકારનું અસત્ય છે, એટલે જ્ઞાન અથવા સત્યની સામે તેનાથી ટકાય જ નહીં. ..."

(આશ્રમ, ભાદરવા સુદ ૯, તા. ૩-૯-'૧૯)

અને મારા કાકાનું અવસાન થયું ત્યારે બાપુએ લખ્યું:

"... તમે મરણથી ન જ ડરો એમ તો હું માની લઉં છું. નાના, મોટા કે ઘરડા બધા પોતાને કાળે જ મરે છે. સહુ આ શરીરે ભરવાનું કરજ ભરી ચાલતા થાય છે. બચ્ચાના શરીરમાં રહેલો આત્મા જ્ઞાની હોઈ શકે ને ઘરડાના શરીરમાં રહેલો આત્મા મૂઢ હોઈ શકે. આવી દશામાં કોના મરવાનો શોક કરીએ? ..." (દિલ્હી, કારતક સુદ ૮, તા. ૩-૧૧-'૧૯)

## ૫

# બાપુ સાથે

માર્શલ લૉના અમલ સંબંધી સરકારે હંટર કમિટી નીમી હતી. આ કમિટી સાથે કૉંગ્રેસનો મેળ જામ્યો નહીં અને તેનો બહિષ્કાર કરવાનું નક્કી થયું. કૉંગ્રેસના પ્રમુખ પંડિત માલવિયાજીએ જુદી તપાસ-સમિતિ રચી. તેમાં પંડિત મોતીલાલ નેહરુ, દેશબંધુ ચિત્તરંજન દાસ, શ્રી અબ્બાસ તૈયબજી, શ્રી જયકર અને બાપુ હતા. અમૃતસરમાં કૉંગ્રેસ ભરાઈ ત્યારે સમિતિનું કામ પૂરું થયું ન હતું. તે આટોપવા બાપુને ફરીને પંજાબ જવાનું હતું. કૉંગ્રેસમાંથી છૂટા પડતાં તેમણે મને પોતાની એકાદ પ્રવૃત્તિમાં ગોઠવાઈ જવા કહ્યું. પરંતુ મારું મન હજી વિહ્વળ હતું. હું કોઈ કાર્ય પસંદ કરી શક્યો નહીં; પણ એમની સાથે પંજાબ જવા તૈયાર થયો. અને એમને દિલ્હીમાં મળ્યો. તેઓ પ્રિન્સિપાલ રુદ્રને ત્યાં ઊતર્યા હતા. તે ખ્રિસ્તી હતા એટલે વળી પંક્તિભેદનો પ્રશ્ન આવી ઊભો. ત્યાં એકાદ દિવસ રહેવાનું હતું એથી એ વિકટ ન બન્યો; હું બીજે જમ્યો.

બાપુ મોતીલાલજીને મળવા અલ્હાબાદ ગયા. ત્યાંથી કાનપુર અને મેરઠ થઈ લાહોર પહોંચ્યા. એમનો ઉતારો શ્રી સરલાદેવી ચોધરાણીને ત્યાં હતો. અહીં ઘરના રસોડાનું જમવું મને પચ્યું નહીં. બાપુએ હાથે રાંધી લેવા કહ્યું અને દસેક દિવસ સુધી દેવદાસે અને મેં તેમ કર્યું. મારે બાપુનો પત્રવ્યવહાર જોવાનો હતો; એમની અગંત સેવા પણ કરવાની હતી. એમની સેવામાં જે જોડાતું તેણે એમનું બધું કામ કરવાનું રહેતું. 'આ કામ મારું નહીં' એ વિચાર એમના સંબંધમાં બંધબેસતો આવતો નહીં.

લાહોરમાં બાપુનું મુખ્ય કામ માર્શલ લૉ તપાસસમિતિ સંબંધી હતું. તેઓ કામકાજમાં આખો દિવસ પરોવાયેલા રહેતા, તોપણ શરીરની સંભાળ રાખવી ન ભૂલતા; અહીં પણ ફરવા નીકળતા. પંડિત માલવિયાજી એક દિવસ સાંજે બાપુને મળવા આવ્યા. બન્નેએ

સાથે ફરવા નીકળવાનો વિચાર કર્યો. ઠંડી ઘણી હતી અને પવન વાતો હતો. બાપુ તો કેવળ ચંપલ પહેરીને જવા તૈયાર થયા. પંડિતજીએ તેમને મોજાં પહેરવાનો આગ્રહ કર્યો. તેઓ પંડિતજીને ના ન કહી શક્યા, પાસે એકાદ જોડ હતી તે પહેરી.

લાહોરમાં કામ આટોપી બાપુ બીજાં સ્થળોએ તપાસસમિતિના કામે ગયા. તેમણે ક્યાંક ક્યાંક રહેવા કરવાની હાડમારી વેઠી. એક ઠેકાણે તો તેમના પહોંચ્યા પછી ઉતારાનો બંદોબસ્ત થયો. જુબાની લેવાનું પૂરું થતાં તેઓ કાશી પહોંચ્યા. ત્યાં પાંચેક દિવસ રહેવાનું થયું. જુબાનીની તારવણી કરી તેમણે રિપોર્ટ ઘડ્યો; સમિતિએ ચર્ચા કરી મંજૂર રાખ્યો. ચર્ચામાં મીઠાશ અને મર્યાદા હતી. સભ્યોમાં એકબીજા માટે માન હતું અને સૌ બાપુ પ્રતિ મમતા બતાવતા. રિપોર્ટ કેવળ ન્યાયવૃત્તિનું પરિણામ હતું. તેમાં જે આલેખાયું તેની સત્યતા વિષે સમિતિને વિશ્વાસ હતો. સભ્યોએ પોતાની ભલામણનો સ્વીકાર કરાવવાનો આગ્રહ ધર્યો અને તેમ કરવામાં જીવનપલટો પણ કર્યો. સમિતિના સભ્યો — નેહરુ અને પછી દાસ બાપુના ધુરંધર સાથીઓ થયા, તૈયબજી એમને અનુસરનારા થયા, અને શ્રી જયકરે વકીલાત છોડી. દેશની સ્વતંત્રતાની લડતમાં આ રિપોર્ટે અગત્યનો ભાગ ભજવ્યો.

રિપોર્ટનું કામ પૂરું થતાં બાપુ આશ્રમે ગયા અને હું ત્યાં એકાદ દિવસ રોકાઈ મુંબઈ આવ્યો.

**आज्ञा गुरूणां ह्यविचारणीया** ગુરુની આજ્ઞા અવિચારણીય છે, એ વચન અનુસાર રહેવાનો અવસર મારે માટે આ પહેલો હતો. "કુટુંબમાં પુરુષવર્ગમાં કાકા એક જ હતા; પણ હું ૧૨ વર્ષનો થયો ત્યારે તે જુદા રહેતા. . . . બાપુજીને હું વડીલ માનું છું. તેમના પ્રતિ મારો પૂજ્યભાવ છે, ભક્તિ છે. અને તેમની સાથે રાતદિવસ રહેવાનો પ્રસંગ મને આ વખતે પહેલી જ વાર પ્રાપ્ત થયો. પુત્રપિતાનો જેવો સંબંધ, તેવો અમારો સંબંધ લાગતો. એમની સેવા કરવામાં શ્રેય જ છે. . . . જે દિવસે હું દિલ્હી પહોંચ્યો તે દિવસે જે હર્ષથી મને એમણે બોલાવ્યો, જે પ્રસન્નતા

એમના મોં ઉપર જોઈ, તે ફરીથી એકાદ બે વાર જ અનુભવી. . . . લાહોરમાં તો બાપુ સાથે સપ્રેમ વાત કરવા પ્રસંગ જ ન મળતો. એમની સાથે એકાંત પણ ભાગ્યે જ મળતું. એથી મન બહુ મૂંઝાતું અને થતું કે, શું બાપુજી મારાથી નારાજ થયા છે? અને તે વખતે સ્ત્રી-પુરુષનો સંબંધ યાદ આવતો. પતિ કેટલીક વાર પત્ની સાથે પ્રેમ કરતો નથી. તેમાં કંઈ ખાસ કારણ હોતું નથી; વખતે તે કાર્યભારથી શ્રમિત થયેલ હોય છે. પણ પત્નીનું મન મૂંઝાય છે અને અનેક સંકલ્પ વિકલ્પ અંતરમાં ઊઠે છે. આવો જ અનુભવ મારો છે. . . . મેં એમની સાથે રહેતાં એ પણ અનુભવ્યું કે સેવાધર્મ પરમ ગહન છે. . . . ઉપાસ્ય જનને સદા તૃપ્ત રાખવા કઠણ છે. . . .”[૧]

બાપુને મેં મારા કામથી સંતોષ આપ્યો કે નહીં એ વિષે હું શંકાશીલ થયો હતો. મેં એમને મુંબઈ આવતાં જ પત્ર લખ્યો:

“. . . આપની સાથે આવવા નિશ્ચય કર્યો ત્યારે મારું મન બહુ જ વિહ્વળ બન્યું હતું. હું વિષાદી હતો. ન સમજાય એવો ધ્રાસકો અંતરમાં વ્યાપી રહ્યો હતો. આ દયાજનક દશામાંથી છૂટવાની આશાએ આપની સાથે આવવા નિશ્ચય કર્યો. . . . આવી દશામાં મેં આપની સેવા કરવા પ્રયત્ન કર્યો છે. મારાથી ભૂલો થઈ હશે, થઈ છે, અને તારમાં સોમને બદલે રવિ લખવાની ભૂલ તો જાણે મારી દશા અનેકોને જણાવવા થઈ ન હોય! આમ છતાં મને યાદ નથી કે મેં આપના કાર્યમાં કંઈ ગંભીર ભૂલ કરી હોય. જે કંઈ થઈ હોય તે માટે આપની ક્ષમા ચાહું છું. . . .” (તા. ૨૫-૨-’૨૦)

આ પત્ર રવાના કર્યા પછી મને “મનમાં કંઈક શાંતિ વળી.”

બાપુનો જવાબ આવ્યો:

“તમારો કાગળ કાલે મળ્યો. હું ત્યાં સોમવારે પહોંચવાની આશા રાખું છું, એટલે હું પોતે જવાબ લખતો નથી ને ટૂંકો જ લખાવીશ. આજે મારું શરીર બરાબર લથડ્યું છે એટલે હું સૂતો છું. પણ જરા આરામ લઈ લઈશ એટલે થોડુંઘણું ઠેકાણે આવી જશે. તમે જ્યાં એક સુપુત્રની માફક સેવા કરી છે ત્યાં મને અસંતોષ આવ્યો હોય

---

૧. મારી નોંધ: તા. ૨૮-૨-૧૯૨૦

એવું બને જ કેમ? હું તો તમે હોવાથી મારા પત્રવ્યવહારમાં તદ્દન નિશ્ચિંત થઈ ફરતો હતો. તમે ન હોત તો દેવદાસ માંદો પડત અથવા મારું ઘણું કામ તો રેડવી લેવું પડત. વિશેષ સોમવારે." (ફાગણ સુદ ૮, તા. ૨૭–૨–'૨૦)

બાપુ મુંબઈ આવ્યા: બીજે દિવસે તેમણે મારી વાત છેડી, પણ બંગલે થઈ શકી નહીં. તેઓ મને સાથે ફરવા લઈ ગયા. લૂજિસ રોડથી ગોવાલિયા ટૅંક રોડ ઊતરી અમે વૉર્ડન રોડ ફરવા ગયા અને ચાલતાં ચાલતાં વાતો થઈ. હું એમની સાથે પંજાબ ગયો ત્યારે મારા દિલમાં ઉલ્લાસનો અભાવ હતો. જીવ, જગત અને ઈશ્વર વિષેના કૂટ પ્રશ્નો ચિત્તમાં ઘણો વખત થયાં ડહોળાયા કરતા હતા તે કાકાનું અવસાન થતાં વધારે ને વધારે મૂંઝવણ કરવા લાગ્યા. હું **संशयात्मा** બન્યો. મેં પશ્ચિમના તત્ત્વજ્ઞાન સંબંધી અનેક લેખકો વાંચ્યા, અને મારા વિચારોમાં અવ્યવસ્થા વધતી ચાલી. મારો પ્રશ્ન પૈસા કમાવાનો કે વિલાસના માર્ગે વળવાનો ન હતો; મારી ગ્લાનિ દૂર કેમ થાય અને પ્રફુલ્લિતતા કેમ મેળવાય એ સંબંધી હતો. હું મારી કથા બાપુ પાસે યથાર્થ કહી ન શક્યો; પણ, તેઓ મારી દશા સમજી ગયા હતા. તેમણે મને પ્રવૃત્તિમાં જોડાઈ જવાની સલાહ આપી: 'તું સેવાધર્મ સ્વીકારી લે અને તેનું પાલન કર, એટલે તારામાં દૃઢતા અને બળ આવશે અને તારી મૂંઝવણ દૂર થશે.'

અને પછી બાપુ આશ્રમે ગયા; ત્યાંથી મારા પર એમનો પત્ર આવ્યો:

"તમને હું કહું કે ગઈ રાતે માત્ર અરધો કલાક હું સૂતો એટલે તમને ન લખવા સારુ મને માફ કરો જ. માફી માગું છું કેમ કે તમારું સ્મરણ મને રહ્યા જ કરે છે ને તમારા ધર્મસંકટમાં હું પત્ર દ્વારા ભાગ લેવા ઇચ્છતો છતો નથી લઈ શક્યો. હું મંગળવારે સવારે ત્યાં પહોંચીશ." (શનિવાર, તા. ૨–૩–'૨૦)

બાપુ માર્ચ માસની શરૂઆતમાં હાઈકોર્ટના કેસ સંબંધી મુંબઈ આવ્યા ત્યારે એમની સાથે મારે વાત થઈ. તેઓ તપાસ-સમિતિના કાર્યમાં પંજાબમાં ગૂંથાયેલા હતા ત્યારે હાઈકોર્ટે કોર્ટની અવગણના કરવાનો કેસ એમના ઉપર માંડ્યો. કોર્ટ પાસે એકાદ

કેસ ચાલતો હતો તે સંબંધી બાપુએ પોતાના વિચાર નૈતિક દૃષ્ટિએ લખ્યા. એ કોર્ટને તેના ન્યાય તોળવાના કામમાં આડા આવતા લાગ્યા. કેસની તારીખ બાપુને અનુકૂળ આવે એવી નક્કી થઈ. કેસ માર્ચ માસની ૩જી તારીખે નીકળ્યો. શ્રી ઉમર સોબાની અકળાયા. તેણે શ્રી ઝીણા સાથે ચર્ચા કરી. શ્રી ઝીણાએ જરૂરી પુસ્તકો જોઈ કાઢ્યાં અને શ્રી સોબાની એમને બાપુ પાસે તેડી આવ્યા. અવગણના શી રીતે થઈ છે એ એમને સમજાવવાની કોશિશ શ્રી ઝીણાએ કરી. પોતાના વલણ વિષે જરા જેટલો પણ શક આવે તો શ્રી ઝીણાની મહેનત અને મહોબત ખાતર પણ એની દલીલ બાપુ કબૂલ કરવા તૈયાર હતા. પરંતુ એમને પોતાના દૃષ્ટિબિન્દુની યોગ્યતા વિષે લવલેશ શક નહોતો. તેઓ શ્રી ઝીણાની સલાહ માન્ય ન રાખી શક્યા. કેસ 'ફુલ બેંચ' પાસે ચાલ્યો. બાપુએ ઘરગથ્થુ દલીલ કરી પોતાનું વલણ કોર્ટને સમજાવવાનો પ્રયત્ન કર્યો. ઍડવોકેટ-જનરલ કોર્ટ ઊઠી ત્યારે બાપુને કહે: 'મેં તો ધાર્યું હતું કે તમે કાયદા-કાનૂન રજૂ કરી તમારો બચાવ કરશો.' પણ બાપુને નીતિની દલીલ સૌથી મોટી દલીલ લાગી. કેસ ઝટ પૂરો થયો અને ચુકાદો મુલતવી રહ્યો. થોડાક દિવસ રહી કોર્ટે ચુકાદો આપ્યો. બાપુને દોષિત ઠરાવ્યા અને "ઠપકો આપ્યો." કોર્ટે એમને ચુકાદો સાંભળવા હાજર રહેવાની ફરજમાંથી મુક્ત કર્યા હતા. કેસ કોર્ટના એકાદ નાના ખંડમાં ચાલ્યો હતો. કોર્ટમાં હું એમની સાથે ગયો હતો.

તપાસસમિતિનો રિપોર્ટ મુંબઈમાં છપાયો. રિપોર્ટના બે ભાગ હતા. પહેલા ભાગમાં મૂળ રિપોર્ટ હતો, તે છાપવાનું કામ શ્રી જયકરે જોયું; બીજા ભાગમાં જુબાનીઓ હતી, તે છાપવાનું કામ બાપુએ મને સોંપ્યું. રિપોર્ટનો ભાગ નાનો હતો; જુબાનીનો ભાગ એનાથી છ ગણો મોટો હતો; અને બન્ને સાથે પ્રગટ કરવાના હતા. હું છાપખાનામાં રોજ આઠેક કલાક બેસતો અને ત્યાં જ પ્રૂફ વાંચી આપતો. છાપખાનાની મદદ પૂરી હતી, એટલે આ કામ પંદર સત્તર દિવસમાં પૂરું થયું અને બન્ને ભાગ માર્ચ માસની આખરમાં સાથે પ્રગટ થયા. આ કામને અંગે મારે શ્રી જયકરને

મળવાનું પ્રાયઃ રોજ થતું. રિપોર્ટનો તરજુમો અને જુબાનીની તારવણી ગુજરાતીમાં તૈયાર કરાવવા બાપુએ વિચાર કર્યો. પહેલું કામ મહાદેવને મળ્યું, બીજું મને. અમારા બન્નેના ભાગ એક જ પુસ્તકરૂપે છપાય એવી ઇચ્છા અમે સેવી, પણ તે પાર ન પડી. બન્ને ભાગ જુદા જુદા છપાયા અને જુદે જુદે સમયે પ્રગટ થયા.

પંજાબનો ઘા તાજો હતો અને પ્રજા ન્યાયની રાહ જોતી હતી, ત્યાં બ્રિટને બીજો ઘા કર્યો અને મુસ્લિમોને દૂભવ્યા. બ્રિટનના વડા પ્રધાનનો કોલ કોરે મુકાયો, તુર્કીના કટકા થયા અને ઇસ્લામના ધાર્મિક સ્થાન પર સુલતાન-ખલીફાની સત્તા રહેવી જોઈએ તે રહી નહીં. બાપુએ મુસ્લિમોનું દર્દ પિછાન્યું; તેમનો પ્રશ્ન ધાર્મિક અને ન્યાય્ય લેખ્યો અને તેમની પડખે ઊભા રહેવાનું યોગ્ય માન્યું. તેઓ પોતાની અહિંસાની રીતે એ મુસ્લિમોને સહાય કરવા તૈયાર થયા. મુસ્લિમોએ તેમની રીત કબૂલ રાખી અને બાપુ તેમના અગ્રેસર થયા. તેમણે અહિંસાત્મક અસહકારનો વિચાર મુસ્લિમ પરિષદ પાસે ૧૯૧૯ની સાલના નવેમ્બર માસમાં માંડ્યો અને પછી તેનો વિકાસ થતો ગયો. સત્તાની સહાય ન લેવી અને સત્તાને સહાય ન દેવી અને તેમ કરવામાં અહિંસાનું પાલન કરવું, એ વસ્તુ અહિંસાત્મક અસહકારના મૂળમાં હતી. આ ધોરણે કાર્યક્રમ ઘડવા કમિટી નિમાઈ; કઈ કઈ બાબતમાં કયા ક્રમે અસહકાર કરવો એ નક્કી થયું અને ઑગસ્ટ માસની પહેલી તારીખે લડત શરૂ કરવાનો નિર્ણય થયો. અલીભાઈઓ ખિલાફતના વિષયમાં બાપુના મુખ્ય સાથીઓ હતા. બાપુને કેટલીક વાર મૌલાના શૌકતઅલીને લખવાની જરૂર રહેતી, પણ એમની ટપાલ સમયસર ન પહોંચતી. એથી તેઓ મને લખતા અથવા તેમને પહોંચાડવાનો પત્ર મારે ત્યાં મોકલતા. પત્ર પહોંચાડવાની બાબતમાં તેમણે એક વાર લખ્યું :

> "આ સાથેનો કાગળ વાંચી કવરમાં બીડી (ઉઘાડો) ભાઈ શૌકતઅલીને આપજો." (તા. ૧૩–૫–'૨૦)

બાપુનાં પરિચય અને પ્રવૃત્તિ વિશેષ ને વિશેષ વધતાં ગયાં; પણ એમની સાથે મારો સમાગમ ઓછો ન થયો. એમના વિચાર

અને વ્યવહાર સમજવાનો મારો પ્રયાસ સતત રહેતો. એ વિષે જરૂર જણાતાં હું એમની સાથે ચર્ચા કરી લેતો. મારાથી ન જણાય કે એમની પાસે ન બોલાય એવું એમણે કંઈ રાખ્યું નહીં. એમની આ ઉદારતા મેં આ મહિનાઓમાં બહુ અંશે અનુભવી અને તે હું સદા અનુભવતો રહ્યો.

## ૬

## અસહકાર

ઑગસ્ટ માસની પહેલી તારીખે બે મોટા પ્રસંગ દેશમાં બન્યા: તે દિવસે લોકમાન્ય ટિળકે પોતાની જીવનયાત્રા પૂરી કરી, અને અહિંસાત્મક અસહકારની લડત શરૂ થઈ. લોકમાન્યનો અંગત પરિચય મને ન હતો પણ તેમના નામે મારા અંતરમાં સારી ભાવના જગાવી હતી. તેમના અંતિમ દિવસોમાં એક વાર મહાદેવ અને હું તેમને જોવા સરદારગૃહમાં ગયા હતા. શ્રી ગંગાધરરાવ દેશપાંડે અમને અંદર લઈ ગયા અને એમનાં દર્શનનો લાભ મળ્યો. અમે પળ બે પળ રોકાયા અને નમસ્કાર કરી બહાર આવ્યા.

અસંખ્ય લોકો લોકમાન્યના દેહનાં છેલ્લાં દર્શન કરી લેવા સરદારગૃહ આગળ જવા લાગ્યા. દેહને પદ્માસનમાં પહેલે માળે કઠેડા આગળ બેસાડવામાં આવ્યો હતો. બાપુ વહેલા ત્યાં ગયા; સાથે મહાદેવ અને હું હતા. અમે સૌ એકાદ મોટા ખંડમાં રોકાયા. બાપુ વિચારમાં હતા અને બીજા સૌ ચૂપ બેઠા હતા. "**आला रे आला, गोविंदा**"નાં ગાન ઊંચે અવાજે કરતી મંડળીઓ મકાન આગળ આવી પહોંચી. '**गोविंदा**'ના નાદથી બાપુની ગમગીની ઊડી ગઈ. તેમનામાં શાંતિ દેખાવા લાગી. સ્મશાનયાત્રાની તૈયારી થઈ. સરકારે અગ્નિસંસ્કાર ચોપાટીને તીરે કરવાની રજા આપી અને રેતીમાં આજે લોકમાન્યની પ્રતિમા ઊભી છે ત્યાં સંધ્યા ઊતરતાં અંતિમ સંસ્કાર થયો. બાપુ તે ઘડીએ હાજર હતા. અગ્નિની પ્રવૃત્તિ શરૂ થઈ

પછી તેઓ ઘેર આવ્યા. પરંતુ એમનું દિલ ચોપાટી પર હતું. તેમને ત્યાં ફરી જવાની ઇચ્છા થઈ, પણ તેમણે તે રોકી. લોકમાન્યના વિદાય થવાથી તેમને કંપ લાગ્યો, પણ તેઓ તરત સ્વસ્થ થઈ ગયા.

કૉંગ્રેસની ખાસ બેઠક કલકત્તામાં ભરાઈ. તેમાં હું બાપુ સાથે ગયો. ત્યાં એમનો ઉતારો માળવાળા મકાનમાં ઉપલે મજલે હતો. દાદરા ચડીને જવાના હતા, પણ તે જમાનામાં બાપુ માટે તે આકરું ન હતું.

કલકત્તાની બેઠકમાં કૉંગ્રેસે બાપુનો અસહકારનો ઠરાવ મંજૂર રાખ્યો અને જૂની પ્રણાલિકા છોડી પ્રજાને કાર્યમાં યોજી અને સરકારનો વિરોધ અહિંસાત્મક કાર્યથી કરવાનો ઉપાય બતાવ્યો. બાપુ કૉંગ્રેસના સંચાલક થયા. અસહકારના ઠરાવ ઉપર પ્રાંતવાર મત ગણાયા. બાપુએ તેનું પરિણામ જાણ્યું ત્યારે પાસે બેઠેલા મિત્રોને કહ્યું : "વિજયના અવસરે આપણે નમ્ર જ રહેવું જોઈએ."

કૉંગ્રેસની વાર્ષિક બેઠક નાગપુરમાં થઈ. તેણે અસહકારની લડત ચાલુ રાખી અને એક વર્ષમાં સ્વરાજ સિદ્ધ કરવાનો નિર્ણય કર્યો. આ પછી ત્રણેક મહિનામાં મહાસમિતિ (અખિલ હિંદ મહાસભા સમિતિ) ની બેઠક મળી. તેમાં એક કરોડ રૂપિયાનો ફાળો જૂન માસની આખર સુધીમાં કરી લેવાનો નિર્ણય થયો.

બાપુ જૂન માસમાં મુંબઈ આવ્યા અને રહ્યા. એમને મન પૂરા એક કરોડ ભેગા કરવાની વસ્તુ ટેકની વાત થઈ ગઈ. તેમણે એની ચર્ચા શેઠ ઉમર સોબાની અને શેઠ જમનાલાલ બજાજ સાથે કરી. બન્ને સાથીઓએ બાપુને એ સંબંધી નિશ્ચિંત કર્યા; પણ બાપુએ પોતાને કરવાના પ્રયત્ન જરા પણ ઢીલા ન કર્યા. મુંબઈ નગરીએ એમનો અપૂર્વ સત્કાર કર્યો; મુંબઈગરાએ એમને છૂટે હાથે દાન આપ્યું. બાપુ પાસે નાની મોટી રકમો આવતી રહી અને તે સંભાળી લઈ, ગણી તપાસી જોઈ ઠેકાણે મૂકવાની મુખ્ય જવાબદારી મારી થઈ. આ સમયે કોટમાં ઉઘરાણું શરૂ થયું અને તેમાં મેં પણ ભાગ લીધો. તે ચાલતું હતું ત્યારે મેં ત્યાં સભા કરવાની વાત બાપુને કરી. હું પચીસ હજાર રૂપિયા ભેગા કરું તો તેઓ આવે

એવી શરત કરી. પણ મિત્રોએ એક લાખ એકતાલીસ હજાર જેટલી રકમ ઉઘરાવી અને બાપુ તેમ જ સોબાની શેઠને તાજુબી ઉપજાવી. જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ ઉઘરાણાના કામમાં વેગ આવતો ગયો અને જૂન માસની ૩૦મી તારીખ પૂરી થતાં એક કરોડનો ફાળો થયો એવું બાપુ સંતોષપૂર્વક જાહેર કરી શકયા.

ફાળાનું કામ પૂરું થતાં, મહાસમિતિની બેઠક મુંબઈમાં જુલાઈ માસમાં મળી.

આ સમયે હું માંદો પડ્યો અને સભામાં જઈ ન શકયો. બાપુને પણ ન મળી શક્યો. મને એમનાં દર્શનની ઝંખના બહુ થઈ અને છતાં "વિવેકબુદ્ધિ ચાલુ કહ્યા કરતી કે આમ ઝંખના કરવી ન છાજે."[1] મુસાફરીમાંથી એમનો કાગળ આવ્યો :

"તમને આટલો સખત મંદવાડ ગયો એ તો મારા ધ્યાન બહાર જ હતું. છતાં છેલ્લી ઘડી લગી તમને મળવા આવવાની ઉમેદ તો રાખી જ હતી. પણ કયાંથી અવાય ? હું બોરીબંદર પાંચ મિનિટ બાકી હતી ત્યારે પહોંચ્યો. એક પછી એક કામ નીકળતાં જ આવે. તમારી આશા તો હું સમજું, પણ વહાલામાં વહાલાનો ભોગ તો મારે આપવો જ પડે છે. એના પ્રસંગો મને અનેક આવી ગયા છે. અને એ જ બરોબર છે. એટલે તમે આશા રાખો એમ કહેતો છતાં પાછો એમ પણ કહું કે, તમારી આશા ફળે નહીં ત્યારે નિરાશ પણ ન થાઓ. અને હવે પછી જ્યારે બહુ મન થાય ત્યારે મને કહેવરાવી પણ દેવું કે હવે તો આવ્યે જ છૂટકો છે. એમ તમે બધા વર્તો તો હું નિર્ભય રહી શકું. આ સ્ટેશન આવ્યું એટલે બંધ કરું છું." (શનિવાર : તા. ૧૩-૮-'૨૧)

બાપુને 'આવ્યે જ છૂટકો' એવું કહેવડાવવાનો અવસર મને ન આવ્યો.

લડતને લઈ દેશની હવા ધીમે ધીમે ગરમ થતી જતી હતી. ઑગસ્ટ માસમાં મલબારમાં મોપલાઓ અને સત્તા વચ્ચે અથડામણ થઈ અને તેમાં હિંદુઓની અવદશા થઈ. હિંદુમુસ્લિમ સંપ વિષે ચુસ્ત માન્યતા સેવનારા કેટલાયે હિંદુઓ બેચેન થયા; હું પણ ખૂબ ચમકયો. મેં બાપુને લખ્યું અને મારું નામ આપ્યા વિના મારા

૧. બાપુ જોગ પત્ર : તા. ૯-૮-'૨૧

કાગળનો જરૂરી ભાગ લઈ તેમણે **નવજીવન**ના તા. ૨૫–૯–'૨૧ ના અંકમાં મને જવાબ આપ્યો:

"ઇસ્લામ બળાત્કારે કોઈને મુસલમાન બનાવવાની રજા નથી આપતો; . . . બળાત્કારે આજ લગી એક પણ ધર્મ દુનિયામાં ચાલ્યો નથી, . . . અનેક મુસલમાનોની સચ્ચાઈ અને ખાનદાની મેં અનુભવ્યાં છે. . . . હિંદુમુસલમાન ઐક્યનો એવો અર્થ તો ન જ હોય કે, કોઈ મુસલમાન કે કોઈ હિંદુ કદી ભૂલ ન જ કરે. ભૂલ કરે છતાં આપણે ચડતા રહીએ ત્યારે જ ઐક્ય ધર્મ પળાયો ગણાય. . . . હિંદુમુસ્લિમ ઐક્યનું નભવું બન્નેના શાંતિના સ્વીકાર ઉપર જ નિર્ભય છે." વગેરે.

મને પત્ર મોકલ્યો તેમાં પણ તેમણે શાંતિ ઉપર ભાર મૂક્યો:

"શાંતિનો પાઠ શીખ્યા વિના હિંદુમુસલમાન એક થઈ જ ન શકે." (ત્રિચિનોપલ્લી: મૌનવાર, તા. ૧૯–૯–'૨૧)

આ સમયમાં અમદાવાદ કૉંગ્રેસમાં સ્વતંત્રતા જાહેર કરવાની વાત ચર્ચાતી હતી. તે વિષે આ જ પત્રમાં તેમણે લખ્યું:

"અમદાવાદમાં સ્વતંત્રતા જાહેર કરવાની વાત ઉપર મેં ધ્યાન જ નથી આપ્યું. તેટલું કરવા જોગું આપણી પાસે બળ જ નથી. અને બળ ન હોય ત્યાં શી વાત કરવાની હોય? જો બળ હોય તો જરૂર સ્વતંત્રતા જાહેર કરવામાં હું સંમત થાઉં."

મેં બાપુના સંયમની સ્તુતિ, પણ સ્પર્શાસ્પર્શ વિષેના વિચારની વગોવણી એક સ્નેહીના મુખે સાંભળી; એ મેં એમને લખી મોકલી. તે સંબંધમાં તેમણે મને લખ્યું:

"જો મેં ષડરિપુને જીત્યા જ હોય, તો હું જે કરું છું તે અનુભવ-વાક્ય ગણીને પણ લોક ઝીલી લે. પણ મને પોતાને એવી જીત મળ્યાની પ્રતીતિ નથી. હજીયે કંઈ સર્પાદિનો ભય છોડયો છે? નથી છોડયો એટલી આત્માની મૂર્છિત દશા છે." (તા. ૨૭–૧૦–'૨૧)

બાપુનાં છાપાં **નવજીવન** અને **યંગ ઇંડિયા** હું ધ્યાનપૂર્વક વાંચતો અને તેમાં પ્રગટ થતા એમના વિચારો સમજી લેવા સદા પ્રયત્ન કરતો. ઑક્ટોબર માસમાં[*] તેમણે **આશાવાદ** નામે લેખ લખ્યો, તેમાં અનેક વાતોમાં આ વાત પણ હતી:

* તા. ૨૩–૧૦–'૨૧

"જો સ્વરાજ આ વર્ષમાં ન જ મેળવી લઈએ તો મને આવતા વર્ષમાં જીવવું ન ગમે. મારા પોતાના આત્માને એટલો ક્લેશ થવાનો સંભવ છે કે મારો દેહ પડી જાય એમ હું ઇચ્છું."

આ લેખ વિષે મેં એમને પત્ર લખ્યો તેના ઉત્તરમાં તેમણે મને સવિસ્તર લખ્યું:

"પ્રાતઃકાલ છે. તમારો કાગળ મારી પાસે પડ્યો છે. તમે લખો તેની માફી શી માગવી હોય?

"મારા લેખમાં કે વર્તનમાં અજાણપણે અસ્મિતાની ગંધ હોઈ શકે. હું નથી જાણતો, પણ ક્લેશનો અર્થ અહીં કંઈક નોખો જ કરવો જોઈએ. પરદુઃખે હું વ્યથા પામું છું. કરુણાનો ગુણ જ એ હોવો જોઈએ કે તે બીજાનું દુઃખ જ્યારે જ્યારે મટાડવા અશક્ત હોય ત્યારે સહન ન કરી શકે. મનની દશાના વર્ણન વિષે ન્યાયશાસ્ત્ર ન ચાલે. મેં લાગણીનું આબેહૂબ વર્ણન કર્યું છે. એ લાગણી જ દોષિત હોય. પણ એ લખતી વેળાની લાગણી મોક્ષની પણ હતી — એ વખતે કંઈ મોક્ષની લાગણી મંદ ન હતી — પણ સાચી વાત એ છે કે હું મોક્ષાર્થી છું. પણ આ જન્મે મોક્ષને લાયક આજ નથી થયો. મારી તપશ્ચર્યા એટલી બળવાન નથી. વિકારોને હું વશ રાખી શકું છું, પણ વિકારો રહિત નથી થયો. સ્વાદને દાબી શકું છું, પણ જીભ સ્વાદ લેતી બંધ નથી થઈ. વિષયેંદ્રિયોને દાબમાં રાખે તે સંયમી છે. પણ જેની ઇંદ્રિયો અભ્યાસ વડે વિષય ભોગવવા અશક્ત થઈ છે તે સંયમાતીત છે, મોક્ષગત છે. સ્વરાજની લાલચે પણ હું મોક્ષનો પ્રયત્ન ન છોડું, પણ તેથી કંઈ મોક્ષ મળ્યો? એટલે મારી ભાષામાં તમે ત્રુટીઓ જરૂર જોઈ શકો. સ્વરાજ મેળવવાનો પ્રયાસ તે પણ મારે સારુ મોક્ષ મેળવવાનો પ્રયાસ છે. તમને લખવું એ પણ એ જ છે. તમને લખવું એ અંતરાય લાગે તો આજે જ કલમ પડી જાય એટલો મોક્ષ ભણી તીવ્ર વેગ છે. તેમ છતાં મન તો મદિરાપાન કરેલું વાંદરુ છે, એટલે તેને રોકવામાં કેવળ પુરુષાર્થ બસ નથી. કર્મ પણ આડે આવ્યા જ કરતાં હશે.

"જે વચન આપે ને ન પાળે તેની સાથે વ્યવહાર બંધ થાય. એવો વ્યવહાર-ન્યાય મેં આશાવાદમાં સૂચવ્યો છે. એ અનાસક્તનું લક્ષણ છે. જો હું આવતે વર્ષે પણ હિંદનું પ્રતિકૂળ વાતાવરણ જોઉં તે છતાં એ જ વાત કર્યા કરું, તો બળાત્કાર થવા જાય. તો મારે મારી લાયકાત મેળવવી જોઈએ. તેથી જ મૌન એ સર્વોત્તમ ભાષણ મનાયું

છે. હું જે કરીશ તે મારે સારુ કેવળ સ્વાભાવિક હશે એમ હું ખચીત માનું છું, કેમ કે હું જેને સત્ય માનીશ તે જ કહીશ ને કરીશ.

"પણ 'આજનો લહાવો લીજિયે રે કાલ કોણે દીઠી'તી' એ સ્વેચ્છાચારી ને સંયમી બન્ને પોતપોતાને લાગુ પાડે છે.

"નવું વર્ષ તમને બધાને ફળો." (પડવો, તા. ૧-૧૧-'૨૧)

સ્વરાજ સિદ્ધ કરવા માટે નિયત થયેલ વર્ષના દસ માસ વીતી ગયા અને મહાસમિતિએ સવિનય અનાદર કરવાનો ઠરાવ દિલ્હીમાં કર્યો. પરંતુ તેનો અમલ થાય તે પહેલાં મુંબઈમાં તોફાન થયું અને બાપુએ પોતાની ગતિ ધીમી કરી.

૭

## દમનનીતિ

બ્રિટનના પાટવી કુંવર નવેમ્બર માસમાં હિંદ આવ્યા. મહાસમિતિએ તેના સત્કારમાં ન જોડાવાની સલાહ પ્રજાને આપી અને સત્કારનો બહિષ્કાર કરવાનું પ્રથમ માન મુંબઈ શહેરને ભાગે આવ્યું.

પાટવી કુંવર મુંબઈમાં ઊતરે તે જ સમયે શહેરના ઉત્તર ભાગમાં પરદેશી વસ્ત્રની હોળી કરવાનો અને તે મિષે પ્રજાને ત્યાં ખેંચી જવાનો વિચાર મને આવ્યો. મેં તે પ્રાંતિક સમિતિના મંત્રીઓને કહ્યો. તેમને તે પસંદ આવ્યો અને તે મુજબ તે દિવસનો કાર્યક્રમ ગોઠવાયો. સોબાની શેઠની મિલની હદમાં બાપુએ હજારોની મેદની સમક્ષ હોળી પ્રગટાવી અને ભાષણ કર્યું. એકઠી થયેલી જનતા ઘર તરફ વળી. શહેરમાં સત્કારમાં ભાગ લેનારા લોકો પણ હતા. તેઓ સામે અણગમો બતાવવાના દાખલા બન્યા અને તેમાંથી તોફાન જાગ્યું અને પ્રસર્યું; શહેરની શાંતિ તૂટી અને ચોમેર ગભરાટ ફેલાઈ ગયો. બાપુના સંતાપનો પાર ન રહ્યો. એક દિવસ ગયો, બે દિવસ ગયા, પણ તોફાન શમ્યું નહીં. બાપુને પરિસ્થિતિ અસહ્ય થઈ પડી. બીજા દિવસની રાત્રી ચિંતનમાં ગઈ. તેમણે તોફાન શાંત ન પડે

ત્યાં સુધી ઉપવાસ કરવાનો નિશ્ચય કર્યો અને એ સંબંધી પ્રજા જોગ નિવેદન તૈયાર કર્યું. હું એમની પાસે રાત રોકાયો હતો. તેમણે મને એ નિવેદન આપ્યું. આપતાં આપતાં કહ્યું: "આ લે, વાંચ; પણ મારી સાથે એની ચર્ચા ન કરતો. દિવસ થતાં શંકરલાલ પાસે લઈ જજે." એમનો આ નિર્ણય અંતરની પ્રેરણાથી થયો હતો; તેમાં ફેરફાર કરાવવાનો અવકાશ ન હતો; હું એમની મનાઈને વશ વર્ત્યો.

મૌલાના આઝાદ સોબાની પણ રાતે એમની પાસે હતા. તેમણે બાપુનું માનસ સમજવા ઇચ્છા કરી અને બાપુએ એમને સંતોષ આપવા ચર્ચા કરી. હું એ ચર્ચા સાંભળતો હતો, પણ મારું મન તો શ્રી શંકરલાલ પાસે જવા અધીરું થતું હતું. હું એક વાર ઊઠ્યો પણ ખરો. પરંતુ, અજવાળું જોઈએ તેટલું થયું ન હતું. બાપુએ મને જતાં વાર્યો.

હું સમય થયો ત્યારે શ્રી શંકરલાલને મળ્યો. અમે છાપખાને ગયા અને નિવેદન છપાવવાનો બંદોબસ્ત કર્યો. બાપુના નિર્ણયની અસર ચમત્કારિક થઈ. જુદી જુદી કોમના કેટલાક લાગવગવાળા પુરુષો બધું ભૂલી ગયા, બાપુ પાસે આવ્યા અને શાંતિ સ્થાપવા તૈયાર થઈ ગયા. તેઓ લોરીઓમાં તોફાની લત્તાઓમાં ફરવા લાગ્યા. તોફાન એક બે દિવસમાં શાંત થયું અને બાપુએ પારણાં કર્યાં.

પાટવી કુંવરના સત્કારનો બહિષ્કાર દરેક સ્થળે જણાઈ આવે એવો થયો. રાજસત્તા રોષે ભરાઈ અને પોતાનું વલણ વધારે કડક કર્યું. તેણે સ્વયંસેવક દળ ઠેકઠેકાણે ગેરકાયદે ઠરાવ્યાં અને મોટી સંખ્યામાં કૉંગ્રેસીઓને કેદ કર્યા. છતાં બહિષ્કાર અટક્યો નહીં. કલકત્તામાં કુંવરનું ભવ્ય સ્વાગત કરાવવા કૉંગ્રેસને સમજાવી લેવાની પ્રવૃત્તિ શરૂ થઈ. પંડિત માલવિયાજીએ જેલમાં દેશબંધુ દાસ અને મૌલાના અબુલ કલામ આઝાદને ગોળમેજી પરિષદની વાત સમજાવી; પણ બાપુ અણનમ રહ્યા. તેમને સંધિની ચાલમાં સત્ત્વ જણાયું નહીં. અનેકો જેલમાં બાપુથી નારાજ થયા અને બાપુએ કામ બગાડ્યું એવું બોલાવા લાગ્યું. સરકારે થોડાક દિવસમાં વિનીત આગેવાનોને જણાવી દીધું કે, કૉંગ્રેસની ત્રિવિધ માગણી વિષે કંઈ થઈ શકે નહીં.

મુંબઈમાં ચાલતા કામકાજની વાત હું પ્રસંગે પ્રસંગે બાપુના કાને નાખતો. આ સંબંધમાં તેમણે મને લખ્યું :

"ત્યાંની વાતો સાંભળ્યા પછી મને થાય છે કે તમારે હવે શૂરા થવાની જરૂર છે. એટલે કે જ્યાં જરૂર જણાય ત્યાં શાંતપણે દૃઢતાથી વાત કરવી ને સામે થવું. સામે થતાં આકરાપણું ન આવે ને ગુસ્સો તો ન જ આવે, તો તમારું બધા સાંભળતા થઈ જશે. બીજી તરફથી તમારા મતદારોને તમે માહિતગાર રાખો ને તમારા લત્તાને જોરાવર બનાવો. આમ સત્ય પ્રગટ થશે તો થયેલું ક્ષણિક તોફાન શમી જશે. તમે જેટલા, ચોખ્ખું જ બધું થાય, એમ ઇચ્છનારા છો એ મળી, શું કર્તવ્ય છે, એ વિચારી લેજો. જેઓ ભૂલ કરતા જણાય છે તેઓ તરફ દિલમાં કયાંયે ક્રોધનો છાંટો ન રહે, પણ કેવળ પ્રેમ અને દયા જ હોવાં જોઈએ. તેની અસર તેઓની ઉપર પણ પડ્યા વિના નહીં રહે. આ તો મેં તમને રાજયોગનો રસ્તો સૂચવ્યો છે. તે લેવા તમે લાયક છો. નિરાશ ન થાઓ એમ ઇચ્છું છું." (મંગળવાર, તા. ૬-૧૨-'૨૧)

અને અમદાવાદ કોંગ્રેસ થોડાક દિવસમાં ભરાવાની હતી; પણ મને ઘૂંટણે ઈજા થઈ અને હું લંગડાતો હતો. બાપુએ આ જાણ્યું ત્યારે લખ્યું :

"તમારો કાગળ મળ્યો. તમને ઈજા થઈ—એ હવે મટી ગયું હશે. અત્યારે તો આપણે સાજા ને તાજા લક્ષ્મીના ચાંલ્લાની રાહ જોઈને જ બેસવાનું છે. . . ." (મંગળવાર, તા. ૧૩-૧૨-'૨૧)

સાત દિવસ રહી એમનો બીજો કાગળ આવ્યો :

". . . હું ૨૨મીથી ખાદીનગરમાં જ રહીશ. તમે પણ ત્યાં જ રહેજો. મારી સાથે કે પડખે જ રાખીશ. જલદી પગ સારો અહીં થશે. એવા જખમને સારુ અહીંની હવા ઠીક અનુકૂળ છે." (મંગળવાર, તા. ૨૦-૧૨-'૨૧)

હું અમદાવાદ સમયસર ગયો અને ત્યાંના અપૂર્વ ઉત્સાહમાં જોડાયો.

કોંગ્રેસની બેઠક ખાદીનગરમાં થઈ. મુંબઈના તોફાન પછી બાપુએ સવિનય અનાદર શરૂ કરવાની ઉતાવળ ન કરી. પણ સરકારનો કોપ વધ્યો અને વિંધ્યાચલના ઉત્તરના પ્રાંતોમાં દમનનીતિ જોરમાં ચાલી. એનો સામનો ન થાય તો કોંગ્રેસ પાંગળી બને એવી સ્થિતિ થઈ. કોંગ્રેસે સવિનય અનાદર કરવાનો નિશ્ચય કર્યો.

# બારડોલી

પંડિત માલવિયાજીએ જાણીતા રાજદ્વારીઓની પરિષદ મુંબઈમાં જાન્યુઆરી માસમાં બોલાવી. તેમાં કેટલાક નિર્ણય થયા અને તે સરકારને જણાવવામાં આવ્યા. કારોબારી સમિતિ મુંબઈમાં તરત મળી. તેણે પરિષદના ઠરાવોનો વિચાર કર્યો અને સામુદાયિક સત્યાગ્રહ ૩૧મી તારીખ સુધી મુલતવી રાખ્યો. વાઇસરૉયે ગોળમેજી બોલાવવાની સાફ ના કહી.

વાઇસરૉયનો જવાબ શ્રી જયકરે મને ૩૦મી તારીખે આપ્યો; તે તથા તેનો અને શ્રી નટરાજનનો કાગળ લઈ હું બાપુને મળવા સુરત ગયો. કારોબારી સમિતિએ સામુદાયિક સત્યાગ્રહનો અંતિમ ઠરાવ ૩૧મી તારીખે કર્યો. તે અમલમાં મૂકવા પહેલાં બાપુએ, પોતાના રિવાજ મુજબ, વાઇસરૉયને મોકલવા કાગળ ઘડચો. તે જમાનામાં તેઓ ટાઇપરાઇટરનો ઉપયોગ ઓછો કરતા. કાગળ રાત થતાં તૈયાર થયો. તેની નકલ કરવાની હતી. આ વખતે મારી તબિયત નરમ હતી. બાપુએ એક તકિયો ઉપાડી મને આપ્યો અને કહ્યું: 'લે આ તકિયો, અઢેલીને બેસ.' પણ મને સંકોચ થયો. ત્યારે તેઓ કહે: 'તું વહેલો બુઢ્ઢો થાય એટલે પછી શું કરવું?' બીજે દિવસે સવારે બારડોલી જવા પહેલાં તેમણે મને શરીર સુધારી લેવા કહ્યું અને પછી કહે: 'તારે તો ફિરોજશા મહેતા થવું જોઈએ.' જરા રહીને કહે: 'ફિરોજશા થવા તેના જેટલા પૈસાવાળા હોવું જોઈએ?' જવાબમાં મેં કહ્યું: 'નહીંજી. તેના ગુણ તો સૌ કોઈ લઈ શકે.' 'તેનો શું ગુણ હતો એ તને ખબર છે? દર અઠવાડિયે, શનિવારે આરામ લેવા માથેરાન જતા. પછી ગમે તેવું કામ હોય તોય ન રોકાતા. તારે મુંબઈમાં જ કામ કરવું છે એટલે તારે દર અઠવાડિયે બહાર જવાનો નિયમ તો કરી લેવો જ જોઈએ. તારે હવેથી દર

શનિવારે બારડોલી આવવું.'[1] અને પહેલા જ શનિવારે હું ન ગયો, એટલે એમનો કાગળ આવ્યો :

"વળી તમો આવ્યા નથી. એમાં આળસ જ સમજું છું. નિશ્ચય કરેલા અમલમાં મૂકી જ દેવા જોઈએ." (સોમ, તા. ૬-૨-'૨૨)

હું બાપુ સાથે સુરતથી બારડોલી ગયો અને પછી કાગળની નકલો લઈ મુંબઈ આવ્યો. મને એમની સૂચના હતી કે, મારે કાગળ ૩ જી તારીખે બપોરે ચારના સુમારે છપાવવા કાઢવો. શ્રી શંકરલાલ શ્રી જયકર અને શ્રી ઝીણાને ૨ જી તારીખે મળેલા અને ઉતાવળા ૩ જી તારીખે બારડોલી પહોંચ્યા. જવા પહેલાં તે મને મળી શકયા નહીં; પણ ચિઠ્ઠી મોકલતા ગયા કે, મારે બાપુના તારની રાહ રાતના નવ વાગ્યા સુધી જોવી અને તાર ન આવે તો કાગળ છાપવા આપવો. તેમ કરવાના કારણની મને ખબર ન હતી; છતાં તેવી સૂચનાનો અમલ કરવામાં મને હરકત ન લાગી. હું ઘેર સાડાનવ વાગ્યા સુધી રહ્યો; પણ તાર ન આવ્યો. વધારે વાટ ન જોતાં હું ઘેરથી નીકળ્યો અને શ્રી બ્રેલવી પાસે પહોંચ્યો. શ્રી જયકરે એમને પત્ર છાપવાનું મુલતવી રાખવા વિષે વાત કરી હતી તે મેં જાણી. મારે એમની સાથે ફોનમાં વાત થઈ; પણ, મને એવું કંઈ જાણવાનું ન મળ્યું કે હું બાપુની સૂચનાની ઉપરવટ જઈ પત્ર પ્રગટ કરવાનું મુલતવી રાખું. મેં એમને વિનયપૂર્વક કહ્યું કે, 'મને સૂચના મળી છે તે સ્પષ્ટ છે અને તેમાં ફેરફાર કરવાનો મને અધિકાર નથી.' કાગળ છાપવાનો બંદોબસ્ત કરી હું ઘેર આવ્યો અને તરત બાપુને કાગળ લખ્યો અને સવારે તાર કર્યો. એમનો તારથી જવાબ આવ્યો કે, મેં કર્યું એ સાવ બરોબર હતું. મને નિરાંત વળી.

બાપુનો પત્ર ૪થી ફેબ્રુઆરીને રોજ પ્રગટ થયો; તે સંબંધી સરકારે ૭મી તારીખે નિવેદન કાઢયું અને બીજે જ દિવસે બાપુનો પ્રત્યુત્તર બહાર આવ્યો. તેમણે મૂળ ત્રિવિધ માગણીની વાત આગળ ન કરી, પણ મળવા, લખવા અને બોલવાના હક છીનવી લેવાયા હતા તે પાછા મેળવવાની માગણી કરી; પ્રજામત કેળવવાનો

૧. મારી નોંધમાંથી : તા. ૧૯-૨-'૨૨

પ્રયાસ શાંતિથી થાય ત્યાં સુધી તે ન રોકવાની નીતિ સરકારને સ્વીકારવા કહ્યું; અને તેમ થાય તો સામુદાયિક સત્યાગ્રહ રોકવાની પોતાની તૈયારી બતાવી. પરંતુ સરકાર કોઈ રીતે અનુકૂળ થવા તૈયાર ન થઈ અને સત્યાગ્રહ ૧૨મી તારીખે શરૂ થવાનો એ વિષે લવલેશ શંકા ન રહી.

પરંતુ, આ સમયે ગોરખપુર જિલ્લાના ચૌરીચોરા ગામમાં કમકમાટી ઉપજાવે એવો હત્યાકાંડ થયો. તેના સમાચાર વાંચી બાપુનું દિલ વલોવાઈ ગયું. તેમણે વિનાવિલંબે સત્યાગ્રહ બંધ રાખવાનો નિર્ણય કરી લીધો અને કારોબારી સમિતિના સભ્યોને પોતાના વિચાર લખી મોકલ્યા.

બાપુ તેડું આવવાથી માલવિયાજીને મળવા મુંબઈ આવ્યા અને ૧૦મી તારીખે પાછા બારડોલી પહોંચ્યા. મેં એમનો નિર્ણય મુંબઈમાં જાણ્યો અને એમની સાથે હું બારડોલી ગયો. તેમણે ત્યાં હાજર હતા તેટલા કાર્યકર્તાઓ અને સાથીઓને ભેગા કર્યા અને પોતાના વિચાર સંબંધી તેઓ શું ધારે છે એ કહેવા દરેકને કહ્યું. ત્રણ જણે બાપુના વિચારનું સમર્થન કર્યું; બીજાઓને એ પસંદ ન આવ્યો. ચર્ચા સાંભળી તેઓ ઊંડા વિચારમાં પડી ગયા. અમે બે એકલા હતા ત્યારે તેઓ બોલ્યા: "આજની ચર્ચાથી મને ભારે નિરાશા થઈ છે." તેઓ પોતાનું દિલ વિશેષ ખોલતા હતા તેટલામાં કોઈક આવી ચડયું અને તેઓ બોલતા બંધ થયા.

કારોબારી સમિતિની બેઠક બારડોલીમાં ૧૧મી અને ૧૨મી તારીખે થઈ. સત્યાગ્રહની કલ્પના બાપુની હતી અને તેની રીત તેઓ જ જાણતા; પણ તેઓ તે શરૂ કરવાને તૈયાર ન હતા. સમિતિએ એમની સલાહ મુજબ સત્યાગ્રહ મુલતવી રાખ્યો અને દેશને રચનાત્મક કાર્યમાં પરોવાઈ જવાનું કહ્યું; સરકાર સાથે અસહકાર ચાલુ જ રહ્યો.

સમિતિએ પોતાની સલાહ માની એથી બાપુને નિરાંત વળી. પણ એમના મનમાં બીજો વિચાર પણ રમી રહ્યો હતો. ચૌરીચોરામાં હત્યા થઈ તેમાં પોતાની પ્રવૃત્તિ નિમિત્તભૂત હતી એવું એમનું અંતર

સાક્ષી પૂરતું હતું. તે માટે પોતે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ એવું એમને લાગવા માંડ્યું. તેઓ ચૌદ દિવસના ઉપવાસ કરવા ઇચ્છે છે એવી વાત મારે કાને આવી. મહિનાઓ થયાં તેઓ દિવસરાત જોયા વિના અવિરત કાર્ય કરતા હતા; એમનું શરીર ખૂબ થાક્યું હતું. તેઓ આટલો લાંબો ઉપવાસ કેમ કરી શકશે, એ પ્રશ્ન મને મૂંઝવવા લાગ્યો. મેં એક બે મિત્રો સાથે એની ચર્ચા કરી અને અનુકૂળતા શોધી બાપુ પાસે એની વાત કાઢી. મેં પૂછ્યું: "આપ ચૌદ દિવસનો ઉપવાસ કરવા ઇચ્છો છો તેમાં આપનો હેતુ દેહપાત કરવાનો છે? કારણ, આપનું શરીર ચૌદ દહાડા ઉપવાસી રહે એવું લાગતું નથી." એના જવાબમાં તેમણે કહ્યું: "ના, મારો તેવો ઇરાદો નથી. મને લાગે છે કે આ દેહે હું હજી સેવા કરી શકીશ." પરંતુ ઉપવાસનું નક્કી કરવા પહેલાં તેમને કોઈ સાથે મસલત કરવી ગમતી નહીં. જે પળે દિલ ચોખ્ખું કહે તે પળે તેઓ નિશ્ચય કરી લેતા. તેમણે ઇચ્છ્યું કે, મારે જે કંઈ કહેવું હોય તે તરત કહી દેવું; અને મેં તેમ કર્યું. ઉપવાસના દિવસની વાત કરતાં તેઓ કહે: "જે ઉપવાસથી કષ્ટ ન થાય એ વ્રત કે પ્રાયશ્ચિત્ત ન હોય. મારા ઉપવાસથી મને કષ્ટ તો થવું જોઈએ." આ વિચાર મેં કબૂલ રાખ્યો, છતાં અતિશયતા ન થઈ જાય એ વિષે સાવચેતી રાખવા વિનંતી કરી અને વાત બંધ કરી. આ પછી હું મુંબઈ આવ્યો. મને તે જ દિવસે એમનો તાર મળ્યો કે પોતે પાંચ દિવસના ઉપવાસ શરૂ કર્યા છે. બીજે દિવસે એમનો કાગળ આવ્યો:

> "રહેવાયું નહીં. શુક્રવારે સાંજે ઉપવાસ ખૂલશે. એથી ઓછું તો શક્ય જ ન લાગ્યું. આ ઓછામાં ઓછું છે. મને કંઈ કષ્ટ નથી પડવાનું. તમે બેફિકર રહેજો. તબિયતને ખૂબ સાચવજો. ઉપવાસમાં ન જ પડજો. પીડ ભોગવવાનું કેવળ પ્રસૂતાને જ હોય. બીજાઓએ તો મદદ કરવી રહી. આજે આ. (ઍસોશિયેટેડ) પ્રેસમાં તાર મોકલ્યો છે." (સોમવાર, તા. ૧૩–૨–'૨૨)

બાપુના આ નિર્ણયથી મારી ચિંતા ઓછી થઈ. હું પાછો બારડોલી ગયો અને ત્રણ દિવસ એમની સેવામાં રહ્યો. ઉપવાસ

શાંતિથી પૂરા થયા. પારણા પહેલાં, તેમની ઇચ્છાથી મેં ગીતાના ભક્તિયોગનો પાઠ કર્યો, અને પછી એમનું આપેલું ફળ લઈ હું મુંબઈ આવ્યો.

બારડોલીનો નિર્ણય વિચારવા મહાસમિતિની બેઠક દિલ્હીમાં એક પખવાડિયામાં જ થઈ. સભ્યોએ પોતાના ઊભરા કાઢ્યા અને વ્યક્તિગત સત્યાગ્રહની સત્તા પ્રાંતિક સમિતિઓ પાસે રહેવા દેવા માટે આગ્રહ કર્યો. બાપુને મન એ આગ્રહ ભૂલભરેલો હતો, છતાં તેમણે ઠરાવમાં તેનો સમાવેશ કર્યો; અને સાથે સાથે તેનો ઉપયોગ ન કરવાની સલાહ આપી. જેલમાં અસંખ્ય કૉંગ્રેસીઓ હતા, તેમણે બારડોલીના ઠરાવના કારણે પાર વિનાની વેદના વેઠી. મહાદેવ આગ્રા જેલમાં હતા. તેના કાગળ મારા પર આવ્યા. તેણે પણ ઘણા તર્ક-વિતર્ક અનુભવ્યા; બાપુને પણ પોતાના વિચાર લખ્યા. મને તેણે લખ્યું :

"બીજા ગમે તે માનતા હોય, બાપુનો ગમે તેટલો વિચારદોષ હોય, મને એટલું તો લાગે જ છે કે, પંજાબ, ખિલાફત અને સ્વરાજના સંબંધની માગણી જ્યાં સુધી આપણે છોડી દીધી નથી, આપણા નિશ્ચયથી છોડી દેવાઈ નથી, ત્યાં સુધી કશી હાનિ નથી. જે દિવસે આપણે એવો નિશ્ચય કરીએ કે એ માગણીઓ Compromise થાય, તે દિવસે અમારું અહીં રહેવું મિથ્યા છે." (આગ્રા, ૨૪-૨-'૨૨)

બાપુએ દિલ્હીમાં જે વલણ લીધું એ સમજવું મને મુશ્કેલ પડ્યું. દિલ્હીમાં એમની પાસેથી એ સમજી લેવા મને પ્રસંગ ન મળ્યો, એટલે ઘેર આવી મેં એમને કાગળ લખ્યો :

"દેશની હાલની પરિસ્થિતિમાં સવિનય અનાદરને અવકાશ નથી એમ જોતાં છતાં આપે એ તત્ત્વ ઠરાવમાં દાખલ કર્યું. . . . જે કરવું ન ઘટે તે કરવાનો ઠરાવ આપ રજૂ કરો એ ન સમજાય એવું થયું."

બાપુનો જવાબ મને આશ્રમેથી આવ્યો :

"હવે તો તમારું મન શાંત થયેલું હોવું જોઈએ, એટલે વધારે લખવાપણું નથી. મહાદેવને હજી લખ્યું નથી. આજે લખવા ધારું છું. જો લખીશ તો તમને બીડીશ, તે તમે બીડી દેજો, એટલે તમારી જિજ્ઞાસા તૃપ્ત થાય.

"તમે મને કાગળ ગમે તે-લખો તેને સારુ માફી માગવાની ન જ હોય. તેમાંથી મને તો શીખવાનું મળે.

"હું અનેકાંતવાદી છું. જૈન દર્શનમાંથી હું સહુથી વધારે અગત્યની વસ્તુ એ શીખ્યો છું. વેદાંતમાં એ ગર્ભિત રીતે છે, જૈન દર્શનમાં સ્પષ્ટ છે. દિલ્હીમાં મેં જે કર્યું તેમાં ને હવે હું જે લંબાવી રહ્યો છું તેમાં ક્યાંયે વિરોધ નથી જોતો. જો હું દિલ્હીમાં કડક થાત તો હિંસા ગણાત. સાથીઓ નિર્મળ ભાવે પોતાની મુશ્કેલીઓ મૂકતા હતા તેને હું કેમ ધુતકારું? પણ જ્યારે મેં પ્રાંતોને સ્વતંત્રતા આપવાનું ઠરાવ્યું ત્યારે જ મેં મારી રચના ઘડી લીધી ને બેઉ પક્ષ સાચવ્યા. સરકાર પક્ષને તો મારે સાચવવાપણું હતું જ નહીં. તેમાં જ મને ગોખલેએ બે વિશેષણો આપેલાં. હું જેવો કડક છું તેવો જ કોમળ છું એમ કહી તેમણે સોસાયટીના માણસોને મને લેવા સૂચવ્યું. પણ એઓ મારી કડકાઈ જ જોઈ શક્યા. હું રવિવાર-સોમવાર સુરત ગાળીશ ને મંગળવારે સવારે બારડોલી જઈશ." (મૌનવાર, તા. ૬-૩-'૨૨)

બાપુએ બારડોલીમાં સત્યાગ્રહ મોકૂફ રાખ્યો એટલે સરકારે એમને કેદ ન કર્યા, પણ દિલ્હીમાં વ્યક્તિગત સત્યાગ્રહ વિષે ઠરાવ થયો એટલે ૧૦મી તારીખે પકડ્યા અને સાબરમતી જેલમાં રાખ્યા. આ સમયે શ્રી શંકરલાલ અમદાવાદ હતા. તે પણ જેલમાં બેઠા. તેમની ગેરહાજરીમાં પ્રાંતિક સમિતિનું કામ હું તપાસતો હતો. બાપુના ખબર મને રાતે જ મળ્યા. શહેરમાં શાંતિ સારી જળવાઈ; એટલે હું ૧૫મી તારીખે બાપુ પાસે પહોંચ્યો. હું એમની પાસે ગયો તે પહેલાં તેમનો મારા પર પત્ર આવ્યો:

"તમારી ઉપર ભાઈ શંકરલાલનો બોજો હવે છે. તમે ઉપાડી શકો એમ છો. પણ એક શરત: તમારે કસરત કરવી જ જોઈએ ને અઠવાડિયામાં બે દહાડા માથેરાન જવું જ જોઈએ. માંદા કે નબળા રહેવાય જ નહીં.

"મારી શાંતિનો પાર નથી. અહીં તો ઘર જ છે. હજુ તો જેલ જેવું કંઈ લાગતું જ નથી. પણ જ્યારે મળનારા આવતા બંધ થશે ને જેલનો કંઈક દાબ પણ આવશે ત્યારે હું વધારે શાંતિ ભોગવવાનો, એ તો ખચીત માનજો. એટલે મારે ખાતર દુઃખ તો હોય જ નહીં.

"બહાર રહેનારની શાંતિ તેના કામમાં રહેલી છે. અને તે કામ કેવળ ખાદી- પ્રચાર ને -ઉત્પન્નનું છે. મુંબઈ તળમાં ઉત્પન્ન થોડી થાય, પણ ચોમેરથી ત્યાં ભેગી થાય તે ઇચ્છવા જેવું છે. મુંબઈને બદલે મથક અમદાવાદ રાખી ત્યાં બધી ખાદી એકઠી કરવામાં આવે તો ઓછું ખર્ચ થાય એવો સંભવ હોય." (મૌનવાર, જેલ, તા. ૧૩–૩–'૨૨)

બાપુએ તે જ દિવસે રેવાશંકરભાઈને લખ્યું :

"હું તો ભારે શાંતિ ભોગવી રહ્યો છું. જ્યારે મેં ગુસ્સાને નિર્મૂળ કર્યો, પ્રાયશ્ચિત્ત કર્યાં ને શુદ્ધ થયો, ત્યારે જ પકડાયો. એના કરતાં હિંદને સારુ કે મારે સારુ બીજું શું વધારે સારું હોઈ શકે? મારી મુદ્દલ ચિંતા ન કરશો. . . . ."

બાપુનો કેસ ૧૮ મી તારીખે સેશન્સ કોર્ટમાં નીકળ્યો. ત્યાં હાજર રહેવાનો પાસ મેં મેળવ્યો હતો. કોર્ટનો ખંડ સાથીઓ અને મિત્રોથી ભરાઈ ગયો હતો. બાપુ અને શ્રી શંકરલાલ જજ સામે બેન્ટવુડ ખુરશીએ બેઠા હતા. તેઓ હમેશ જેવા સૌમ્ય લાગતા હતા. જે વાત બે બે વર્ષ સુધી તેમણે દેશ પાસે કરી, તે જ વાત પોતાના અનુપમ નિવેદનમાં જજને કરી. તેઓ બ્રિટિશ રાજ પ્રતિ વફાદાર હતા તેમાં કેવી રીતે પલટો થયો અને બેવફા થવામાં અને બીજાઓને તેવા કરવામાં તેમણે કર્તવ્ય કેમ માન્યું, એ સ્પષ્ટ શબ્દોમાં બતાવ્યું. નિવેદન વાંચી લીધા પછી તેમણે જજને એની ફાઈલ માટે આપ્યું અને જજની મહેનત બચાવી. જજે પૂરી સભ્યતા જાળવી. એણે બાપુ વિષે સ્પષ્ટ શબ્દમાં સારો ભાવ બતાવ્યો અને પૂરી સજા ભોગવવી ન પડે એવી ઉમેદ કરી. સજા છ વર્ષની સાદી જેલની થઈ. બાપુ મિત્રોને મળ્યા. સૌના દિલમાં ગ્લાનિ વ્યાપી ગઈ હતી અને આંસુથી આંખો ભીની થઈ ગઈ હતી. બાપુ આ પ્રસંગે પણ શાંત રહ્યા. તેમની સાથે અમે આઠેક જણ રેલગાડીમાં જેલ ગયા અને રોકાવાય તેટલું અંદર રોકાયા. અંતે વિયોગની ઘડી આવી અને અમે છૂટા પડ્યા.

૯

# જેલમાં

બાપુને છ વર્ષની સજા થઈ, પણ પ્રજાએ શાંતિ જાળવી ને એમનું માન રાખ્યું. સરકાર પક્ષમાં એથી એમની લોકપ્રિયતા ઘટેલી મનાઈ: તેઓ કેદ થયા તોય કૂતરુંયે ન ભસ્યું એવું બોલાયું અને એમને 'જીવતા દાટી દેવા' માટે ગુમાન કરાયું. સજા થતાં બેચાર દિવસમાં એમને યરવડા જેલમાં લઈ જવામાં આવ્યા અને ત્યાં એમના કેદની સખતાઈના અનુભવ શરૂ થયા. સરકારે એમને સામાન્ય કેદી જેમ રાખ્યા; શ્રી શંકરલાલને એમનાથી જુદા કર્યા; તેમના ખોરાક વિષે કંજૂસાઈ બતાવી; સૂવા ઓઢવા માટે જેલની જ વસ્તુ આપી; ધાર્મિક પુસ્તકો પણ પાસે રાખવા ન દીધાં; રાતે નાની ખોલીમાં પૂરી મૂકવાનું રાખ્યું અને દીવો પણ ન આપ્યો; તેમના ઉપર જેટલો કડક દાબ રાખી શકાય તેટલો રાખવાના ઇલાજ લીધા. હિંદુસ્તાનમાં એમને કેદનો અનુભવ પહેલો હતો; પણ દક્ષિણ આફ્રિકામાં ગોરી સત્તાની સખતાઈ તેઓ વર્ષો ઉપર અનુભવી ચૂકયા હતા. શ્રી રાજગોપાલાચારી અને દેવદાસ એમને એપ્રિલ માસની પહેલી તારીખે મળ્યા ત્યારે એમની હાડમારીની વાત બહાર આવી. સરકારે સાચોખોટો અને પાંગળો ખુલાસો પ્રગટ કર્યો, કંઈક કંઈક સગવડ આપવી શરૂ કરી અને શ્રી શંકરલાલને એમની સાથે પાછા રાખ્યા.

બાપુને સગા-મિત્રો ત્રણ મહિનામાં એક જ વાર મળે એવો જેલનો નિયમ હતો, એટલે એમની બીજી મુલાકાત જુલાઈ માસની પહેલી તારીખે જ થઈ શકી. આ વખતે બા એમને મળવા ગયાં હતાં. એમની સાથે અમે ચાર જણ હતા: શ્રી મગનલાલ, હરિલાલ, રામદાસ અને હું. મળવાની રજા બા માટે આવી હતી. પણ પાંચ સગાં મળી શકે એ નિયમના આધારે અમે અમારે સારુ સુપરિન્ટેન્ડન્ટ

સાથે રકઝક કરી અને રજા મેળવી. મુલાકાત સુપરિન્ટેન્ડન્ટની ઑફિસમાં મેડીએ થઈ અને પચાસ મિનિટ ચાલી. પહેલી મુલાકાતમાં બાપુ માટે ખુરશી ન હતી; આ વખતે હતી. પણ અમે કોઈએ ખુરશીનો ઉપયોગ ન કર્યો. "ઑફિસે અમે દરવાજા આગળ જ ઊભાં હતાં. બાપુનો હસતો ચહેરો નજરે પડ્યો. અમે બધાં એમને પગે લાગ્યાં. બાપુએ અમને બધાંને કોટિ કરી. . . . એમને જોતાં અપાર આનંદ થયો. જેવા ભાવ બહાર દેખાતા હતા તેવા જ ભાવ જેલમાં દેખાયા. જમણા હાથમાં એમની જેવી તેવી પેન્સિલ, સાદા કાગળ અને ચશ્માંનું ઘરું હતું. બીજો હાથ ખાલી હતો. આગળ મુજબ કચ્છ પહેર્યો હતો અને પગમાં ચંપલ પહેર્યાં હતાં. . . . અમે થોડીક વાત કરી ન કરી કે બાપુએ હર્ષભેર સુપરિન્ટેન્ડન્ટ સામે જોઈ કહ્યું: 'તમે તો મને આજે મારા કુટુંબમાં મૂક્યો છે.' અમને મળી બાપુને હર્ષ થયો. પણ સુપરિન્ટેન્ડન્ટે એનો જવાબ ન વાળ્યો. તેવી જ રીતે એક વાર બાપુ એને ઉદ્દેશી બોલ્યા કે, તમારી વિરુદ્ધ કેટલીક વાતો આવી છે. આ પણ તે સાંભળી રહ્યો; કંઈ બોલ્યો નહીં. કેદી સાથે ન ભળવું એવો વખતે એનો ઇરાદો હશે. બાપુ કાગળ ઉપર કેટલાંક નામ લખી આવ્યા હતા; તેઓની ખબર પૂછવા. . . ."

બાપુ અમારી સાથે હસતા હતા, "પણ તેમનું હાસ્ય મને પૂર્વવત્ ન લાગ્યું. ચહેરો તેજસ્વી હતો, તેઓ ભવ્ય દેખાતા હતા, પણ દિલમાં અશાંતિ હોય એમ જણાતું હતું. વર્તમાનપત્રો મેળવવાની આતુરતા, કાગળ ગવર્નરે બહાર જવા ન દીધા તે સામે એમનો વિરોધ અને કેટલાક છૂટાછવાયા ઉદ્ગાર બાપુની અશાંતિ . . . દેખાડતા હતા. બાએ પૂછ્યું: 'તમે સુકાઈ ગયા દેખાઓ છો. આ બધી પાંસળી દેખાય છે.' એના જવાબમાં બાપુએ 'અહીં પણ મારે વિચાર તો કરવા રહ્યા. અને બહાર કરતાં અહીં બોજો કંઈ ઓછો નથી' એવી મતલબના ઉદ્ગાર કાઢ્યા. આ બહુ સૂચક હતું." રાજકાજની ઝાઝી વાતો ન થઈ. તેઓ પણ ન ઇચ્છતા, પણ મેં લખનૌ કમિટીનો સાર કહ્યો; સવિનય ભંગ કમિટીની વાત કરી. પરંતુ તે વિષે તેમણે માત્ર એટલું જ કહ્યું: "હકીમજીને ઠીક લાગે

તેમ કરે. મારે અહીંથી કંઈ કહેવાનું ન હોય." મેં બારડોલીના કાર્યક્રમ વિષે પૂછયું. "મને ઈશ્વરમાં અડગ શ્રદ્ધા છે. હું તો એને વળગી રહું." અને બીજી વાત કરતાં એમણે કહ્યું : 'કાંતો.' આ શબ્દ ખૂબ ભાર દઈ તેઓ બોલ્યા. રેંટિયા વિષે એમની શ્રદ્ધા ઊંડી હતી. તેઓ જેલમાં ત્રણ કલાક પીંજવા કાંતવાના કામમાં ખર્ચતા; જેલ બેઠા જગતની ચિંતા ન કરતા અને જેલમાંથી જગતને દોરવા ન ઇચ્છતા. જેલમાં જવું એ એમને મન જગતમાંથી નીકળી જવા બરોબર હતું. આ વિચાર બતાવવા અંગ્રેજીમાં તેઓ 'સિવિલ ડેથ' શબ્દો વપરાતા. પોતાના જેલજીવન વિષે તેમણે સરકારી પક્ષના એક જાણીતા નાઈટ પાસે ઉદ્ગાર કાઢ્યા હતા કે, "મને પ્રાણીને છાજે એવી સગવડ છે, પણ માનવીને છાજે એવી સગવડ નથી."[૧]

બાપુને સજા થયા બાદ એક પછી એક એમ એકવીસ મહિના વહી ગયા. તે દરમ્યાન એમને છોડાવે એવો કોઈ બનાવ ન બન્યો અને તેઓ કારાવાસમાં જ રહ્યા. ૧૮ મી ડિસેમ્બરને રોજ બા એમને યરવડા જેલમાં મળવા જવાનાં હતાં. આગલે દિવસે મહાદેવે મને જણાવ્યું કે મારે બા સાથે જવાનું છે. સાડા સત્તર મહિના પછી મને બાપુ પાસે જવાની તક મળી એથી હું ખુશી થયો અને ગયો. રામદાસ પણ ભેગા આવ્યા હતા.

અમે બપોરે જેલને દરવાજે પહોંચ્યાં. સુપરિન્ટેન્ડન્ટને ચિઠ્ઠી મોકલી. બે દરવાજા વચ્ચેના ચોગાનમાં ડાબી બાજુના ખંડમાં વૉર્ડરે અમને બેસાડ્યાં અને પોતે મારી ચિઠ્ઠી લઈ બાપુ પાસે ગયો અને બાપુને ચિઠ્ઠી બતાવી (આ વાત બાપુના કહેવાથી જાણી). થોડી વારમાં વૉર્ડર પાછો આવ્યો. અમે બધાં ખંડમાંથી બહાર નીકળ્યાં ત્યારે બાપુ ચોગાનમાં ઊભા હતા. તેમને જોતાં જ હું પગે લાગ્યો. બાપુએ પ્રેમપૂર્વક જોશથી વાંસો થાબડયો અને કહ્યું : "તું ઘણે વખતે આવ્યો." . . . અમે બધાં ઉપર ગયાં. સૌથી પહેલા બાપુ હતા. તેમની પાછળ બા, રામદાસ અને હું. વૉર્ડર પણ સાથે જ હતો.

---

૧. મારી નોંધને આધારે, તા. ૫–૭–'૨૨

સુપરિન્ટેન્ડન્ટના ખંડના દરવાજામાં વાંકા વળી બાપુએ સહેજ બારણે ટકોરો કર્યો અને પૂછ્યું: "હું અંદર આવું?" અંદરથી જવાબ મળતાં બાપુ દાખલ થયા. સુપરિન્ટેન્ડન્ટ ઊભો થયો. અમને ઉપર પહોંચાડી વૉર્ડર ચાલી ગયો.

"સુપરિન્ટેન્ડન્ટની ઑફિસે અમારી મુલાકાત થઈ. તેના ટેબલથી થોડેક દૂર ત્રણ ખુરશીઓ હતી; પરંતુ અમે ચાર હતાં એટલે તેણે એક ખુરશી મંગાવી અને અમે ચારે ખુરશીએ બેઠાં. . . . બાપુ સુપરિન્ટેન્ડન્ટની સામે બેઠા હતા. હું એમની ડાબી બાજુએ પણ સહેજ સામે હતો. રામદાસ જમણી બાજુએ અને તેની જોડે બા હતાં.

"અમે વાત કરવી શરૂ કરીએ તે પહેલાં સુપરિન્ટેન્ડન્ટે બાપુને કહ્યું: 'હું આશા રાખું છું કે તમે તમારા આગલા નિયમને વળગી રહેશો.' બાપુએ હા પાડી અને ઉમેર્યું: 'હું કોઈ પ્રકારનો રાજકાજને લગતો સંદેશો પ્રગટ કરવા નહીં મોકલું.' આ પછી સુપરિન્ટેન્ડન્ટ પોતાને કામે વળગ્યો;" અને અમારી વાત શરૂ થઈ.

મેં બાપુને તબિયત વિષે પૂછ્યું. તેમણે કહ્યું: 'મારું વજન ઘટ્યું છે. આજે ૯૬ રતલ છે. આટલું ઓછું કોઈ વાર થયું નહીં હોય.' મેં કહ્યું: 'તમને હરસ થયેલા તે વખતે ૯૭ થયું હતું. મને યાદ છે કે બારણામાં કાંટો ટાંગી ડૉક્ટર તમારું વજન વારંવાર લેતા.' બાપુ કહે: 'હું બહુ જ બીમાર હતો ત્યારે તેથીયે ઓછું થયું હોય. પણ તે વખત હું તોળાયો ન હતો.' મેં કહ્યું: 'પણ આમ શરીર કૃશ થતું જાય એ ઠીક નહીં.' બાપુ કહે: 'મને કંઈ રોગ નથી. પણ ખોરાકમાં ફેરફાર થવાથી આમ થયું છે. . . .' ફેરફાર કરવાનું કારણ કહેવાની ઇચ્છા કરતાં વાર લાગી. પણ પછી કહ્યું: 'અબદુલ ગની મારી સાથે છે. તેને ખોરાકમાં ફેરફાર કરવો હતો; અને તે થઈ શકે એમ ન હતું.' બાપુએ એની ચર્ચા સુપરિન્ટેન્ડન્ટ જોડે કરી અને કંઈ ન વળ્યું એટલે પોતાનો ખોરાક ઓછો કર્યો; અને તેમ દોઢેક માસ ચાલ્યું.

"બાપુ દેખાવે બહુ કૃશ લાગતા હતા. તેમના ખભામાં સંતરા જેવું ફળ સમાઈ જાય તેટલો ખાડો હતો. ઘૂંટણ આગળ પણ કરોચડી હતી; ખાડા હતા. આ વખતે તેઓ અશાંત નહોતા લાગતા; સંસારની પ્રવૃત્તિ વિષે પણ બહુ ઉત્સુક ન હતા. આધ્યાત્મિક શાંતિ વિશેષ પ્રાપ્ત કરી હોય એમ દેખાતું હતું. તેમના ચહેરા ઉપર 'રેઝિગ્નેશન'નો ભાવ હતો."

સુપરિન્ટેન્ડન્ટ કેટલો વખત આપશે એની ખબર ન હતી અને મારે અગત્યની વાતો કરવી હતી. તે રખે રહી જાય એ કારણે મેં પહેલાં વાત કરી લેવાની ઇચ્છા બતાવી અને બાપુની રજાથી શરૂ કરી. મારી વાત કૉંગ્રેસના કાર્ય વિષે હતી. તેમણે તે ધ્યાનપૂર્વક સાંભળી. તે એવી ન હતી કે તેમના ચહેરા ઉપર સંતોષ કે આનંદ દેખાય. તેઓ કહે: 'જે નિયમ મેં બીજા કેદીઓ સારુ કર્યો છે તે મને પણ લાગુ પડે છે. અહીં બેઠે મારાથી બહારની પરિસ્થિતિ વિષે કંઈ કહી શકાય નહીં. બહાર દાવાનળ સળગે તોય મારું પાણી ન હલે, જોકે મને એટલું થાય કે દેશનાં હજી કેટલાંયે પાપ હશે. પરંતુ, અહીં બેઠે બેઠે જેમ જેમ વિચારું છું તેમ તેમ મને ચોક્કસ જણાય છે કે, દેશનો આ સિવાય (અસહકાર સિવાય) બીજો ઉપાય જ નથી. હું નીતિ અને વ્યવહાર વચ્ચે ભેદ કરી શકું નહીં. નીતિની નજરે જે યોગ્ય લાગે તે જ સાચું અને તે પ્રમાણે વર્તવા શક્તિ ન હોય અને કરવામાં ઢીલાશ રહે એને હું વ્યવહાર કહું. બાકી મારે માટે નીતિ એક અને વ્યવહાર બીજો એવું નથી. . . . .' સર્વત્ર મતભેદ વ્યાપી ગયો છે અને ચર્ચામાં બહુ સમય જાય છે એ સંબંધી તેમણે કહ્યું: 'તેટલે અંશે તમે કાચા. . . . હું તો મારું કામ કર્યે જ જાઉં અને જરૂર જણાય ત્યારે, પ્રસંગ હોય ત્યારે વાદ કરું, ચર્ચા કરું. તું જાણે છે કે, આફ્રિકાથી આવ્યા પછી હું મહાસભામાં કંઈ બોલતો જ નહીં. છતાં હું છાનો હતો એમ તો ન જ હતું. અંદર બધાને મારી વાત સમજાવવા મથી રહ્યો હતો. સત્યને વળગી રહી શાંતિ રાખી કામ કર્યે જ જવું જોઈએ. જેટલે અંશે આપણે કરી બતાવીશું તેટલી જ

આપણી કિંમત થશે. આપણી કિંમત આપણે કેટલાં ભાષણો આપ્યાં તે ઉપરથી નહીં થાય.' મેં કહ્યું: 'મતભેદ એટલો બધો છે કે કામ કરવું મુશ્કેલ થાય છે. તો શું નવી સંસ્થા ઊભી કરવી?' બાપુ કહે: 'એવી જરૂર પડે તો તેમ પણ કરવું. આપણે સત્યાગ્રહ સભા કરી હતી ના? આફ્રિકામાં પણ મારે એમ જ કરવું પડ્યું હતું. કૉંગ્રેસમાં રહેવું અને આપણી સંસ્થા મારફત કામ કરી બતાવવું.' શૌકતઅલીને કંઈ કહેવડાવવું હોય તો એમ મેં એમને પૂછ્યું ત્યારે તેઓ કહે: 'એને કહેજે કે મુસલમાન ન હોય તેવો કોઈ જેટલા ભાવથી ઇસ્લામનો અભ્યાસ કરે તેટલા ભાવથી હું કરી રહ્યો છું. મેં ખૂબ વાંચ્યું છે. હમણાં હજરત ઉમરનું જીવન વાંચું છું. . . .' દેશબંધુ, મોતીલાલજી વગેરે વિષે કહે: '(તેઓ) ધારાસભામાં જાય એ જ ઠીક છે. પરાણે સમજાવી રાખી ન શકાય. ત્યાંનો અનુભવ લઈ . . . પાછા આવશે.' વાત દરમ્યાન તેમણે આ પણ કહ્યું, 'ખાદી અને હિંદુમુસલમાન એકતા એ બે વસ્તુ અત્યારે કરવાની છે.' તેમણે સત્ય અને અહિંસાની પણ બહુ વાતો કરી. જેલમાં પણ તેમનો સમય વ્યવસ્થિત રીતે પસાર થતો. તેમણે રોજનો કાર્યક્રમ તૈયાર કર્યો હતો. પ્રાર્થના, વાચન, લેખન, કાંતવાનું, દળવાનું અને ચાલવાનું એ એમની પ્રવૃત્તિ હતી. હું કૉર્પોરેશનનો સભ્ય થયો હતો એના ખબર મેં એમને આપ્યા ત્યારે તેઓ કહે: 'હવે તો તું મોટો માણસ થયો. . . . તેં મોકલેલ ચોપડી ઉપર છાપાનું પૂઠું હતું તેમાં તારું નામ હતું. મેં માન્યું કે તેં જાણી જોઈને મોકલ્યું હશે.' જવાબમાં મેં હા કહી. મારી વાત પૂરી થતાં બાપુએ બા અને રામદાસ સાથે વાત કરી. મુલાકાત બે કલાક ચાલી. અમે બાપુ સાથે જ નીચે ઊતર્યાં; અમારી વાત ત્યારે પણ ચાલુ રહી. ચોકમાં પણ બા–બાપુની વાત પાંચેક મિનિટ થઈ; અંતે અમે છૂટાં પડ્યાં. બાપુ દરવાજાની નાની બારીમાંથી પોતાના નિવાસસ્થાનમાં જતા રહ્યા અને અમે શહેરમાં ગયાં.[૧]

---

૧. મારી નોંધના આધારે.

# ઇસ્પિતાલમાં

બાપુને હું જેલમાં મળ્યો ત્યારે એમની તબિયત નંખાઈ ગઈ હતી. પણ થોડાક દિવસમાં જ તે ચિંતાજનક બની જશે એવી કલ્પના નહોતી આવી. એમને એકાદ અઠવાડિયું તાવ આવ્યો અને પેટમાં દુખાવો રહ્યો. જેલના સુપરિન્ટેન્ડન્ટ કર્નલ મરેએ પૂનાના સિવલ સર્જન કર્નલ મેડૉકની સલાહ લીધી. તેઓ બન્ને જાન્યુઆરી માસની ૧૨મી તારીખે એકમત થયા અને બપોરે બાપુને સાસૂન ઇસ્પિતાલમાં લઈ ગયા. ઑપરેશન કરવું જોઈશે એવું નક્કી થયું ત્યારે તેમણે બાપુને પોતાના ડૉક્ટરો વિષે પૂછ્યું. બાપુએ ડૉ. દલાલ અને ડૉ. જીવરાજનાં નામ આપ્યાં. ડૉ. દલાલને તાર મોડો પહોંચ્યો અને ડૉ. જીવરાજ વડોદરામાં ન હતા. તબિયત એટલી બધી ખરાબ થઈ ગઈ હતી કે સરકારી ડૉક્ટરોએ રાતોરાત ઍપેન્ડિક્સનું ઑપરેશન કરવાનો નિશ્ચય કર્યો. બાપુ સંમત થયા. તેમણે શ્રી શાસ્ત્રિયાર, શ્રી કેલકર અને શ્રી ફાટકને ખબર કરવા ઇચ્છા બતાવી. શ્રી કેલકર શહેરમાં ન હતા; શ્રી શાસ્ત્રિયાર અને ડૉ. ફાટક આવ્યા. બાપુએ કૉંગ્રેસ કાર્યકર્તા શ્રી ફાટકનું નામ આપ્યું હતું, પણ ભૂલમાં સંદેશો ડૉ. ફાટકને ગયો. બાપુએ એમને પણ સત્કાર્યા અને પછી એમને જોઈતા શ્રી ફાટક પણ આવ્યા.

બાપુને ઇસ્પિતાલે લઈ જવાના સમાચાર મને અમદાવાદથી ૧૨મી તારીખે રાતે મોડેથી મળ્યા. પૂનાની રાતની છેલ્લી ગાડી પકડી શકાય એટલો સમય ન હતો. હું બીજે દિવસે સવારની એક્સ્પ્રેસમાં પૂના ગયો. મેં ટ્રેનમાં છાપાં જોયાં તેમાં બાપુના ઑપરેશનની ખબર આવી હતી. માંદગીનું સ્વરૂપ જણાયું એથી મને એક રીતે નિરાંત વળી. પૂના આવતાં હું સ્ટેશનથી સીધો ઇસ્પિતાલે ગયો ને હાઉસ-સર્જનને મળ્યો. મેં એમને બાપુ સાથેની મારી સગાઈ કહી. ખાસ આનાકાની કર્યા વિના એ મને બાપુ પાસે લઈ ગયા અને મને

ઇસ્પિતાલમાં રહેવાની સગવડ કરી આપી. બાપુ મને જોઈ રાજી થયા . . . તરત જ બાના ખબર પૂછ્યા. . . . પછી તેમણે પોતાની માંદગીની વાતો કરી. વાતમાં મેં કહ્યું : 'આપ અખતરા કરો છો અને પછી આમ હેરાન થાઓ છો.' બાપુ કહે : 'એમાં કંઈ નહીં. મને એ વિષે પસ્તાવો થતો નથી. જે સાચું હોય તે કરવા જતાં દેહ પડે તોયે શું?' મેં પૂછ્યું : 'આપના પ્રતિ બેદરકારી બતાવવામાં આવી હતી?' . . . બાપુ કહે : 'ના. ડૉ. મરે તો મને મારા ભાઈ જેવો હતો. તે પૂરતી કાળજી રાખતો. ઉપચારમાં પણ ઢીલ થઈ ન હતી. . . .' હું જવાનો થયો ત્યારે તેઓ કહે : 'તું આજ ને આજ તો ભાગી નહીં જાય ને?' મેં કહ્યું : 'નહીં જી.' મને ફરીને સાંજના મળવાનું કહ્યું. પોતાના ઑપરેશન વિષે પંદરેક દિવસ રહી વાત કરતાં કહે : "ઑપરેશન ટાણે પણ મને એમ ન થયું કે, હું મરી જઈશ તો? તે ઘડીએ મારો વાળ સરખો ન હલ્યો. મારે જે કરવાનું હતું તે મેં કરી લીધું છે અને ઈશ્વરને આ શરીર પાસે વિશેષ કામ લેવું હશે તો લેશે." ઑપરેશન પછી પાંચેક દિવસે સરદાર વલ્લભભાઈ આવ્યાં ત્યારે બાપુ કહે : "સંયમી માંદો પડવો ન જોઈએ. ખાંડાની ધાર ઉપર ચાલવા જેવું મારું જીવન મેં રાખ્યું છે. છતાં માંદગી કેમ આવી હશે? કદાચ ધાર બુઠ્ઠી હશે."

બાપુ ઇસ્પિતાલમાં હતા, પણ કેદી હતા; એટલે સરકાર એમના ઉપર અંકુશ મૂકવા માગતી હતી. બાપુએ એનો તરત વિરોધ કર્યો અને પછી સરકાર એમની ઇચ્છાને અનુકૂળ થઈ. પરંતુ, છૂપી પોલીસનો માણસ બાપુના ખંડને દરવાજે બેસતો અને જે મળવા આવતા તેમનાં નામ લખી લેતો.

બા, રામદાસ અને દેવદાસ પૂના આવીને રહ્યાં. બાપુની તબિયત સુધરતી હતી એટલે એક અઠવાડિયું થતાં હું મુંબઈ આવ્યો. બાપુએ ઇસ્પિતાલમાં બે માસ કાઢ્યા તે દરમ્યાન હું એમની પાસે છ વાર ગયો. તેઓ મારી રાહ શુક્ર–શનિવારે જોતા. થોડીઘણી શક્તિ આવતાં તેઓ કોઈ કોઈ વાર ગંભીર વાતોમાં ઊતરી જતા અને વિનોદ પણ કરતા. પોતે છૂટશે કે પાછા જેલમાં જશે એની ચિંતા

તેઓ ન કરતા. તેઓ એક વાર કહે: “હું છૂટીશ તો કામ કરવાનું છે, જેલ જઈશ તો અભ્યાસ છે. ચાલ, છૂટવાની વાતમાં સાર નથી.” અમારી વાત ચાલતી હતી ત્યારે મોટી નર્સ આવી. બાપુએ મશ્કરી શરૂ કરી. તેઓ નર્સને કહે: ‘મારો ભાણેજ એવી ખબર લાવ્યો છે કે ઇસ્પિતાલની નર્સો બાપુને મૂંઝવી મારે છે.’ આ સાંભળી નર્સ આભી જ બની ગઈ. પછી બાપુએ ઉમેર્યું કે ‘માયાથી.’

બીજે દિવસે સવારે એમને મળવાનું થયું ત્યારે બાપુએ મને મારી પ્રવૃત્તિ વિષે પૂછ્યું, કૉર્પોરેશનના કામનો અભ્યાસ કરવાનું સૂચવ્યું અને નિયમિત હાજરી આપવા ઉપર ભાર મૂક્યો. તે કહેતાં તેમણે ફિરોજશાહ મહેતા કોઈ વાર ગેરહાજર ન રહેતા એનો દાખલો આપ્યો. હું કોઈક જ વાર ગેરહાજર રહ્યો હઈશ એવું મેં એમને કહ્યું ત્યારે તેઓ કહે: ‘મારી તબિયતને સારુ પણ ગેરહાજર ન રહેવું જોઈએ; એટલે તારે સવારે જવું જોઈએ.’ આ વખતે નર્સ બારી આગળ બેસી સીવતી હતી. તેને ઉદ્દેશીને તેઓ કહે: ‘પેલી સીવે છે તેમાં કંઈ ધર્મ નથી. કારણ કે તેમાં તેણે તેવી ભાવના નહીં કરી હોય. હું રેંટિયો કાંતું છું એ ધર્મ છે. મારે સારુ એ મહાયજ્ઞ છે. ધર્મ તો આપણી ભાવનાથી બને છે. તારે કૉર્પોરેશનનું કામ ધર્મભાવનાથી કરવું જોઈએ.’

શ્રી બમનજી આ દિવસે બપોરે બાપુને મળવા આવ્યા હતા અને કંઈક અગત્યની વાત કરતા હતા. તેણે બાપુનો અભિપ્રાય માગ્યો ત્યારે તેઓ કહે: ‘મારાથી અહીં પડ્યે પડ્યે કંઈ જ કહી શકાય નહીં. આ નિયમ મારો આજકાલનો ઘડેલો નથી. દક્ષિણ આફ્રિકામાં પણ એમ જ હતું. જે બહાર હોય તેણે વિચારીને વર્તવું જોઈએ. કદી ભૂલ કરશે તોયે હરકત નહીં; તે જ સ્વરાજ કહેવાય. બાકી હું કહ્યા કરું અને તેમ થયા કરે એ તો ગાંધીરાજ થાય; અને મને તે નથી જોઈતું. હું એ ભૂલ કરું અને એક ગાંધી સારો મળે તો બીજા હજાર બૂરા મળે એટલે એ નીતિ ખોટી.”

સાયંકાળે ભજન ગવાઈ રહ્યા પછી બાપુ પાસે હું એકલો હતો. મુંબઈમાં ગોવધનો પ્રશ્ન ચર્ચાતો હતો તેની વાત કરવા હું

લલચાયો. કૉર્પોરેશને એવો ઠરાવ કર્યો હતો કે આઠ વર્ષથી નાની ગાય કે ભેંસ કતલખાનામાં ન કપાય. ઠરાવ થઈ ગયા પછી કાયદા-કાનૂનના સવાલ નીકળ્યા અને કમિશનરે ઠરાવનો અમલ ન કર્યો. આ બધી વાત સાંભળી બાપુ વિચારમાં પડી ગયા અને મને કહેવા લાગ્યા: 'મુસલમાનોને મૂકી બહુમતીથી આપણે ગોરક્ષા નહીં કરી શકીએ. તેઓની પ્રકૃતિ આપણે એક દહાડામાં ફેરવી નહીં શકીએ. જો તેઓ સંમત ન થાય તો આપણે તે વાત પડતી મૂકવી, પણ તે સમજીને, નબળાઈથી નહીં. અને આપણે સમજુ હઈશું તો તેઓ એક પછી એક આપણા ઉપર જીત કરશે તોયે અંતે વશ થશે. તેઓને જ થશે કે આ શું? હિંદુઓ સામે કેમ થતા નથી? 'કોઅર્શન'નો ડર રાખવાની જરૂર જ નથી. તારે આ વાતમાંથી ધીમે રહી નીકળી જવું. મારા જેવો ગમે તે કહી શકશે, કરી શકશે. તારી સ્થિતિ મુશ્કેલ છે એ હું જાણું છું. એ તો તારામાં આવડત છે કે જ્યાં પચપચ હોય ત્યાંથી કેમ નીકળી જવું.'

આ વાતના અનુસંધાનમાં બાપુએ હિંદુ ધર્મની મહત્તાની વાત કરી: "હિંદુ ધર્મ અને બીજા ધર્મમાં ઘણુંયે સમાન હશે, પરંતુ હિંદુ ધર્મનું વિશેષ તત્ત્વ અહિંસા છે. . . . હિંદુ ધર્મને હજીયે ઘણું સાધવાનું છે."

અને આત્મવિકાસ વિષે બાપુ બોલ્યા: "આત્મા અને શરીરનો વિકાસ એકસાથે ન થઈ શકે. આત્માનો વિકાસ થાય તેમ શરીર કૃશ થાય. આત્મવિકાસ માટે કેવળ મિતાહાર બસ નથી; પરંતુ, અલ્પાહાર કરવો જોઈએ. મેં માન્યું કે, હું બન્ને સાચવી શકીશ પણ તેમાં હું ભૂલ્યો. જેલમાં મેં ખૂબ વાંચ્યું ને વિચાર્યું. મારું મગજ મેં ખપવી નાખ્યું અને તેની સાથે ખોરાક આગળ જેટલો રાખ્યો એટલે હું પટકાયો."

ગોરક્ષાની વાત નીકળી તે પહેલાં કૉંગ્રેસ સાથે મારો શો સંબંધ છે એ બાપુએ પૂછ્યું: "પ્રાંતિક સમિતિ[1] સાથે હવે તારો

૧. બાપુના જેલ જવા પછી હું સત્તરેક માસ સમિતિનો મંત્રી રહ્યો.

કંઈ સંબંધ નથી ના?" મેં ના કહી ત્યારે તેમણે પૂછ્યું : "તું કૉંગ્રેસી તો છે ના?" મેં હા કહી અને ઉમેર્યું કે, કોટ જિલ્લા સમિતિનો હું ઉપ-પ્રમુખ છું અને કોકોનાડામાં ડેલિગેટ થઈને ગયો હતો. પછી તેમણે મ્યુનિસિપાલિટીની વાત કાઢી. "એ કામ તારી પાસે ભારે છે. . . . તારે તે શોભાવવું જોઈએ. તારે મ્યુનિસિપલ કાયદા વાંચી લેવા જોઈએ . . . અને એક પછી એક ખાતાં સમજી લેવાં જોઈએ. . . જે જાણે છે તે પોતાનું ધાર્યું કરાવી શકે છે. એટલે તારે અભ્યાસ કરી લેવો જોઈએ અને તું સાચો છે એટલે તારો માર્ગ ચોખ્ખો રહેશે."

વાતચીત લંબાવા લાગી એ મને ન રુચ્યું. મેં બંધ કરવા કહ્યું એટલે બાપુ કહે : "આજે બીજી ઘણીયે વાતો થઈ; એમાં કંઈ મને રસ ન પડે. તારી આગળ વાત કરું છું તેમાં રસ પડે છે. અને તારા જેવું પાત્ર મળે પછી શું? તારા જેવા પાંચ સાત જુવાનિયાઓને જો હું મારા વિચાર બરોબર આપી શકું અને તેઓ તે ધોરણે વિચાર કરતા થઈ જાય તો મને સંતોષ. . . ." અને પોતાનો કોઈ ગુરુ નથી એ સંબંધી કહે : "હું તો ગુરુ વિના ભટકું છું એટલે મારી મુશ્કેલીનો પાર નથી." અને પોતાના જીવનકાર્ય વિષે કહે : "મને ખાતરી છે કે જગતને જે સત્ય આપવા હું મથી રહ્યો છું તે મરવાનું નથી."

ફેબ્રુઆરી માસના આરંભમાં શ્રી દિલીપકુમાર રોયે બાપુ પાસે એક સાંજે બે સુંદર પદ ગાયાં : 'દીનદયાળ ગોપાળ' અને 'મને ચાકર રાખોજી'. સંગીત બહુ મધુર હતું અને તે પૂરું થતાં કલાની વાત નીકળી. બાપુ કહે : "હું માનું છું કે મારામાં કલા છે. હું સંગીતમાં માનું છું. પણ મારા વિષે કેટલાક ખોટા ખ્યાલ ચાલે છે તેમાં આ પણ એક છે કે હું કલાનો વિરોધી છું; પણ તે ખરું નથી. છતાં આ માન્યતા સાવ આધાર વિનાની નથી. કલાને નામે આજે ઘણુંયે ચાલે છે તે મને પસંદ નથી."

બાપુના છૂટવા વિષે મિત્રોએ ત્રણ ત્રણ અઠવાડિયાં સુધી આશાનિરાશા અનુભવી. અંતે ફેબ્રુઆરી માસની ૫મી તારીખે

આશા ફળી; બાપુ કોઈ પણ પ્રકારના બંધન વિના છૂટા થયા. તેઓ લગભગ ૨૩ મહિના કેદમાં રહ્યા. બાપુએ આ પછી ચાર વાર કારાવાસ ભોગવ્યો : ૧૯૩૦–૩૧ની સાલમાં ૯ માસ; ૧૯૩૨–૩૩માં ૧૬ માસ; ૧૯૩૩માં ૨૩ દિવસ અને ૧૯૪૨–૪૪માં ૨૧ માસ. તેમનાં પોણા છ વર્ષ દેશની સ્વતંત્રતાને કારણે કેદખાનામાં ગયાં. તેઓ પહેલી અને છેલ્લી કેદમાંથી માંદગીને લઈને છૂટ્યા; ત્રીજી અને ચોથી કેદમાંથી હરિજન નિમિત્તના ઉપવાસને લઈને અને બીજી કેદમાંથી સરકારે કોંગ્રેસ સાથે સમાધાની કરવાની વૃત્તિ કરી એથી છૂટ્યા.

બાપુના છૂટવાના સમાચાર મને મળ્યા ત્યારે જવા ન જવાનો વિચાર આવ્યો અને હું ગયો. બાપુને મેં અસ્વસ્થ જોયા, પણ તેનું કંઈ ખાસ કારણ તરત મળ્યું નહીં. એમની પાસે બીજાઓ પણ હતા. બાપુ કહે : "અત્યાર લગણ હું બિનફિકર હતો, કારણ કેદી હતો. હવે તેમ નથી. મારાથી હવે ન કહેવાય કે હું કામમાં નહીં પડું કે શાંતિ માટે એકાંતમાં રહીશ. હિંદુ-મુસલમાન એકતાનો પ્રશ્ન બહુ ભારે છે અને તે હાથ લીધા વિના નહીં ચાલે . . . મારે અહીં હજી ત્રણેક અઠવાડિયાં રહેવું પડશે અને પછી એવી જગાએ જવું કે જ્યાંથી કામ કરી શકાય." અને મળવા આવનાર સંબંધી કહે : "બિનઅપવાદ નિયમ કરી ન શકાય. પ્રેમમાં અગવડ વેઠવાની હોય જ અને મારે ચલાવી લેવી જોઈએ." આવનાર નાહક ચર્ચા કરે એ વિષે તેઓ કહે : "મને કોઈ ચર્ચામાં ઉતારી શકે નહીં. મારી ઇચ્છાથી જ મેં રાજાજી, ઉસમાન અને તારી સાથે વાતો કરી છે."

બાપુ કેદી હતા ત્યાં સુધી ઇસ્પિતાલના મુખ્ય મકાનમાં પહેલે માળે એક બાજુના નાના ખંડમાં તેમને રાખવામાં આવ્યા હતા. તેની જોડે બીજો ખંડ હતો તેમાં અમે બેઠક કરી હતી. તેઓ છૂટ્યા પછી તેમને અલાયદા કૉટેજમાં લઈ જવામાં આવ્યા. ઇસ્પિતાલમાં તેઓ ત્યાંનાં લેંઘો-કુરતું પહેરતા. કેવળ કચ્છને બદલે સીવેલાં વસ્ત્ર તેમણે આ પછી બીજી કોઈ વાર પહેર્યાં હોય એવું મેં જાણ્યું નથી. તેમની આંખનું નૂર, તેમનું ખડખડાટ હાસ્ય અને તેમની રસવતી વાણી એમને હંમેશાં આકર્ષક બનાવતાં; માંદગીમાં શરીર સુકાયું

પણ આમાં ઊણપ આવી નહીં. તેમના છૂટવાથી મુંબઈ શહેરમાં ઉમંગ જણાતો હતો અને દેશમાં મીઠી લાગણી ફેલાતી ન હોય, એવો ભાસ આવતો હતો. શ્રી હોમી મોદી આ વખતે કૉર્પોરેશનના પ્રમુખ હતા. તેમણે જાહેર રીતે પોતાની ખુશાલી બતાવી; એ ઉપરથી મને થયું કે કૉર્પોરેશન બાપુને માનપત્ર આપે તો કેમ? મેં શ્રી મોદીને આ વિષે કાગળ લખ્યો; એમને એ વિચાર ગમ્યો અને એ સંબંધી પોતે પ્રવૃત્તિ શરૂ કરી.

હું એક શનિવારે પૂના ન ગયો અને બીજે શનિવારે બપોરે ગયો ત્યારે બાપુ કહે: "તારી રાહ જોવાતી હતી. તું આગલા શનિવારે કેમ ન આવ્યો?" મેં કહ્યું: "ગયા રવિવારે કૉર્પોરેશનના સભ્યો કશેલી પુલ બંધાય છે ત્યાં ગયા હતા." સાંજે અમારી વચ્ચે વિશેષ વાતો થઈ. મેં એમને પૂછ્યું: "આપ છૂટ્યા તે દિવસે બહુ અશાંત લાગતા હતા." બાપુ કહે: "હા. એટલા બધા લોકો આવી ચઢ્યા કે હું તો ગભરાઈ જ ગયો. જ્યાં જગા મળે ત્યાંથી મારી સામે ટગર ટગર જોયા જ કરે; કેમે કરી રોકાય નહીં. અંતે મનમાં થયું કે હવે તો સહન કર્યે જ છૂટકો." "ગંભીર પ્રશ્નો આપની પાસે તરત ન આવે તો સારું" એવું મેં કહ્યું ત્યારે તેઓ કહે: "પણ હવે તે કેમ ચાલે? બધા કરતાં હિંદુમુસલમાનનો પ્રશ્ન વધારે ચિંતા કરાવે છે. તે બહુ કઠણ છે." ગોવધ સંબંધી તેઓ કહે: "હિંદુમુસલમાન હિંદુસ્તાનના એટલે પછી બન્ને માટે પાડોશીધર્મ ઊભો થાય છે. મારા પાડોશીને જે બેહદ દુઃખ કરે તે મારાથી ન થાય. એટલે હિંદુની લાગણીનો વિચાર કરતાં ગોવધ રોકાવો જોઈએ; પણ તે કાયદાથી ન થાય." પરંતુ, એમને ગોવધ કરતાંયે વટલાવવાનો પ્રશ્ન વધારે પજવતો હતો. આ સંબંધમાં મેં કહ્યું: "મહમદઅલીએ કોકોનાડામાં મને કહ્યું હતું કે, હું હંમેશાં આશા રાખું છું કે બાપુ કોઈક દહાડે મુસલમાન થશે. એ આશા એણે હમણાં એક વાર મુંબઈમાં જાહેર ભાષણમાં પણ બતાવી હતી." બાપુ કહે: "ચુસ્ત મુસલમાન તો એ જ ઇચ્છે. અને ખ્રિસ્તીઓ પણ મારા માટે પ્રાર્થના કરે છે તે એ જ કે, હું જીસસને સ્વીકારું. . . ."

એક દિવસે સાંજે, ભજન થાય તે પહેલાં શ્રી અનસૂયાબહેને બાપુને પ્રશ્ન પૂછવા માંડ્યા: “બાપુ, તમારો ચહેરો તમારા બાપને મળતો કે માને?” બાપુ: “હું ધારું છું કે માને વધારે મળતો.” બહેન: “તમારાં માની છબી છે?” બાપુ: “ના.” બહેન: “બાપની?” બાપુ: “હા. હતી ખરી, પણ હવે ક્યાં હશે એની મને ખબર નથી. પહેલાં તો હું મારી આંખ આગળ તે છબી રાખતો; મારા મોટાભાઈનીયે રાખતો.” બહેન: “મથુરાદાસનાં મા એ તમારાં સગાં બહેનની દીકરી?” બાપુ: “ના. એ મારાં ઓરમાન બહેન. અમારા બે વચ્ચે એવો ગાઢ પ્રેમ હતો કે અમને કોઈ દિવસ થયું ન હતું કે અમે ઓરમાન છીએ.” અને પોતાના ચહેરા વિષે તેઓ કહે: “મને આજે મારા ચહેરાનું ભાન જ નથી. પહેલાં તો પટિયાં પાડતો ત્યારે અરીસામાં જોતો. પછી હજામત કરવા ટાણે જ અને તે હજામત પૂરતું જ. તે પણ વખત જતાં છોડી દીધું; અરીસા વિના હજામત કરવાનું રાખ્યું.” બહેન: “તમારામાં ધર્મભાવ છે તે માને લઈને કે બાપને લઈને?” બાપુ: “મને લાગે છે કે તે માને આભારી છે.” બા: “સસરાજી પૂજાપાઠ કરતા.” બાપુ: “પણ એ કંઈ નહીં. તે પણ ધર્મિષ્ઠ કહેવાય; પરંતુ, માની અસર મારા પર વિશેષ.” બહેન: “તમારાં સ્મરણો લખો તો કેવું સારું! એ લખવાનો નિયમ જ રાખો.” બાપુ: “સાતઆઠ વર્ષ પછી જે મેં અનુભવ્યું છે તે મને યાદ છે. પણ એમ લખાય નહીં.” બહેન: “તમારા વિચાર વિષે એક સુંદર નાનું પુસ્તક તૈયાર કરો તો કેવું સારું!” બાપુ: “એ ઠીક છે. પણ હું ‘વર્કર’ (કામ કરનારો) રહ્યો. કામ કરતાં કરતાં જે આપવા જેવું હોય તે આપી દઉં છું. **नवजीवन, यंग इंडिया**માં મેં ઘણુંયે આપી દીધું છે. ટૉલ્સ્ટૉયનો જે કાબૂ ભાષા પર હતો તે મારો ક્યાં છે? એ તો ‘રાઈટર’ (લેખક) હતા.”

મારી આ વખતની મુલાકાત પાંચમી હતી. મેં “બાપુને ખૂબ પ્રસન્ન જોયા. . . . નાનું શરીર અને હાથમાં પોતાથીયે લાંબી લાકડી, સ્વચ્છ કુરતું અને લેંઘો, પગમાં ચંપલ પહેરી ચાલતા જોઈ

પ્રેમના ઉમળકા આવતા. ખુરશીમાં બેઠા બેઠા વાતો કરતા, પેટ ભરીને હસતા, માધુર્ય સાથે બોધ આપતા એ જોઈ દિલ ફુલાઈ જતું."

હું બીજે અઠવાડિયે પૂના ગયો ત્યારે બાપુની તબિયતની હકીકત જાણી દિલ દુખાયું અને ઘડીભર થયું કે મારે પણ પૂના ન આવવું જોઈએ. એને લઈને હું બહાર જ બેસી રહ્યો; પણ તેમણે મને બોલાવ્યો. હું અંદર ગયો. બાપુ પૂછે: "શું નવા ખબર લાવ્યો છે?" મેં કહ્યું: "કંઈ ખાસ નથી." પછી તબિયત વિષે વાત નીકળી. મેં કહ્યું: "આપ સૌને સલાહ આપો છો કે આરામ લેવો જોઈએ; માંદગી હોય તો તરત સાજા થઈ જવું જોઈએ. . . . પરંતુ આપ એથી વિરુદ્ધ જ વર્તો છો. જો આપ આરામ લઈ તરત સાજા થશો તો વિશેષ કામ કરી શકશો. માંદા રહી ઓછું થાય." . . . બાપુ કહે: "હું જે બધાને કહું છું એ બરોબર છે. પણ પશ્ચિમની પદ્ધતિ મારાથી ગ્રહણ ન થાય. ત્યાં તો ગમે તે થાય તોય માંદગી આવી એટલે હાથ હેઠા. એ પદ્ધતિના લાભ પણ છે. પરંતુ અત્યારે અહીં કોઈ નથી અને તું બેભાન થઈ પડી જાય, તો મારે માંદગી છે એટલે ખુરશીથી ઊઠવું કે નહીં? ઊઠ્યા વિના કેમ જ ચાલે? આજે હિંદુમુસલમાન પ્રશ્ન અને ધારાસભા સંબંધી કંઈ જ ન કહું તો પછી ક્યારે કહું? હજી આજે તેની અસર થાય, પણ છ મહિના પછી શું વળે? અને કેટલાંક કામ એવાં છે કે શરીરના ભોગે પણ કર્યે જ છૂટકો."

આ પછી મારું પૂના જવાનું ન થયું અને એક પખવાડિયું ઊતરતાં બાપુએ ઇસ્પિતાલ છોડી.

## ૧૧

# જુહુમાં

બાપુએ હવાફેર માટે સહેજે ન પહોંચાય એવા સ્થળે જવા ઇચ્છા ન કરી; પણ જુહુ જવાની વૃત્તિ બતાવી. હું ત્યાં જઈ આવ્યો અને જરૂરી વિગત મેં એમને લખી મોકલી. તેમણે ત્યાં જવાનો વિચાર કર્યો અને ઘટતો પ્રબંધ થયો. બે વર્ષ ઉપર તેમણે માર્ચ માસની ૧૦મી તારીખે આશ્રમ છોડ્યું અને સાબરમતી જેલમાં પુરાયા. તે જ તારીખે તેમણે પૂનાની ઇસ્પિતાલ છોડી અને જુહુ જવા રવાના થયા. તેઓ બીજે દિવસે વહેલી સવારે મુંબઈના દાદર સ્ટેશને ઊતર્યા. અમે પાંચ જ જણ એમને લેવા ગયા હતા. એમના આવવાની ખબર બહાર પડી નહીં અને તેઓ શાંતિથી બંગલે પહોંચ્યા.

બાપુ જુહુમાં ૭૯ દિવસ રહ્યા.

જુહુ રમણીય સ્થાન છે. નાળિયેરીના વનની છાયામાં અને સ્વચ્છ સફેદ રેતીના સમુદ્રતટે વસેલું નાનું સરખું ગામ છે. ચોમેર ખારી જમીન છતાં વનની રેતાળ જમીનમાંથી ઠંડું અને મીઠું પાણી નીકળે છે. બાપુને રહેવાનો બંગલો તટ ઉપર હતો. તેઓ પહેલે માળે વસતા, આરામખુરશીએ વરંડામાં બેસતા અને કામ કરતા. તે જમાનામાં ગામમાં વસ્તી ઓછી હતી અને બંગલાની આસપાસ મનુષ્યનો પગરવ નામનો જ રહેતો. ત્યાં સરસ એકાંત મળતું. બંગલાની સામે વિશાળ સમુદ્રનો અવિરત ઘુઘવાટ આહ્લાદ આપતો. ગરમીના દિવસોમાં પણ રાતે ઠંડક મળી રહેતી. બાપુને અહીં ફાયદો થયો: શક્તિ આવી અને વજન વધ્યું. પરંતુ શરીર-ઘસારો એટલો બધો થયો હતો કે તેઓ આશ્રમે ગયા ત્યારે પણ શરીર આગળ જેવું થયું ન હતું. જુહુ આવતાં જ તેઓ કામકાજમાં પરોવાઈ ગયા. તેમણે **नवजीवन** અને **यंग इंडिया** માં લખવું શરૂ કર્યું. તેઓ અધીરા જણાતા અને સાથીઓને ચિંતા કરાવતા;

પણ પોતાની રીતે શરીરની ચીવટ રાખવી ન ચૂકતા. તેઓ એક દિવસ કહે: "હું શરીર સાચવી રાખવા જીવતો નથી. મારે તો કામ કરવાનું છે અને તેમાં ખલેલ ન પડે વાસ્તે મેં ખોરાક કમી કર્યો છે."[૧]

શક્તિ સાચવવા અને વધારવા તેઓ બુધવારે પણ મૌન રાખતા અને મૌનનો સમય છાપાનાં લખાણ તૈયાર કરવામાં રોકતા. આ મૌનને તેઓ વ્યાવહારિક મૌન કહેતા; તેમાં જરૂર મુજબ ફેરફાર કરતા. સોમવારનું મૌન એમને મન ધાર્મિક મૌન હતું અને તેમાં ઇચ્છા અનુસાર ફેરફાર ન કરાય એવું પાકું એ હતું. મૌનથી તેઓ સારા પ્રમાણમાં આરામ અને અંતરની શાંતિ મેળવી લેતા.

જુહુમાં બાપુ સાથે વાતચીત કરવાના મને અનેક પ્રસંગ મળ્યા. મેં એક વાર એમને કહ્યું: "આપ 'સોશિયલ રિકન્સ્ટ્રક્ષન'ની જરૂર જોતા નથી?" "પણ 'પોલિટિકલ ડૉમિનેશન' આજે આ કામ રોકી રહ્યું છે." "એ બરોબર છે, આપે એ વિચાર મહાદેવની ચોપડીની પ્રસ્તાવનામાં સ્પષ્ટ કર્યો છે. પરંતુ આજે આપના નામે ઘણુંયે કરી શકાય છે; તો આ સંબંધી આપના વિચારો લખાયેલા હોય તો જરૂર થોડુંઘણું કામ થઈ શકે." "એ ઠીક છે. પણ હું નિબંધ લખી બેસી ન જાઉં. તું કાગળો લખતો રહે અને તેની ઉપર પછી હું લખતો રહીશ. જોઈએ તો નનામા કાગળ લખજે."[૨]

બાપુએ દક્ષિણ આફ્રિકામાં બ્રહ્મચર્યવ્રત લીધું; તે વિષે તેઓ અનેકોને સલાહ આપતા. તેમની સાથે સંજોગવશાત્ અનેક કુંવારાં યુવકયુવતીઓ વસતાં. તેઓ વ્રતબદ્ધ વાતાવરણમાં પોતાના વિવાહની વાત ઉચ્ચારે એનો સંભવ મને ન લાગતો અને છતાં તેઓ વિવાહ નથી ઇચ્છતાં એમ માનવામાં મને મન મનાવવા જેવું લાગતું.

બાપુ પાસે મેં આની વાત કાઢી. તેઓ કહે: 'આગળ તો હું બહુ કઠોર હતો; મારામાં સહનતા બહુ ઓછી હતી. મારા પોતાનાની

૧. મારી નોંધ: તા. ૮–૪–'૨૪

૨. મારી નોંધ: તા. ૨૮–૩–'૨૪

ભૂલ હું સાંખી ન શકતો પણ હવે ધીમે ધીમે એ કઠોરતા જતી જાય છે. આજે કઠોરતા ઓછી થઈ છે. . . . મને ખબર છે કે છોકરાઓમાંનો કોઈ લગ્ન કર્યા વિના રહેવાનો નથી.' 'તો પછી તેઓને ઝુરાવવા કેટલા, ક્યાં સુધી?' 'પણ લગ્ન પણ પરિપક્વ વયે જ કરાય ના?' 'આપ લગ્નને યોગ્ય વય શું લેખો છો?' 'બન્ને માટે ૨૦ વર્ષ.' 'બન્નેની ઉંમર વચ્ચે અંતરની જરૂર આપ જોતા નથી?' 'મને એની ખાસ જરૂર જણાતી નથી. પરિપક્વતા એ જ મુખ્ય છે.' 'પણ બાપુ, ચિંતકો તેની જરૂર જુએ છે. કેટલાક સાત વર્ષનું અંતર આવશ્યક લેખે છે; અને તેમ કહેવામાં રતિતૃપ્તિનું કારણ બતાવે છે.' 'એ હું જાણતો નથી. પણ છોકરો ૨૦ ને બદલે ૨૫ વર્ષે પરણે એ કંઈ ખોટું નહીં. એટલે છોકરા સારુ ૨૫ અને છોકરી સારુ ૨૦ વર્ષ ઠીક કહેવાય.' 'સામાન્ય માન્યતા તો એવી છે કે આપ લગ્ન વિરુદ્ધ છો; એટલે આપના રક્ષણ હેઠળનાં બાળકો અને બાલિકાઓને એટલું તો જણાવવું જોઈએ કે આપ તેઓને લગ્ન કરવા માટે વખોડશો નહીં. તેઓને નિર્ભય કરવાં જોઈએ.' 'એ તો હું કહી રહ્યો છું. રા . . . અને રા . . . સાથે હું અનેક વાર લગ્નની વાતો કરું છું. . . .'[1] અને મને એક કુંવારા યુવાન સાથે લગ્નની વાત કરી લેવા કહ્યું. મેં તેમ કર્યું; તેની મૂંઝવણ દૂર થઈ અને વિવાહ માટે તેનો માર્ગ સરળ થયો. તેમને એમ પણ થયું કે, '. . . નાં લગ્ન જ્ઞાતિ બહાર કાં ન કરું અને દાખલો બેસાડું?' સમય જતાં, તેઓ લગ્ન જ્ઞાતિ બહાર જ કરાય એવો આગ્રહ ધરાવતા થઈ ગયા.

સાતેક મહિના પછી બાપુએ મને આ વિષે એક પત્રમાં લખ્યું :

"હું બ્રહ્મચર્યની ખેંચ નથી કરતો. પણ ઉદાસીન રહું છું. મા-બાપે જુવાન બાળકોને 'ઠેકાણે પાડવાં' જ જોઈએ એ ધર્મ નથી ગળે ઊતરતો. માબાપે ઠેકાણે પાડવામાં મદદ કરવી જોઈએ એમ સમજું છું. . . ." (સરખાવો: પે. વ. ૯, તા. ૧૮-૧-'૨૫)

---

૧. મારી નોંધ: તા. ૧૯-૫-'૨૪

હિંદુ જીવનમાં વિધવા સ્ત્રીનો ત્યાગ અપૂર્વ છે. બાપુએ એને ત્યાગમૂર્તિ કહી છે. તેમને આના વિચાર એક વાર આવ્યા અને બીજે દિવસે મને કહ્યા : ‘ આ ધર્મ કેટલા બધા સંયમની આશા રાખે છે ? પુરુષનું આવી સ્થિતિમાં શું કર્તવ્ય ? . . .’ મેં કહ્યું : ‘ આપણે જે. . . બહેનને ત્યાં બેસવા ગયા હતા ત્યારે આ વિષે વાત થઈ હતી. . . . વિધવાનું જીવન શું ? . . . હું એમ નથી કહેતો કે આપણે પ્રચાર કરવા ઢોલ વગાડવાં; પણ જે તૈયાર થાય તેના પ્રતિ સહાનુભૂતિ બતાવવી જોઈએ. જે પુનર્લગ્ન કરે તેની અવગણના ન કરવી જોઈએ. જ્યાં પુનર્વિવાહની છૂટ છે ત્યાંયે ક્યાં બધા તેમ કરે છે ? . . .’ કોટ લત્તામાં લગ્ન થતાં દસ દિવસમાં જ એક બાળા વિધવા થઈ એનો તાજો દાખલો મેં આપ્યો, ત્યારે તેઓ કહે : ‘ એ છોકરીનાં લગ્ન કરવાં જોઈએ.’[૧] બીજે વર્ષે બાપુ બંગાળમાં ચાર માસ રહ્યા. તેમણે ત્યાં જે જોયું ને જાણ્યું એ ઉપરથી તેઓ એ મતના થયા કે વિધવાને પરણવાની છૂટ હોવી જોઈએ.

પંડિત મોતીલાલ નેહરુ અને દેશબંધુ દાસ જુહુમાં ઘર માંડી રહ્યા. તેમણે એ વર્ષમાં જે બન્યું તેની સવિસ્તર ચર્ચા બાપુ સાથે કરી અને પોતાના વિચાર એમની પાસે મૂક્યા. પરંતુ તેઓ અને બાપુ એકમતના ન થઈ શક્યા. તુર્કીમાં વિપ્લવકારી ફેરફાર થયા; સુલતાન ન રહ્યો, ખલીફા પણ ગયો અને ખિલાફત સારુ લડવાનું રહ્યું નહીં. પંજાબની વાત જૂની થતી ચાલી અને એક સ્વરાજનો પ્રશ્ન સિદ્ધ કર્યા સિવાય ન છોડાય એવો રહ્યો. એની પ્રાપ્તિ વિષે બે મત કૉંગ્રેસમાં ન હતા; પણ તે માટે શી નીતિરીતિ લેવી એ વિષે વિવાદ અને તીવ્ર મતભેદ હતો. આવી સ્થિતિમાં પોતાનું શું કર્તવ્ય એ વિષે બાપુના મનમાં ભારે ઊહાપોહ જાગ્યો. હું એમની પાસે એક બુધવારે સાંજે ગયો. તેમણે પોતાના છાપા માટે લખાણ તૈયાર કરી લીધું હતું. રેંટિયો ચલાવતાં ચલાવતાં તેમણે વાત કાઢી : ‘ હું વિચારી રહ્યો છું કે અત્યારે મારો શો ધર્મ છે ? જાહેર જીવનમાં રહેવું કે નીકળી જવું ?’ પ્રશ્ન ગંભીર હતો અને ઝટ જવાબ દેવાય એવો સરળ ન હતો. મેં

૧. મારી નોંધ : તા. ૧૬–૩–’૨૪

પરિસ્થિતિ વિષે કેટલીક હકીકત કહી; અને બાપુએ પોતાનો પ્રશ્ન આ રીતે મૂકયો : 'મારે લોકોનો ત્યાગ કરવો કે લોકો પાસે મારો ત્યાગ કરાવવો? એ બેમાંથી શામાં ઓછું અભિમાન રહેલું છે?'[1] અમે એકતાન થઈને વાત કરી રહ્યા હતા ત્યાં કોઈક મળવા આવ્યું અને વાત અધૂરી રહી. પરંતુ, એમનું મન શું વિચારી રહ્યું છે એ મને જાણવા મળ્યું. મેં શ્રી કૃષ્ણદાસ વગેરે મિત્રોને આની વાત કરી. તેમણે 'હું બેહદ થાકયો છું' એવા ઉદ્‌ગાર આ દિવસે કાઢયા, પણ પરિસ્થિતિ કેવી છે એ ચોક્કસપણે જાણી લેવાનું વિચાર્યું. તે કાજે ચાર ઠરાવ તૈયાર કર્યા અને કૉંગ્રેસીઓને વિચાર કરવા આપ્યા.

બાપુએ જુહુ છોડયું તે પહેલાં જ કૉર્પોરેશનમાં એમને માનપત્ર આપવાનો ઠરાવ થઈ ચૂકયો હતો. શ્રી તેરસીએ ઠરાવ મૂકયો હતો અને મેં એને ટેકો આપ્યો હતો. માનપત્રની વાતચીત ચાલતી હતી તેના ખબર મેં બાપુને આપ્યા. તેમને એ વિચાર રુચ્યો નહીં અને પડતો મૂકવા શ્રી તેરસીને સમજાવવા મને કહ્યું. એમની દલીલ મારા મનમાં વસી નહીં. તેઓ કહે : 'હું તો ઇચ્છું કે મુંબઈ મને માનપત્ર ન આપે અને સંયમની શરૂઆત મારાથી કરે.'[2] પરંતુ મુંબઈની કૉર્પોરેશન જેને તેને માનપત્ર આપતી થાય એવો સંભવ ન હતો. મેં મારો વિચાર ન ફેરવ્યો. માનપત્રનો હેતુ બાપુ પ્રતિ સદ્‌ભાવ બતાવવાનો હતો. તેમાં ચર્ચાસ્પદ રાજકીય વિષયનો સમાવેશ નહોતો કરાયો, પરંતુ માનવજાતિ વિષે તેમનો અગાધ પ્રેમ, દેશમાં વસતી વિવિધ જાતિઓની એકતા સાધવાનો પ્રયાસ, દબાયેલ વર્ગોના ઉદ્ધારની પ્રવૃત્તિ, એવાં એમના જીવનનાં મહા તત્ત્વનો ઉલ્લેખ તેમાં કરવામાં આવ્યો હતો. માનપત્ર ઠેઠ ઑગસ્ટ માસની ર૯મી તારીખે, બાપુની અનુકૂળતાએ, કાવસજી જહાંગીર હૉલમાં અપાયું. આ વખતે શ્રી વિઠ્ઠલભાઈ પ્રમુખ હતા. કૉર્પોરેશનના સભ્યો બાપુને એક પછી એક મળ્યા; કોઈએ હાથ મેળવ્યા, કોઈએ હાથ જોડ્યા. હું સામાન્ય રીતે એમને મળતો ત્યારે નમતો અને તેઓ વાંસો થાબડતા. પરંતુ

૧. મારી નોંધ : તા. ૧૫-૫-'૨૪
૨. મારી નોંધ : તા. ૮-૪-'૨૪

આ રીતનું પાલન આવા સાર્વજનિક પ્રસંગે કરવું મને યોગ્ય ન લાગ્યું. મેં હાથ જોડ્યા અને તેમણે પણ તેમ કર્યું.

બાપુને આશ્રમ જવાને દસેક દિવસ બાકી હતા ત્યારે માએ એમને મળવા જવા ઇચ્છા કરી. મેં એ વિષે બાપુને પુછાવ્યું અને તેમણે આપેલા સમયે હું માને જુહુ લઈ ગયો. મા બાપુની પ્રવૃત્તિમાં રસ ન લેતાં, પણ રેંટિયો ચલાવતાં થયાં હતાં. તેમને કોઈ ચર્ચા કરવી ન હતી; પણ લગ્ન પછી સોળ વર્ષે વહુને સીમંત આવવાનું હતું એ વિષે એમનો હર્ષ માતો ન હતો અને બાપુમાં તે હર્ષ ઉપજાવવાની વૃત્તિ તેમની હતી. અમે પહોંચ્યાં ત્યારે બુધવારનું મૌન ચાલતું હતું. મૌન ઊતરતાં બાપુએ રેંટિયો ચલાવવો શરૂ કર્યો અને સાથે સાથે મા જોડે વાતો કરી. માએ સીમંતની વાત કાઢી અને બાપુએ તે ઉપાડી લીધી. તેમણે જાણવા જેવી હકીકત જાણી અને આપવા જેવી સૂચના પણ આપી અને માને સંતોષ ઉપજાવ્યો. તેમની વાત કૌટુંબિક જીવનમાં ઓતપ્રોત થઈ ગયેલ બે મોટેરાંની ભાવપૂર્વક થતી વાત જેવી લાગતી હતી. "બાપુને આ રીતે વાત કરતાં મેં આ પહેલાં કોઈ વાર જોયેલા નહીં. વાતચીતમાં મૂળી માનું સ્મરણ કરાયું. પોતાની બહેન વિષે બાપુનો પ્રેમ અગાધ હતો. તેમને યાદ કરતાં તેમનામાં મૃદુભાવ અતિશય વ્યાપી જતો. તેઓ આ વખતે કહે: 'અમારો સંબંધ માદીકરા જેવો હતો.' મા કહે: 'મરવા ટાણે ભાઈઓને યાદ કર્યા હતા અને તેના કબાટમાંથી એક છબી નીકળી તેમાં તમારા છોકરા છે.' બાપુ કહે: 'મારી છબી પણ નીકળવી જ જોઈએ. એની પાસે એ હોય જ.' ઊઠવા ટાણે તેઓ કહે: 'તેં તો વધામણી જ આપી છે.'"[1]

મે માસમાં બુદ્ધજયંતી આવી; તેની ઉજવણી જુહુમાં થઈ. રેતીમાં નાની સરખી સભા થઈ; બાપુ એના પ્રમુખ થયા અને નાનું લેખિત ભાષણ આપ્યું. અનેક વિચારવાના શબ્દો અને વાક્યો તેમણે કહ્યાં તેમાં આ પણ કહ્યું: "પ્રાણ લેવો નહીં પણ દેવો, એ બુદ્ધે હિંદુ ધર્મને શીખવ્યું."

---

૧. મારી નોંધ: તા. ૨૨-૫-'૨૪

એક વાર બે બહેનો બાપુને મળવા આવ્યાં. તેમની સાથે વિવિધ વાતો થઈ તેમાં બાપુએ આ અગત્યની વાત કરી : "જેમ જેમ વિચારું છું તેમ તેમ મને સત્ય એક જ પરમ વસ્તુ લાગે છે. સત્ય એટલે જ ઈશ્વર એટલે કે સર્વજ્ઞ. પરંતુ સત્યની પ્રાપ્તિ અહિંસા વિના ન બને અને તેના પાલન માટે બ્રહ્મચર્ય અને અપરિગ્રહની આવશ્યકતા છે. એમ વિચાર કરતાં કરતાં ધર્મના તત્ત્વનો વિસ્તાર થાય છે."[1]

જુહુમાં મેં વિપુલ અંશે બાપુનો પ્રેમ અનુભવ્યો. "પિતૃભાવ અનુભવવા મળ્યો નથી; પરંતુ જે પ્રેમ બાપુ આજે મારા ઉપર વરસાવી રહ્યા છે તેનાથી પિતૃપ્રેમ બીજો કેવોક હશે? અત્યારે તો મને એ પિતા સમ છે."[2]

મારો માંદો ભાણેજ બાપુને કોઈક વાર જ મળ્યો હશે; પણ તેનીયે ચિંતા તેઓ કરતા, તેના વિષે શું થઈ શકે એનો વિચાર મારી સાથે કરતા અને મને સૂચનાઓ આપ્યા કરતા. એક વાર તો તેઓ કહે : 'તું દુ:ખી છે અને તારા દુ:ખમાં મારાથી ભાગ લઈ શકાતો નથી.' તેઓ મને પોતા પ્રતિ અનેક રીતે ખેંચ્યા કરતા અને હું ખેંચાયા કરતો. એક વાર હું જવા નીકળ્યો ત્યારે તેઓ કહે : 'તું ભાગી જાય છે ના? મારે તને કંઈ કહેવાનું હતું. તું પાછો હવે ક્યારે આવશે?' — જાણે કે હું ત્યાં રોકાઉં એમ તેઓ ઇચ્છતા ન હોય! પણ बद्ध शुक જેવો હું મનમાં આવે તેમ કેમ વિહરી શકું![3]

બાપુ મે માસની ૨૮મી તારીખે આશ્રમે ગયા.

---

૧. મારી નોંધ : તા. ૩૦-૪-'૨૪

૨. મારી નોંધ : તા. ૨૦-૩-'૨૪

૩. મારી નોંધ : તા. ૭-૫-'૨૪

## ૧૨

# આશ્રમમાં

બાપુ લગભગ સવા બે વર્ષે આશ્રમે પાછા આવ્યા. ત્યાં પહોંચતાં જ તેઓ તેના વહીવટમાં ગૂંથાઈ ગયા. કૉંગ્રેસ અને તેની પ્રવૃત્તિના વિચાર તેમનો સારો સમય લેતા; તે સંબંધી અનેકો સાથે તેમની મસલત પણ થઈ. ચૂંટાયેલા સભ્યો કાંતે એ સંબંધી મારી શંકાઓ મેં એમની પાસે રજૂ કરી હતી. તેમણે મને લખ્યું :

"તમારો કાગળ કિસ્તોદાસ ઉપરનો વાંચ્યો. યંગ ઇંડિયામાં લેખ જોશો. મહાસમિતિના સભ્યો જો કાંતવાની શક્તિ ઉપર શ્રદ્ધા રાખતા હોય તો તેઓએ જરૂર કાંતવું જોઈએ. સભામાં હું વાદવિવાદ તો થવા દેવાનો જ નથી. મારી સૂચનાઓ સહુને કબૂલ નહીં હોય તો હું કંઈ ત્યાં દલીલ કરવા બેસવાનો નથી." (તા. ૬–૬–'૨૪)

મહાસમિતિની સભા જૂન માસમાં અમદાવાદમાં થઈ. સભાના દિવસોમાં હું શહેરમાં રહ્યો અને પછી બે દિવસ આશ્રમમાં રહ્યો. હું પહેલે દિવસે બાપુને મળ્યો ત્યારે તેઓ મને જોતાં હસી પડ્યા અને કહે: "આવ્યા વિના ન રહેવાયું ના?" તેમણે માની લીધું હતું કે હું અમદાવાદ નહીં જાઉં અને એથી તેમણે બાને પણ કહ્યું હતું: "મથુરાદાસને ન આવવા મેં સમજાવ્યો. તો પછી તારે સભામાં આવવા આગ્રહ શા સારુ કરવો?" બાપુએ મને એક પત્રમાં જણાવ્યું હતું કે,

"મહાસભા સમિતિ મળે ત્યારે અહીં આવવામાં તો મુદ્દલ અડચણ નથી, પણ મિટિંગમાં જવાનો આગ્રહ છોડી દેવો. રજાચિઠ્ઠી આપવાનું તો મૌ. મહમદઅલીને હાથ જ રહેશે એમ માનું છું. પણ જેટલા ઓછા માગે એટલું ભલું." (જે. વ. ૫, તા. ૨૧-૬-'૨૪)

સભામાં હાજર રહેવાનો પાસ મેં માલાના મહમદઅલી પાસેથી મેળવ્યો. બેઠક અગત્યની નીવડી. બાપુએ દેશમાં વાતા વાયુનો વિશેષ અનુભવ કર્યો. તેમની અને સ્વરાજપક્ષની વચ્ચે

સમાધાન થઈ શક્યું નહીં. તેમણે તૈયાર કરેલા ચાર ઠરાવ એક પછી એક લેવાયા. બાપુ જે ઠરાવ રજૂ કરતા તેને સરદાર વલ્લભભાઈ ટેકો આપતા. તે સંબંધી રમૂજ પણ ચાલી કે, સરદાર બાપુના અંધ અનુયાયી છે. સરદાર પણ તેમાં મજા લેતા. પહેલા જ ઠરાવ સંબંધી મતભેદ પ્રગટ થયો, પણ તે વ્યક્ત કરવા દેશબંધુ અને પંડિતજીએ જુદી જ રીત લીધી. જે સૂતર ન ભરે તે સભ્ય મટી જાય, એવી સજાની કલમ સામે તેમનો વાંધો હતો. તેમણે પોતાનો વિરોધ રજૂ કર્યો, પણ વાદવિવાદમાં ઊતરવાનો કે પોતા માટે મત મેળવવાનો પ્રયત્ન ન કર્યો. તેઓ વિરોધ બતાવી બાપુને નમસ્કાર કરી સભામાંથી ચાલી ગયા! સાથે બીજા કેટલાક સભ્યો પણ ગયા. સભા અચંબો પામી. બાપુનો અસલ ઠરાવ બહુમતીથી પાસ થયો. બાપુએ જોઈ લીધું કે આ જીત એ જીત ન કહેવાય. તેમણે બીજો ઠરાવ રજૂ કર્યો અને સજાની કલમ રદ કરાવી. સ્વરાજપક્ષ સભામાં પાછો આવ્યો અને ચર્ચામાં ભાગ લેતો થયો. બંગાળમાં થયેલા રાજદ્વારી ખૂન સંબંધી ઠરાવ રજૂ થયો તે ઉપર તીખી ચર્ચા ચાલી. આમાં દેશબંધુ હાર્યા. બાપુના બીજા એક ઠરાવ વિષે કાનૂનનો સવાલ નીકળ્યો. પ્રમુખે બાપુની સલાહ માગી અને બાપુએ પોતાના ઠરાવને કાનૂન વિરુદ્ધ કહ્યો. પ્રમુખે એ સલાહ માન્ય રાખી અને તે મુજબ ફેંસલો આપ્યો. સભામાં તેમણે જે જોયું, અનુભવ્યું, તેની અસર એમના દિલમાં ઊંડી થઈ. તેઓ વિશેષ ને વિશેષ આકુળ-વ્યાકુળ થતા ગયા અને ભરસભામાં તેમની આંખમાંથી આંસુ ટપક્યાં. આ દેખાવ જોયો જાય નહીં એવો થયો. "તેઓ જેવા સંયમીની આંખમાં અશ્રુ!" તેઓ પીઢ, ધીર અને ગંભીર હોવા છતાં તેમની આંખ ભીની થઈ! લોહને બે ત્રણ હજાર ડિગ્રીની આગમાં તપાવીએ ત્યારે તેમાંથી રસ ટપકે: બાપુ જેવાના લોખંડી દિલને આકરો તાપ લાગ્યો ત્યારે આંસુ ખર્યાં! સભાએ એમના મુખ્ય ઠરાવ મંજૂર રાખ્યા છતાં એ મંજૂરીમાં એમણે ચેતન ઓછું જોયું. એમણે વાસ્તવિક રીતે પોતાની હાર જ થઈ એવું માન્યું અને यंग इंडिया માં '**डिफिटेड ऐन्ड अम्बल्ड**' એટલે

હાર્યો અને હણાયો એ નામે લેખ લખ્યો અને પ્રજા પાસે પોતાનું દિલ ઠાલવ્યું. મહાસમિતિ થવાથી એમનો માર્ગ સરળ ન થયો; એમનાં મંથન વધ્યાં. પખવાડિયા પછી મારા પર એમનો પત્ર આવ્યો :

"મારી તબિયતની ચિંતા ન કરવી. મેં પાછો ખોરાક વધાર્યો છે. મારા મનને અત્યારે કોણ ઓળખી શકે? હું પોતે નથી જાણતો તે મને ક્યાં ઉતારશે. મંથન તો ચાલી જ રહ્યું છે. કશો આગ્રહ નથી રાખતો. માત્ર બની શકે તેટલો પવિત્ર રહેવા ને બનવા મથું છું. એટલું જ મારું કર્તવ્ય સમજું છું. પછી તેમાં પ્રભુને ગમે તે ઠરે. ઘણે ભાગે યંગ ઇંડિયા ને નવજીવન મારા મનની આરસી છે." (અ. સુ. ૧૫. તા. ૧૭-૭-'૨૪)

પૂનામાં અને જુહુમાં તેમણે જે આરોગ્ય મેળવ્યું તે આશ્રમે ગયા પછી ઓછું થતું ચાલ્યું. તેમને થાકેલા શરીરે અવિરત શ્રમ અને ચિંતન કરવાનું આવ્યું. મને આ સમયમાં થતું કે, કોંગ્રેસ જેવી કાર્ય કરનારી સંસ્થામાં કલહ વ્યાપી રહે તો કાર્ય ન થાય કે પ્રગતિ ન કરાય અને બાપુની શક્તિ વૃથા જાય; તે રોકવા તેમણે કોંગ્રેસમાંથી નીકળી જવું જોઈએ અને નવો સંઘ ઊભો કરી સ્વરાજનું કાર્ય પોતાની રીતે આગળ વધારવું જોઈએ, વગેરે. મારા વિચાર મેં બાપુને સારુ શ્રી કૃષ્ણદાસને લખી મોકલાવ્યા. પરંતુ બાપુને એ યોગ્ય ન લાગ્યા. મારો પત્ર તેમણે વાંચ્યો ત્યારે તેઓ મૌનમાં હતા. તેમણે બે જ વાક્ય લખી શ્રી કૃષ્ણદાસને આપ્યાં : 'કોંગ્રેસ મને કાઢી મૂકે તો મારે તે નમ્રભાવે સાંખી લેવું જોઈએ; પણ મારાથી એકે પક્ષ ઉપર પ્રહાર ન કરાય.' તેમણે કોંગ્રેસમાં રહેવાનું ચાલુ રાખ્યું અને પોતાના વિચાર તેઓ કોંગ્રેસીઓ અને દેશ પાસે મૂકતા રહ્યા.

બાપુના દિલમાં મંથન ચાલુ રહ્યું. તેમણે એક મહિનામાં જ કોંગ્રેસ સંસ્થા સ્વરાજપક્ષને સોંપવાની ઇચ્છા કરી અને પોતે કોંગ્રેસ બહાર રહી શાંતિ, ખાદી, સંપ અને હરિજનકાર્યમાં રોકાઈ જવા વિચાર કર્યો અને તે માટે જુદી સંસ્થા ઊભી કરવા ધાર્યું. કોંગ્રેસમાંનો કલહ દૂર કરવાનું અને કોંગ્રેસ સાથે અથડામણમાં આવ્યા વિના કામ કરવાનું આ રીતે બને એવું એમને લાગ્યું. તેમણે પોતાના વિચાર

પંડિત મોતીલાલજીને લખી મોકલાવ્યા,[1] પણ તે સંબંધી કંઈ નિર્ણય થયો નહીં. છેલ્લાં અઢી વર્ષમાં ઊભી થયેલી ગૂંચ ચાલુ રહી.

આ અરસામાં દક્ષિણમાં રેલ આવી અને સંકટ ઊભું થયું. ત્યાં મદદ મોકલાવવા અમે કેટલાક મિત્રોએ ફાળો ઉઘરાવવો શરૂ કર્યો અને રાજાજી સંકટનિવારણનું કામ કરવાના હતા તેને તે મોકલવાનું નક્કી કર્યું. શહેરમાં શરીફની સભા બોલાવવાની વાત નીકળી. મને એમાં જોડાવાની ઇચ્છા ન હતી. પરંતુ એમાં ભળવા માટે બાપુએ રજા આપી છે એવી વાત મારે કાને આવી. મેં બાપુને લખ્યું :

"શરીફની સભામાં શામિલ થવાની સલાહ આપે આપી છે? . . . આપ ઝીણી ઝીણી બાબતમાં ક્યાં સુધી સલાહ આપશો? એમાં ભૂલ થવાનો પણ સંભવ બહુ રહે છે." (તા. ૧૨-૮-'૨૪)

બાપુનો જવાબ આવ્યો :

"દરેક બાબતમાં મારી પાસેથી ફતવા મેળવવા એ ભૂલ છે ને ભયંકર છે, એ તદ્દન માનું છું. જે ઢબથી મને પૂછ્યું હોય તે ઢબથી જવાબ નીકળે. તેમ જવાબ દેતાં મારી ભૂલ પણ થાય. સિદ્ધાંતોમાંથી ઉપસિદ્ધાંતો સહુએ ઘટાવી લેવા જોઈએ." (તા. ૧૩-૮-'૨૪)

જુલાઈ માસમાં પત્નીનું સીમંત આવ્યું. માની ઇચ્છાથી બાને મુંબઈ મોકલવા મેં બાપુને લખ્યું. આ વખતે હરિજન કન્યા સંબંધી આશ્રમમાં "ખળભળાટ ઊઠ્યો" હતો. બાપુએ લખ્યું :

"હમણાં બાનું ત્યાં આવવું અશક્ય જેવું છે. . . . ત્યાં આવીને પણ શું કરશે? એટલે તેને આગ્રહ કરી મોકલવા નથી માગતો. આણંદને કહેજે મને માફ કરે." (અ. સુ. ૧૫, તા. ૧૭-૭-'૨૪)

દોઢેક માસ રહી પત્નીને ચિંતાજનક માંદગી આવી. ચાર પાંચ દિવસ રહી. મેં એના ખબર બાપુને આપ્યા અને જણાવ્યું કે, "મારા મનની દશા તો આપ કલ્પી શકશો." બાપુનો પત્ર આવ્યો :

"ચિ. તારામતિના મંદવાડનું દુઃખ તમને થાય એ સ્વાભાવિક છે પણ તે દુઃખ ન માનવું એ આપણને સ્વાભાવિક થવું જોઈએ. જે સ્થિતિ આવે તે તટસ્થપણે ભોગવવામાં જ ધર્મ રહ્યો છે એમ જાણ્યા

---

૧. તા. ૯-૮-'૨૪

પછી દુઃખ કેમ માનીએ ? દુઃખ ન માનવું એટલે કઠોર થવું એવું તો છે જ નહીં. આપણી સહાયની આશા રાખવાનો જેને અધિકાર છે તેની સેવામાં ન્યૂનતા શાને રહે ? આ મંદવાડમાંથી તો તારામતિ ઊઠશે. પણ સુવાવડ સારે સ્થળે થાય એવું હું હજુ ઇચ્છું. દલાલની સલાહ જરૂર જણાય તો લેજો. આણંદને હિંમત આપજો. મને રોજ ખબર આપ્યા કરજો." (ભા. સુ. ૧૨, તા. ૧૦-૯-'૨૪)

બાપુએ તારામતિને જુદો કાગળ મોકલાવ્યો :

"તમારા મંદવાડનો કાગળ આજે જ મળ્યો છે. તમે મુદ્દલ ચિંતા ન કરશો. સારા થવું જ છે એવો નિશ્ચય રાખજો ને રામનામનો જપ જપ્યા જ કરજો. એ જપ દરદનું દુઃખ તો ઓછું કરશે જ. અને દરદ પણ મટાડે. તમારી પાસેથી હજુ એ જ દેહે બહુ સેવા લેવાની આશા છે. સાજાં થઈને મને જરૂર કાગળ લખજો. ઈશ્વર તમને દીર્ઘાયુ કરો. (ભા. સુ. ૧૨)

અને આ પછી એક અઠવાડિયે બાપુએ દિલ્હીમાં એકવીસ દિવસના ઉપવાસ શરૂ કર્યા.

## ૧૩

# કસોટી

હિંદુમુસ્લિમ સંપની જે ઝાંખી ૧૯૨૧ની સાલમાં અમદાવાદમાં કૉંગ્રેસ વખતે થઈ હતી તે હવે સ્વપ્નવત્ થઈ ગઈ હતી. બન્ને કોમ એકબીજાથી વધારે ને વધારે અળગી થઈ રહી હતી. ઠેકઠેકાણે મારામારી, તોફાન અને હુલ્લડ થયાં, ધાર્મિક સ્થાનોનાં ખંડન થયાં, સ્ત્રીબાળકો ઉપર અત્યાચાર થયા, વિવિધ રીતે એકબીજા વિષે રહેવી જોઈતી મર્યાદાનું ઉલ્લંઘન થયું, અને પાડોશી ધર્મ વીસરાઈ ગયો. કોહાટમાં તો હદ વળી. બાપુ અને મોટાભાઈ રાવલપિંડી ગયા તેમણે ત્યાં કોહાટની કહાણી સાંભળી, પણ બન્નેનાં દિલ ઉપર એક-સરખી અસર ન પડી. બન્નેએ પોતાના વિચાર પ્રજા પાસે મૂક્યા. મને બાપુનો રિપોર્ટ લૂખો લાગ્યો અને મેં એમને એ જણાવ્યું. તેમણે 'લૂખો' શબ્દને બદલે 'લૂલો' શબ્દ મારા કાગળમાં વાંચ્યો અને પછી મને જવાબ આપ્યો :

"શાથી એમ કહો છો કે મારો રિપોર્ટ લૂલો થઈ ગયો છે? મેં કઈ વસ્તુ છોડી છે? મારો પ્રથમનો તો જોયેલો ના? પણ કદાચ હું લૂલો થઈ જાઉં તોપણ તમે બધા જેઓ સમજ્યા છો એ તો, પોતપોતાના વિચારો વિષે મક્કમ રહેતાં છતાં, ન્યાયબુદ્ધિ અને અહિંસાવૃત્તિનો ત્યાગ ન કરો, એટલે મને સંતોષ છે." (ચૈત્ર સુ. ૩, તા. ૨૮–૩–'૨૫)

પણ આ પહેલાં સપ્ટેમ્બર માસની ૧૮મી તારીખે મને મહાદેવનો તાર મળ્યો:

"હિંદુમુસ્લિમ દાવાનળના કારણે પ્રાયશ્ચિત્ત કરવા બાપુએ ગઈ કાલથી એકવીસ દિવસના ઉપવાસ શરૂ કર્યા છે."

જવાબમાં મેં મહાદેવને તાર કર્યો:

"આપણે નાલાયક ઠર્યા; તેઓ પોતાને કેમ છેતરે?" વગેરે.

બે દિવસ રહી બાપુનો અને મહાદેવનો કાગળ આવ્યો. બાપુએ લખ્યું:

"કામની બાબત મહાદેવ લખશે. મારા ઉપવાસથી ખેદ પામવાને બદલે ખુશાલી થવી જોઈએ. કોઈ ધર્મનું પાલન કષ્ટ ઉઠાવીને પણ કરે તો સ્નેહીને આનંદ થવો જોઈએ. તમારે અહીં દોડી આવવાની પણ જરૂર નથી. હમણાં તો જગત આવશે. છેલ્લે અઠવાડિયે જરૂર આવી જવું, જો તારામતિની તબિયત તે વેળા સારી હોય તો." (ભા. વ. ૪, તા. ૧૭–૯–'૨૪)

મહાદેવના કાગળ મારા પર આવતા રહ્યા. પહેલા કાગળમાં જ તેણે ઉપવાસનું કારણ સમજાવ્યું:

દેશમાં જે થઈ રહ્યું હતું એ "બધી વસ્તુએ એમના દિલ ઉપર ભારે આઘાત પહોંચાડચો હતો. જેમને હું અહિંસાનો પાઠ ભણાવી રહ્યો છું અને જેઓ આ બધું દુઃખ ખમી રહ્યા છે તેમને હું બરોબર દોરી રહ્યો છું? હું કેમ આ બધા અત્યાચારોની વિરુદ્ધ કશું કરી નથી શકતો? હું લાચાર થઈ ગયો છું. લાચારનો ઉપાય અનશન–તપશ્ચર્યા સિવાય બીજો ન હોઈ શકે." (દિલ્હી, તા ૧૮–૯–'૨૪)

મહાદેવે બીજા કાગળમાં ખબર આપ્યા કે:

"એમણે તો અનશન જ ઇચ્છેલું હતું, પણ જેમ તેમ કરીને તે અટકાવવામાં આવ્યું. હવે તો ઈશ્વરને જ એમને રાખવા હોય તો રાખે." (તા. ૨૨–૯–'૨૪)

ઉપવાસનો નિશ્ચય બાપુએ કર્યો ત્યારે તેઓ મૌલાના મહમદઅલીને ઘેર રહેતા હતા. તેમણે ઉપવાસ શરૂ ત્યાં કર્યા અને પારણાં પણ ત્યાં જ કર્યાં. ઉપવાસ સાર્વજનિક નિમિત્તે હતો એટલે તે સંબંધી તેમણે નિવેદન પ્રગટ કર્યું. નિવેદન સંબંધી હાજર રહેલા મિત્રોએ બાપુ સાથે ઘણી ચર્ચા કરી. બબ્બે ખરડા રચાયા અને રદ થયા; છેવટે ત્રીજો ખરડો તૈયાર થયો ને તે પ્રગટ થયો. તેમણે નિવેદન તૈયાર કરવામાં પોતાના અંતરનું દુઃખ ખૂબ દબાવ્યું અને તે કલહનું નિમિત્ત ન બને એની પૂરી કાળજી લીધી.

બાપુના ઉપવાસ કોમી એકતા ઉપજાવવા માટે હતા, એટલે એ દિશામાં પ્રયત્નો શરૂ થયા. દિલ્હીમાં એ માટે મોતીલાલજીના પ્રમુખપદે એક પરિષદ મળી.

પરિષદે પહેલા ઠરાવમાં બાપુને ઉપવાસ છોડવાની વિનંતી કરી અને મોતીલાલજીએ તે ઠરાવ બાપુને પહોંચાડ્યો. બાપુએ જવાબ મોકલ્યો. તે સંબંધી જે હેવાલ પ્રગટ થયો તે મને ન સમજાયો. પ્રાણ જાય પણ પ્રતિજ્ઞા ન તૂટે, એ પ્રાચીન સદ્વચન તેમણે વારંવાર ઉચ્ચાર્યું હતું અને જે ખબર નીકળ્યા તે આનાથી વિરુદ્ધ જણાતા હતા. ઉપવાસની મુદત દરમ્યાન, પ્રાણ જવાના ભયના કારણે ઉપવાસ કેમ છૂટે, એ વસ્તુ મને તે સમયે ન સમજાઈ. મારો ક્ષોભ મેં મહાદેવને લખી મોકલ્યો; પણ એ મારું સમાધાન ન કરી શક્યા. બાપુએ પરિષદના ઠરાવનો જવાબ મોતીલાલજીને મોકલ્યો તેમાં તેમણે લખ્યું કે, "મેં મરવા માટે ઉપવાસ શરૂ નથી કર્યા, પણ દેશ અને ઈશ્વરની સેવા માટે વિશેષ સારું અને શુદ્ધ જીવન જીવવાને લીધા છે," અને "કદી એવી અણીની પળ આવે" કે "મારે મરણ અને પોષણ વચ્ચે પસંદગી કરવી પડે તો હું જરૂર ઉપવાસ છોડીશ."

બાપુએ ઉપવાસ અને તેનાથી સંભવતા મરણભય સંબંધી પોતાના વિચાર આ રીતે સ્પષ્ટ કર્યા તેમ પોતાની અડગ શ્રદ્ધા હતી તે પણ વ્યક્ત કરી. તેમણે પરિષદની ઉપવાસ ન કરવાની વિનંતી માન્ય ન રાખી, પણ ધારેલા દિવસના ઉપવાસ પૂરા કર્યા અને પારણાં કર્યાં. મારા પર એમનો તાર આવ્યો:

"ઈશ્વરની દયા ઘણી છે. ઉપવાસ પૂરા થયા, તબિયત સરસ છે."

મેં પણ મારો આનંદ એમને જણાવ્યો.

ઉપવાસ કર્યા એથી બાપુએ પરમ શાંતિ અનુભવી, તેમની લાચારીની ભાવના નીકળી ગઈ, તેમના અંતરનો તાપ ઓછો થયો, અને પોતે કોમી સંપના વિકટ પ્રશ્નનો તોડ કાઢવાની આશા ફરીને સેવતા થયા.

અને એ માસમાં કૉંગ્રેસની વાર્ષિક બેઠક નાતાલની રજામાં બેલગામમાં થઈ. બાપુ તેના પ્રમુખ થયા. મારા પર એમનો પત્ર આવ્યો :

> "હું કાલે આવ્યો. તમને કાગળ લખવાની તૈયારી કરી રહ્યો હતો ત્યાં મહાદેવે તમારો કાગળ બતાવ્યો. આણંદની તબિયત હજી નથી સુધરી એ દુઃખ અને આશ્ચર્ય. એમ કેમ થાય છે? આણંદને કહેવું, હજુ જવાની તૈયારી ન કરે. તે હવાફેરની વાત સાંભળે કે? સો દવા એક હવાનું પણ કામ નથી કરતી એમ જોયા જ કરું છું. આ સ્થિતિમાં તમારું બેલગામ આવવાનું શું થશે? હું તો બેલગામ આવવા વિષે જ કાગળ લખવા માગતો હતો. તારામતિ તો તદ્દન ઠીક હશે."
>
> (મા. વ. ૩, તા. ૧૪-૧૨-'૨૪)

હું બેલગામ ગયો, પણ માની તાબયતના કારણે કૉંગ્રેસની બેઠક પૂરી થાય ત્યાં સુધી રહી ન શક્યો.

કૉંગ્રેસે અસહકારની લડત મોકૂફ રાખી, સભ્યનું લવાજમ હાથે કાંતેલ સૂતરનું રાખ્યું અને ધારાસભાનું કાર્ય સ્વરાજપક્ષ દ્વારા કૉંગ્રેસના નામે કરવાનું નક્કી કર્યું.

પરંતુ સૂતરના લવાજમને લઈ સભ્યોની સંખ્યા ઘણી ઘટી અને રાજકીય પ્રવૃત્તિની ઇચ્છા કૉંગ્રેસીઓમાં જોર કરવા લાગી. બાપુના વિચાર ગ્રહણ કરવાની અને અમલમાં મૂકવાની વૃત્તિ કૉંગ્રેસીઓમાં ઓછી થઈ. બાપુએ પોતાના વિચારોનો આગ્રહ છોડી દીધો અને કૉંગ્રેસની રીતિનીતિમાં ઘટતા ફેરફાર કરાવ્યા. બાપુ કાનપુરની બેઠક થતાં કૉંગ્રેસના સંચાલક મટી ગયા અને રચનાત્મક કાર્યમાં રોકાઈ ગયા.

## ૧૪

# માનું અવસાન

બાપુના ઉપવાસના એક બે દિવસ બાકી હતા ત્યારે પત્નીને ફરી તાવ આવ્યો અને તબિયત વિશેષ ઘસાઈ. એક પખવાડિયામાં પ્રસૂતિ થઈ અને નિર્જીવ પુત્રનો જન્મ થયો. બાપુ હજી દિલ્હી હતા. તેમનો પત્ર આવ્યો :

"ચિ. તારામતિ વિષે વાંચી ખેદ થયો. તેને દુઃખ થયું, આણંદને ખૂબ દુઃખ થયું હોવું જોઈએ એ વિચારે ખેદ થયો. જન્મમરણ વિષે હું તો એટલો બધો ઉદાસીન થઈ ગયો છું કે તેની અસર ભાગ્યે મારા ઉપર થાય છે. જેમ જેમ વિચારું છું તેમ તેમ એક જ વસ્તુનાં રૂપાન્તર જ જણાય છે. કાલે જ અનાયાસે એક વાકચ વાંચ્યું : મનુષ્ય, તું મરણથી કેમ ખેદ પામે છે? મરણ પછી તો આત્માની સારી જ ગતિ છે. તે નથી મરતો એટલું પણ તું નથી વિચારી જોતો? આ બધું બુદ્ધિ કબૂલ કરે છે, છતાં આપણું હૃદય ઘણી વેળા કબૂલ નથી કરતું, એ જ પંચાત છે. બળ તો હૃદયનું જ સાચું. બુદ્ધિ તો તુચ્છ લાગે છે. બુદ્ધિ કહે, તમારી ઉપર પ્રેમ કરું, પણ હૃદય ના પાડે, તો બુદ્ધિનું ધાર્યું શા કામનું?" (આ. વ. ૯, તા. ૨૨–૧૦–'૨૪)

માને અસહ્ય આઘાત પહોંચ્યો. તેમણે પ્રસૂતિનું પરિણામ જાણ્યું કે તેમનાથી ચીસ પડાઈ ગઈ: 'હવે હું નહીં જીવું.' અને એ પછી એમનું સ્વાસ્થ્ય સારું ન રહ્યું.

મને તાર મળતાં હું બેલગામથી વહેલો આવતો રહ્યો અને માની સેવામાં રોકાઈ ગયો. કૉંગ્રેસ પૂરી થતાં બાપુ મુંબઈ આવ્યા અને વર્ષના છેલ્લા દિવસે માને જોવા રાતે ઘેર આવ્યા. સાથે ડૉ. જીવરાજને લાવ્યા. જમનાલાલજી પણ હતા. તેઓ કાઠિયાવાડની મુસાફરીએ ગયા. ભાવનગરથી એમનો પત્ર આવ્યો :

"કાઠિયાવાડની મુસાફરીમાં તમને અને આણંદને યાદ કર્યાં. તમારી હાજરી ઇચ્છી, આણંદની સુખાકારી. તમારા કાગળની આશ્રમ પહોંચીને રાહ જોઈશ. આણંદને કહેજો, હું રોજ તેને સંભારું છું. . . ." (પોષ વદ ૨, તા. ૧૨–૧–'૨૫)

બાપુના પત્રો કામકાજને અંગે મને આવ્યા કરતા. તેઓ માને હર વખત યાદ કરતા અને લખતા કે, "માને કહેજો કે હું નિરંતર તેને યાદ કરું છું." તેઓ મુંબઈ આવતા ત્યારે મળવા ઇચ્છા કરતા; પણ એક જ વાર આવી શક્યા. ન આવવાનું દુઃખ એમને રહેતું. તેમણે લખ્યું :

"આણંદને આ વેળા મળવા ન અવાયું એથી મન દુઃખ્યું, પણ લાચાર થઈ ગયો. હવે આવીશ તો જઈશ જ. (ચૈત્ર સુદ ૩, તા. ૨૮-૩-'૨૫)

એક પખવાડિયા પછી બાપુ મુંબઈ આવ્યા અને માને મળ્યા. માએ "મોકળે મનથી, હલકા દિલથી, વિના સંકોચે તરહ તરહની વાતચીત" કરી. "એ દૃશ્ય આશ્ચર્યકારક હતું. અને બાપુ પણ છેવટે કહેતા ગયા કે, 'ઝટ સાજી થઈ જજે અને જા તો શાંતિથી જજે' "[1]

માની તબિયત અંતે હાથ આવે એવી રહી નહીં એ જાણ્યું ત્યારે બાપુએ મને માત્ર એટલું જ જણાવ્યું કે,

"આણંદને સેવા લેવી હોય ત્યાં લગી લે." (શનિવાર, ૧૯-૪-'૨૫)

બીજા કાગળમાં તેમણે લખ્યું :

"આણંદ શાંત હશે. એના મનમાં મોતની જરાય ચિંતા હોય તો કઢાવી નાખવી." (તીથલ, વૈ. સુ. ૧, તા. ૨૪-૪-'૨૫)

માએ અખાત્રીજને દિવસે[2] પોતાનું ૫૬ વર્ષનું જીવન પૂરું કર્યું. બાપુએ મને તાર કર્યો :

"મા ગયાં એ સારું થયું. તે છૂટવાને લાયક થઈ હતી." (તા. ૨૭-૪-'૨૫)

માના જવા પછી મને તાવ આવ્યો અને બાપુનું મુંબઈ આવવાનું થયું. મારાથી એમની પાસે જવાયું નહીં. તેઓ ૨૯મી તારીખે કલકત્તા જતાં મારી પાસે ઘેર આવી ગયા. માના લખાવ્યા મુજબ મેં એમને એકસો રૂપિયા મોકલાવ્યા; એ સંબંધી તેમણે લખ્યું.

"આણંદની પાસે મારું લેણું તો હતું ના?" (વૈ. વ. ૧૦, તા. ૧૮-૫-'૨૫)

---

૧. મારી નોંધ: તા. ૧૭-૫-'૨૫

૨. તા. ૨૫-૪-'૨૫

૧૫

# રોગનો આરંભ

મિસ સ્લેડ (મીરાબહેન) ૧૯૨૫ના નવેમ્બર માસની છઠ્ઠી તારીખે બાપુના આશ્રમમાં જોડાવા યુરોપથી મુંબઈ આવ્યાં. હું એમને ગોદીમાં લેવા ગયો અને શ્રી જાલ નવરોજીને ત્યાં મૂકી આવ્યો. રાતે જ એમને સાબરમતી મોકલવાનાં હતાં, પણ તે કામ હું ન કરી શક્યો. સાંજે મને ખૂબ તાવ ચડ્યો અને ચાર દિવસ રહી હું છેક જ પથારીવશ થયો. મારી રાજરોગની માંદગી શરૂ થઈ અને જીવનદિશા એકદમ પલટાઈ ગઈ.

મારી માંદગીના ખબર મેં બાપુને કેટલાક દિવસ સુધી ન કર્યા. પણ તેઓ મને મુંબઈમાં કરી લેવાનાં કામ અનેક વાર ચીંધતા અને આ દિવસોમાં કદી કામ મોકલે તો તેનું શું થાય, એ વિચાર મને આવ્યો. મેં એમને કાગળ લખ્યો. તેમણે શ્રી નરગિસ બહેન સાથે મને આ પ્રમાણે પત્ર મોકલ્યો :

> "તમારી તબિયતનો કાગળ વાંચી હું ચિંતામાં પડી ગયો છું. પ્રથમ તો મહાદેવ અથવા દેવદાસને મોકલવાનો વિચાર કર્યો. પછી નરગિસ બહેન યાદ આવ્યાં. તે આ કાગળ લઈને આવે છે. તેને બધું કહેજો. તે પોતાનો સ્વતંત્ર વિચાર તો મને તારથી જણાવશે, પણ તમે ચોક્કસ કહેજો. જરા પણ જરૂર હોય તો તેમને તાર કરવાનું કહેજો એટલે અહીંથી મહાદેવ અથવા દેવદાસ આવશે. તમારે આરામ લેવો જોઈએ. બા આશીર્વાદ મોકલે છે." (તા. ૧૮–૧૧–'૨૫)

બાપુએ ડાબે હાથે લખવાની ટેવ પાડી હતી અને જમણો હાથ થાકતો ત્યારે ડાબે હાથે લખતા. એમનો આ પત્ર મારે માટે ડાબા હાથથી લખાયેલો પડેલો હતો. દક્ષિણ આફ્રિકાથી આવ્યા ત્યારથી તેઓ કાગળમાં મોટે ભાગે તિથિ લખતા અને કેટલીક વાર કેવળ વાર લખતા. આ કાગળમાં તેમણે માત્ર વાર લખ્યો. પણ સમય



૬

જતાં તેમણે તિથિનો આગ્રહ છોડી દીધો અને ૧૯૩૨ની સાલથી તેમણે મને પત્રો મોકલ્યા તેમાં અંગ્રેજી તારીખ વાપરી.

શ્રી નરગિસ બહેન બાપુનો કાગળ લઈને મારે ઘેર આવ્યાં; મેં એમને મારી તબિયતની વાત કરી અને બાપુને તારથી ખબર આપ્યા કે, મારી સારવાર સારી થાય છે. તેમણે મને પ્રોત્સાહન આપનારો તાર કર્યો અને મહાદેવને મારી પાસે મોકલવાનું નક્કી કર્યું. પણ સાંજ થતાં મહાદેવને તાવ આવ્યો અને તે નીકળી ન શક્યા. બાપુએ સ્વામી આનંદને મોકલ્યા. તેમનો કાગળ આવ્યો તેમાં આ વચન પણ હતાં :

> "ઈશ્વર સારું જ કરશે. ચિંતિત ન થવું. જતન પૂરું કરવું ને ગીતાનું ધ્યાન ધરવું." (તા. ૨૪-૧૧-'૨૫)

બાપુ વર્ધા જવા ડિસેમ્બર માસની ૮મી તારીખે મુંબઈ આવ્યા. તેમને સાત દિવસના ઉપવાસ કર્યે એક જ અઠવાડિયું થયું હતું. પણ મને મળવા આવવાનો વિચાર તેમણે સાબરમતીમાં જ કરી રાખ્યો હતો. મારા ઘરના ત્રણ દાદર તેઓ ચડી શકશે કે કેમ એ વિષે મહાદેવ ચિંતામાં પડ્યા; તેમણે ખુરશીનો વિચાર કર્યો, પણ તેની જરૂર ન પડી; બાપુ દાદર ચડીને આવ્યા. તેઓ મારી પાસે બે કલાક રોકાયા. તેમની સાથે આવેલાઓ થોડીક વાર પછી બીજા ખંડમાં બેઠા અને અમે એકલા વાતો કરી. તે દિવસોમાં પત્ની પિયર ઘેર સુવાવડમાં હતી. તેને મેં ચિઠ્ઠી મોકલી તેમાં લખ્યું હતું :

> "મને તો એમના આવવાથી અપાર શાંતિ મળી. વાતો પાકા એક કલાક સુધી અમે કરી. અને અમૃત જેવી મીઠી વાતો હતી."

બાપુ બીજે દિવસે પણ સ્ટેશને જતાં અર્ધોક કલાક ઘેર આવી ગયા. હું સૂતો હતો તે ખંડમાં પુસ્તકોનાં કબાટ હતાં. તેમને શ્રી મીરાબહેન માટે હિંદી ચોપડીઓ જોઈતી હતી અને મારી પાસે થોડીક હતી. કબાટમાં ચોપડીઓની ગોઠવણ મને ધ્યાનમાં હતી; મેં બતાવી એ જગાએથી તેમણે જાતે કાઢી લીધી અને લેવા જેવી સાથે લઈ ગયા.

બાપુ આશ્રમે હતા ત્યારે મારે ઘેર પુત્રજન્મ થયો; તેના ખબર જાણતાં તેમણે લખ્યું :

"મા-દીકરો આરામમાં રહો. આણંદનો આત્મા આથી જરૂર ખુશી થતો હશે, કારણ કે તેની પાસે આ વસ્તુની બહુ કિંમત હતી." (તા. ૨૭–૧૧–'૨૫)

બાપુએ મારી માંદગી જાણી ત્યારથી તેમણે મારી કાળજી રાખવી શરૂ કરી દીધી. તેઓ મને હરેક રીતે સહાય કરવા ઇચ્છતા હતા. મહાદેવ સાથે મારો સંબંધ ગાઢ હતો; તે મારી પાસે હોય એ મને ગમે એવું હતું અને મહાદેવ પણ તેવું જ ઇચ્છતા હતા. બાપુ જાણતા હતા કે મને "મહાદેવનો સહવાસ જોઈએ," એથી તેમને મોકલવાની ઇચ્છા અનેક વાર કરતા; પણ તેઓ જાતે મારા કાજે અગવડ વેઠે એ મને ન રુચતું અને મહાદેવને પણ એ વિચાર આવતો. અમે એ વિચારને પ્રબળ રહેવા દીધો અને અંતરની ઇચ્છા વ્યક્ત કરી સંતોષ લીધો. પરંતુ બાપુએ એક સાથીને મારી સાથે રાખવાનો નિશ્ચય કરી લીધો હતો અને ત્રણ સવા ત્રણ વર્ષ સુધી એક સાથી મારી સાથે રહ્યો. વર્ધાથી બાપુએ મારા પ્રતિ અત્યંત કોમળ ભાવ વ્યક્ત કર્યો:

"જેથી તમને શાંતિ મળે તે કરવા હું ઇચ્છું છું. તેથી પુત્ર જેમ બાપને વગર સંકોચે કહે, મિત્ર મિત્રને કહે અને દર્દી દાક્તરને કહે, તેમ વિનાસંકોચે તમે મને કહેજો, મારી પાસે માગજો. હું તો બાપ છું, મિત્ર છું, ને દાક્તર તો છું જ." (? –૧૨–'૨૫)

રાજરોગનો તાવ ઓછો થયો ત્યારે હું હવાફેર માટે ડિસેમ્બર માસમાં દેવલાલી ગયો અને ત્યાં છ માસ રહ્યો. બાપુના તેમ જ મહાદેવના પત્રો મને મળ્યા કરતા. બાપુ મને ધીરજ આપતા; આરામ, આહાર, શાંતિ વગેરે વિષે હિતકર સૂચનાઓ કરતા; પત્ની અને બાળક વિષે લખતા. મારી તબિયતના ખબર નિત્ય મળે એવું ઇચ્છતા અને મેળવતા. મહાદેવે એક વાર લખ્યું:

"તમારી તબિયત સુધરે છે એમ જાણીને પણ બાપુની તબિયતમાં સુધારો થાય એ તમે જાણો છો? — જેમ બાપુની સુધરે છે એમ જાણીને તમારીમાં થાય એ હું જાણું છું. જાણતા જ હશો, કારણ kindred hearts interpret and know each other." (તા. ૧૬–૧૨–'૨૫)

ડિસેમ્બર માસની આખરમાં બાપુ કૉંગ્રેસનું કામ પતાવી કાનપુરથી દિલ્હી માર્ગે આશ્રમે પહોંચ્યા અને દેવલાલી આવવાનું મન રોકયું. આશ્રમેથી તેમનો મારા પર પત્ર આવ્યો :

"તમારા મહાદેવ ઉપરના બે કાગળો આજે જ મળ્યા. તેમાં તમારી નિરાશા જોઈ રહ્યો છું. પણ નિરાશાનું કારણ જ કયાં છે? દરદ તો વહેલું જાય ને મોડુંયે જાય. ત્યાં ગયા છો એ તો ઠીક જ થયું છે. તેમાં આસપાસની ચિંતા છોડજો. તમારી પોતાની ચિંતા પણ છોડજો. તેટલું ન કરાય તો જ્ઞાન બધું નકામું જાય." (તા. ૨-૧-'૨૬)

બે દિવસ રહી બાપુએ પુછાવ્યું :

"તમે ઇચ્છો તો બાને જ મોકલું. બા સારવાર તો સારી કરે જ. તમારી સાથે ઠીક ભળી પણ જાય."

અને આ વિષે થોડા દિવસ રહી બાપુનો બીજો પત્ર મને મળ્યો :

"તમને ગમે એવી બે વાત લખતાં હું વીસરી ગયો છું. એક તો બાએ કહ્યું કે તમારી ચાકરી કરવા તે ખુશીથી આવે. બીજું તો કાલે રાત્રે કહ્યું : 'મથુરદાસને અહીં બોલાવીને કાં ન રાખો?' મેં કહ્યું કે અહીંની ગરમી તમારાથી સહન નહીં થાય." (તા. ૨૧-૧-'૨૬)

બાએ માના જેવી લાગણી બતાવી, પણ એમની પાસેથી ચાકરી લેવાની મેં ઇચ્છા ન કરી.

બાપુએ મને સાથી–મિત્ર આપ્યા, પણ મને બાપુની મુશ્કેલીનો તેમ મિત્રની અગવડનો વિચાર અનેક વાર આવતો અને મારી મૂંઝવણ હું એમને જણાવતો. આ સંબંધમાં તેમણે એક વાર લખ્યું :

"દેવદાસ ન હોવાથી મહાદેવને વધારે કામ કરવું પડે છે એમાં કંઈ શક નથી. પણ એ નવાઈની વાત ન ગણાવી જોઈએ. સગવડ હોય ત્યારે જ સેવા થતી હોય તેમાં મિત્રતા ન આવે. મહાદેવ ત્યાં ન આવી શકે તો દેવદાસની ગેરહાજરીથી થતી અગવડ તો ભોગવી લે. દેવદાસની દૃષ્ટિએ તેને ત્યાં લાંબો કાળ રહેવું પડે તો કંઈ ખોત્રાપણું નથી. સેવામાં જ આત્મોન્નતિ રહી છે." (તા. ૨૫-૨-'૨૬)

બાપુએ આ વસ્તુ બીજા કાગળમાં પણ મને સમજાવી :

"તમારી તબિયત સારી થાય ત્યાં લગી દેવદાસ ત્યાં રહેવા તૈયાર છે જ. તેમ કરવાથી તેનો વિકાસ રોકાય છે એમ તે પોતે માનતો નથી

સેવા કરતાં કોઈનો વિકાસ રોકાય એમ મેં તો માન્યું જ નથી. અભ્યાસાદિ તે સાધ્ય નથી પણ સાધન છે. સેવા એ તો લગભગ સાધ્ય વસ્તુ છે. અભ્યાસ કરીને આજ લગી એક પણ માણસ મોક્ષ પામી શક્યો નથી. સેવા કરીને તો અનેક તરી ગયા અને તરી રહ્યા છે. એ વાત સમજવી ને સમજ્યા પછી અમલમાં મૂકવી, એ કઠિન છે ખરું, પણ મોક્ષ મળવો ક્યાં સહેલો છે?" (તા. ૨-૩-'૨૬)

હું દેવલાલી ગયો ત્યારે પત્ની અને બાળક મુંબઈ રોકાયાં હતાં. મારે લાંબો વખત બહાર રહેવાનું થશે એ વાત બાપુના મનમાં હતી; એથી તેમણે તારામતિને સુવાવડમાંથી ઊઠતાં દેવલાલી જવા સૂચવ્યું અને સંક્રાંત ઊતરતાં પત્ની પુત્રને લઈ દેવલાલી આવી. બાપુએ આ જાણ્યું ત્યારે લખ્યું:

"તારામતિ અને દિલીપ આવી જવાથી વસ્તી વધી. દિલીપની હાજરી તમારે સારુ ટૉનિક નીવડવી જોઈએ." (તા. ૨૨-૧-'૨૬)

મને રાજરોગના સ્વરૂપનું યથાર્થ ભાન ન હતું; તેમાંથી પાર ઊતરતાં બહુ વાર લાગે છે એ પણ ધ્યાનમાં ન હતું. સારવારમાં કેટલો સમય જશે એના વિચાર આવતા. એ વિષે હું બાપુને કોઈ કોઈ વાર લખતો ત્યારે તેઓ મને જણાવતા:

"કેટલો આરામ લેવો છે તેની ગણતરી જ આજે શાની કરીએ? શરીર સારું થાય ત્યાં લગી તો ખરું જ. આપણે બનતા ઉપાય લઈએ, પછી અધીરાઈ રાખવાનું કારણ જ નથી." (તા. ૨૦-૧૨-'૨૫)

બાપુએ થોડાક દિવસ રહી મને ફરીને ધીરજ આપી:

"આરામ તો તદ્દન લેવો જ જોઈએ એમાં તો શક છે જ નહીં. બીજી દવા ન જોઈએ. જેથી બહુ ઉલ્લાસ પેદા થાય એવી વાતો ન કરવામાં જ અત્યારે તો ફાયદો છે. તમારે સારુ તો અત્યારે નિર્મળ શાંત આનંદની આવશ્યકતા છે." (તા. ૪-૧-'૨૬)

અને

"દાક્તર કહે છે તેટલું દરદ લંબાય એવું તો હું માનતો જ નથી. પણ ત્યાં તમારે તદ્દન આરામ થાય ત્યાં લગી રહેવું જોઈએ એ વિષે તો મને શંકા જ નથી." (તા. ૧૭-૧-'૨૬)

૧૯૨૬ની સાલના આરંભમાં મુંબઈની મ્યુનિસિપલ કૉર્પોરેશનની ચૂંટણી થવાની હતી તેમાં મેં ઊભા રહેવાનું નક્કી કર્યું હતું. આ પછી માંદગી આવી; તેનું કાળભક્ષી સ્વરૂપ મેં જાણ્યું ન હતું; હું બેસી ન ગયો. મિત્રોએ પોતાની જ ચૂંટણી માની કામ કર્યું, મત-દારોએ સારો ટેકો આપ્યો અને દેવલાલીમાં રહેતાં રહેતાં હું ચૂંટાયો. ચૂંટણીમાં હું ઊભવાનો છું એ બાપુએ જાણ્યું ત્યારે તેમણે લખ્યું:

"તમે મુંબઈ કૉર્પોરેશનના મેમ્બર રહો એ ઠીક જ છે. ને તમારી હાજરી વિના ચૂંટણી થાય તો એ બહુ સારું ચિહ્ન ગણાય." (તા. ૪-૧-'૨૬)

ચૂંટણીનું પરિણામ આવતાં બાપુએ મને બે લીટી લખી મોકલી:

"ઘણા હાર્યા છતાં કચરાપટ્ટીમાં તમને જય મળ્યો તેને સારુ તમને મુબારકબાદી જોઈએ તો આ એ જ છે એમ માની લેજો." (તા. ૪-૨-'૨૬)

બાપુની તબિયત જેવી જોઈએ તેવી રહેતી ન હતી. તેઓ આરામ લે એ વિષે હું મહાદેવને લખ્યા કરતો. તેમણે જવાબ આપ્યો:

"જમનાલાલજી, હું અને બીજા મિત્રોએ બે ત્રણ મહિના આરામને માટે ભારે આગ્રહ કરેલો, પણ તે તેમણે ન જ સ્વીકાર્યો. 'મારે તો કામ એ જ આરામ છે' એમ કહેલું. એટલે વધારે દલીલ કરવામાં સાર નથી." (તા. ૩-૧-'૨૬)

પરંતુ આ પછી બાપુએ માર્ચ માસમાં મસૂરી જવાનો વિચાર કર્યો અને મને એમની સાથે જવાનો આગ્રહ કર્યો. હું મૂંઝાયો. તેઓ આશ્રમે બેઠા મારી ચિંતા કરે અને મારી સંભાળ રાખે એ મેં સ્વીકારી લીધું, પણ તેઓ પોતે હવાફેર માટે જતા હોય ત્યારે એમની સાથે જઈ એમની ચાકરી લેવાનું મન મને ન થયું. મેં મારા વિચાર એમને લખી મોકલાવ્યા અને તેમાં કોઈ પ્રકારે અવિવેક ન જોવાનું મેં વીનવ્યું. તેમણે મને નિશ્ચિંત કરતાં જણાવ્યું:

"તમારા લખાણમાં અવિવેક હોઈ જ ન શકે ત્યાં અવિવેકની માફી શી માગવાની હોય? તમારી ભીતિ હું સમજી શકું છું. . . . મસૂરીનું હું પોતે તો સાવ ભૂલી જવાનો નથી. પણ ત્યાં જઈને મને સારું લાગે તો જ આગ્રહ કરીશ." (તા. ૨૭-૩-'૨૬)

બાપુએ થોડાક દિવસ પછી પોતે જ મસૂરી જવાનું માંડી વાળ્યું.

બાપુએ અહિંસાનો સંદેશ જગતભરને પહોંચાડવાના કાર્યને પોતાના જીવનનું સર્વોત્તમ કાર્ય માન્યું હતું. તેમણે એમ પણ માન્યું હતું કે, હિંદુસ્તાન એ સંદેશ ગ્રહણ કરે તો જગતને ગ્રહણ કરતાં વાર નહીં લાગે. આ કારણસર તેમણે પોતાની શક્તિ હિંદમાં જ યોજી અને બીજે દેશ જવાનો અને વ્યાખ્યાનો આપવાનો વિચાર ન કર્યો. એમને ૧૯૨૫–૨૬ની સાલમાં ફિન્લૅન્ડ અને ચીન જવાનાં આમંત્રણ આવ્યાં. ફિન્લૅન્ડ જવા તેઓ લલચાયા, પણ આમંત્રણ આપનાર મોળા પડતા દેખાયા અને બાપુને દેશબહાર જવાની હોંશ ઓછી જ થઈ. તેમના એક કાગળમાં આનો ઉલ્લેખ હતો:

"ત્યાં જવાનું મન જરાયે નથી થતું. એક કલાકને સારુ પણ આશ્રમ છોડવું ગમતું નથી." (તા. ૨૬–૪–'૨૬)

અને પછી તો પાંચેક અઠવાડિયાંમાં તેમણે ન જવાનો નિશ્ચય કરી લીધો. આ સંબંધમાં તેમણે લખ્યું:

"ફિન્લૅન્ડ જવાનો નહીં, પણ ન જવાનો નિશ્ચય કર્યો છે. એક જ બારી ઉઘાડી છે, ને તે એ કે, જો આમંત્રણ પ્રેરનાર . . .ની સ્થિતિ કોઈ પણ રીતે મારા ન જવાથી કફોડી થતી હોય તો: મારે જઈ છૂટવું. પણ એમ કફોડી થવાનું કશુંયે કારણ હું જોતો નથી. તેથી નહીં જ જવાનું થાય એમ માની લેજો." (તા. ૩–૬–'૨૬)

ચીન સંબંધી તો બાપુએ વિશેષ સ્પષ્ટ વલણ પહેલેથી જ લઈ લીધું. આ સંબંધી મહાદેવે મને ખબર આપ્યા:

"ચીનવાળાઓને તો બાપુએ લખ્યું છે: 'મને પ્રતિનિધિઓ પાસેથી નિમંત્રણ મળવું જોઈએ. મારો શાંતિનો સંદેશ બીજા કોઈને નહીં તો મને બોલાવનારાઓને તો પસંદ પડવો જોઈએ. જો એમ હોય તો એઓ આવીને મારું દૃષ્ટિબિન્દુ પહેલાં સમજી લે, પછી હું આવવાનો વિચાર કરું' એટલે એનો અર્થ તો એ જ કે એ બનવાનું નથી." (તા. ૨૬–૩–'૨૬)

અને એમ જ થયું.

મુંબઈના કામચલાઉ ગવર્નરે બાપુને મળવાની ઇચ્છા કરી અને મહાબળેશ્વર બોલાવ્યા. બન્ને વચ્ચે પત્રવ્યવહાર થયો અને બાપુએ ત્યાં જવાની હા કહી. આ કારણે તેઓ આશ્રમેથી મુંબઈ આવ્યા. પણ મહાબળેશ્વર જવા પહેલાં તેઓ દેવલાલી આવ્યા; સાથે મહાદેવ હતા. તેઓ મારે ત્યાં ત્રીસેક કલાક રોકાયા.

બાપુ સાથે મારે અનેક વાતો થઈ; તેમાં તેમણે બે વાત ખાસ કરી. હું કૉર્પોરેશનમાં ચૂંટાયો હતો, પણ તેના કામમાં ભાગ લેવા જેવી મારી તબિયત થઈ ન હતી. હું ગેરહાજર રહ્યા કરું એ એમને મન અયોગ્ય હતું. તેમણે મને કહ્યું: 'તારે કૉર્પોરેશનમાંથી રાજીનામું આપવું જોઈએ.' પરંતુ મેં જરૂરી રજા મેળવી હતી અને વર્ષની આખર સુધીમાં સારા થઈ જવાની આશા રાખી હતી. મેં બાપુની સલાહ સમજી લીધી, પણ તરત અમલમાં ન મૂકી. તે મનમાં જાગ્રત રહી અને છ માસ રહીને હું નવેમ્બર માસમાં કૉર્પોરેશનમાંથી ફારેગ થયો.

હું મુંબઈમાં ભાડાની જગ્યામાં રહેતો હતો. તેનું ભાડું ચાલુ હતું. બાપુએ કહ્યું: 'તારે મુંબઈનું ઘર કાઢી નાખવું જોઈએ.' આ સલાહ પણ મેં ધ્યાનમાં રાખી. રાજીનામું મોકલાવ્યા પછી મેં એનો અમલ કરવાનો નિશ્ચય કરી લીધો. સ્નેહીસંબંધીઓને એ વિચાર રુચ્યો નહીં, પણ તેઓ મને વારી શક્યા નહીં. તેઓ કેટલીક ચીજ પોતાને ત્યાં લઈ ગયા અને મારે સારુ સાચવી રાખી; બીજી ચીજ વેચાઈ ગઈ અને સન ૧૯૨૭ના ફેબ્રુઆરી માસથી મુંબઈમાં મારે માટે ઘર જેવું રહ્યું નહીં; હું મુંબઈનો રહીશ મટી ગયો.

બાપુ દેવલાલીમાં રાતે અગાશીમાં આકાશ હેઠે સૂતા. એમની પાસે સવારે બાળ-દિલીપને લઈ જવામાં આવ્યો. તેને હજી છ માસ પૂરા થયા ન હતા. બાપુ ગાદી ઉપર ઓઢીને બેઠા હતા. તેમણે બાળકને તેડ્યો અને રમાડ્યો. બાળકના મોંમાંથી દૂધનું ઓકણ જરાક જેટલું આવ્યું તે બાપુની શાલ ઉપર પડ્યું; પણ તેમણે કોઈ પ્રકારની અપ્રસન્નતા બતાવ્યા વિના તે સાફ કરી નાખ્યું અને પોતાનું કામ ચાલુ કર્યું. તેમની સાથે હું બે સાંજ થોડુંક ચાલ્યો.

સમય થતાં તેઓ જવા નીકળ્યા ત્યારે મારું હૈયું ભરાઈ આવ્યું. પણ તેઓ તો પાછું જોયા વિના ચાલતા રહ્યા. મહાદેવ બે ત્રણ મિનિટ રોકાયા અને પછી તે પણ ગયા. તેમણે સ્ટેશન જવાનો બે માઈલ જેટલો પંથ પગે કાપ્યો.

બાપુ મુંબઈ થઈ મહાબળેશ્વર ગયા અને ગવર્નરને મળ્યા. આ સમયે 'એગ્રિકલ્ચરલ કમિશન' ચાલતું હતું; તે સંબંધી તેને બાપુના વિચાર જાણવા હતા. બાપુએ એની સાથે વાત કરી, પણ અંતે કહી દીધું કે, "કમિશન સાથે મને કશી લેવાદેવા નથી."[૧] બાપુ પાછા આશ્રમે પહોંચ્યા.

## ૧૬

# રોગનો અંત

હું જૂન માસમાં પંચગની ગયો. અહીં મને વિશેષ ફાયદો થયો. મારો રોગ શાંત પડ્યો અને મારી શક્તિ અને વજન વધ્યાં. મારી તબિયત ક્રમે ક્રમે સુધરતી રહી અને મારો બાપુ સાથેનો પત્ર-વ્યવહાર ઓછો થતો ગયો. મારે કોઈ પ્રવૃત્તિમાં રસ લેવાનો ન હતો અને "તબિયત સાવ સારી થાય ત્યાં સુધી જંજાળમાં ન પડવું" એવી સલાહ બાપુએ મને આપી હતી. તબિયત સિવાય બીજી કોઈ બાબત વિષે લખવાનું ભાગ્યે જ થતું અને તબિયત વિષે પણ વારંવાર કહેવા જેવું ન રહેતું. અમારું પત્ર લખવાનું ઓછું થયું, પણ એક-બીજાને યાદ કરવાનું જેવું ને તેવું રહ્યું. તેમણે બે ત્રણ પ્રસંગે મને આવાં વચન મોકલ્યા:

"તમને ઘણા દહાડા થયા લખવાનો વિચાર આજે અમલમાં મૂકી શકું છું. તમારું નામ લીધા વિના કે તમારું સ્મરણ કર્યા વિના તો એક પણ દિવસ નહીં જતો હોય." (તા. ૪-૫-'૨૭)

---

૧. મહાદેવનો પત્ર: તા. ૨૧-૫-'૨૬.

અને પત્રવ્યવહાર ન જેવો સાવ જ થઈ જતો ત્યારે વળી તેઓ લખતા:

"મારા કાગળની આશા રાખ્યા વિના મને લખાય તો ખરું જ."
(તા. ૧-૬-'૨૮)

બાપુની તબિયત આ વર્ષોમાં સારી ન રહી. તેમણે રાજપ્રકરણમાં સક્રિય ભાગ લેવો બંધ કર્યો, પણ તેઓ ખાદી વગેરે કાર્યમાં શ્રમ ઘણો કરતા. તેમનું બ્લડ પ્રેશર અવારનવાર ચમકાવે એટલું વધી જતું. મગજ થોડાક કામથી થાકી જતું અને બહુ વાતચીત કે ચર્ચા થાય કે ફરવા માંડતું. છતાં તેઓ પ્રવાસ કર્યા કરતા અને તેમાં સફળતા મળતી એટલે તે ચાલુ રાખવા મન કરતા. બાપુને હવાફેરની અને આરામની જરૂર હતી. મેં તેમને પંચગની આવવાનું આમંત્રણ આપ્યું. આ વખતે તેઓ આંબોલી હતા અને ત્યાંથી એમને નંદીદુર્ગ લઈ જવાની તજવીજ ચાલતી હતી. મહાદેવે મને ખબર આપ્યા કે,

"બાપુને તો કામની સાથે આરામ જોઈએ છે અથવા આરામ સાથે કંઈક કામ થાય છે એવું મનને સમજાવવું છે. એ પંચગનીમાં શી રીતે સમજાવાય?" (તા. ૧૨-૪-'૨૭)

અને બાપુએ મને લખ્યું:

"મારે વિષે તમે ઇચ્છેલું કે હું પંચગનીમાં રહું, પણ તે ન કરાય તેમ હતું. મારે કામને અર્થે આ પ્રાંતમાં રહેવાની જરૂર હતી જ. તબિયત સારી થયે અહીંનું કામ પૂરું કરીશ જ. કંઈક નવી ઢબે થશે એ ખરું." (તા ૪-૫-'૨૭)

બાપુ એમના ઉત્સાહથી અમુક સમય ટકી શક્યા, પણ અંતે શરીર-મન અટકી પડચાં અને 'પથારીમાં સૂઈ રહેવાનો, વાંચવા લખવાનું બંધ કરવાનો અને વાતો ન કરવાનો' નિયમ એમને સ્વીકારવો પડચો. આ ૧૯૨૮ની સાલના ફેબ્રુઆરી માસમાં બન્યું. તે વખતે તેઓ આશ્રમે હતા અને આશ્રમની ઘટનામાં ફેરફાર કરવામાં પરોવાઈ ગયા હતા. મહાદેવ એમની સાથે દલીલ કરતા, પણ બાપુ પોતાનું ધાર્યું કર્યે જતા. આ સમયના મહાદેવના પત્રો બાપુ વિષેની ચિંતાથી ભરેલા આવતા.

છાપાંવાળાઓએ બીજે જ મહિને બાપુની તબિયત ખરાબ હોવાના સમાચાર પ્રગટ કર્યા. એ વાંચી હું ચિંતામાં પડ્યો; મેં બાપુને તાર કર્યો. એનો જવાબ તારથી આવ્યો કે,

"છાપાની ખબર તદ્દન ખોટી છે; મારી તબિયત સરસ છે."

મને નિરાંત વળી. તેમણે તે જ દિવસે એ લીટીનો કાગળ પણ લખ્યો:

"હમણાં તમારો તાર મળ્યો. આ વખતે તો છાપાંવાળાઓએ જુલમ જ કર્યો છે તેની ઉપર કામ ચલાવવું જોઈએ. પણ અ-સહયોગી ઠર્યા એટલે શું? મને તો કંઈ જ નથી." (તા. ૧૭-૩-'૨૮)

બાપુ પોતે પંચગની ન આવ્યા પણ તેઓ પંચગની નજીક મુસાફરીમાં હતા ત્યારે બા અને મહાદેવ એક દિવસ આવી ગયાં. એક સાંજે પૂનાથી આવી બીજી સાંજે તેઓ સતારા ગયાં અને પછી બાપુ સાથે થઈ ગયાં.

પ્યારેલાલ મારી સાથે દેવલાલીમાં જોડાયા અને પંચગની આવ્યા; મારા ત્યાંના નિવાસનો અર્ધો સમય રહ્યા અને પછી બાપુ પાસે પહોંચ્યા. બાપુ કર્ણાટકમાં માંદા પડ્યા ત્યારે મારી તબિયત સુધરતી હતી. મેં પ્યારેલાલને છૂટા કરવાનો વિચાર કર્યો અને બાપુને જણાવ્યો. તેમનો જવાબ આવ્યો:

"તમે તેના વિના ચલાવવાનો વિચાર રાખ્યો છે તે જો તબિયતને નુકસાન ન પહોંચે તો ઠીક જ છે. એટલો તબિયતનો સુધારો ઈશ્વરનો પાડ માનવા યોગ્ય ગણીએ. પણ જ્યારે કોઈની મદદની જરૂર પડે ત્યારે મને લખતાં ન અચકાજો." (નંદી: તા. ૮-૫-'૨૭)

છ દિવસ રહી બાપુએ બીજો કાગળ મોકલ્યો:

"પ્યારેલાલને મોકલી દેવાની જરાયે ઉતાવળ કરશો તો સખત ઠપકાને પાત્ર ઠરશો . . . નિરાધાર રહેવાનો અખતરો કરવાને લોભે પ્યારેલાલને રજા નહીં જ આપજો." (તા. ૧૪-૫-'૨૭)

મેં સાથી વિના રહેવાનો આગ્રહ છોડી દીધો અને પ્યારેલાલ બીજા અઢી મહિના મારી પાસે રહ્યા. બાપુને પછી એમને આશ્રમે મોકલવાની જરૂર જણાઈ; મેં એમને છૂટા કર્યા અને તે બાપુ પાસે ગયા. પરંતુ બાપુએ મને એકલો રહેવા ન દીધો. તેમણે શંકરનને

મોકલ્યા અને તે મારી સાથે સત્તરેક મહિના રહ્યા. શંકરનનો પરિચય અને ન હતો, પણ તે ઝટ ઘરના જેવા થઈ ગયા.

મને બાપુને મળ્યે દોઢ વર્ષ થવા આવ્યું હતું અને તેટલા સમયમાં એકે વાર હું પંચગનીથી નીચે ઊતર્યો ન હતો. બાપુ નવેમ્બર મૌસના આરંભમાં મુંબઈ હતા. હું એમને મળવા માટે મુંબઈ આવ્યો. સોમવારે સવારે એમને મળ્યો અને સાંજે મૌન છૂટતાં એમની સાથે ફરવા ગયો. વર્લીમાં ફરવાહરવાની સારી સગવડ તૈયાર થઈ હતી એની મને ખબર ન હતી, એટલે ત્યાં જવાનો વિચાર મને ન આવ્યો. વર્ષો ઉપર તેઓ કોલાબાની લશ્કરી છાવણીમાં ફરવા જવાનું પસંદ કરતા. ત્યાં સ્વચ્છતા અને શાંતિ હમેશાં રહેતી. હું અનેક વાર એમની સાથે ત્યાં ફરવા ગયેલો; આ વખતે પણ ત્યાં જવાનું મેં સૂચવ્યું. અમે ત્યાં ગયા અને વાતમાં તેમણે વર્લીની વાત પણ કરી. અમે ફરીને છૂટા પડ્યા અને મહિનાઓ સુધી પાછું મળવાનું થયું નહીં.

મણિલાલનાં લગ્ન ૧૯૨૭ના ફેબ્રુઆરી માસમાં થયાં. મેં એમની પત્નીને આપવા બે બંગડી મોકલી; બાપુને એ ગમ્યું નહીં. બંગડી પાછી આવી. તેમના કહેવાથી મહાદેવે મને સોલાપુરથી લખ્યું :

> "તમે ભૂલી જાઓ છો કે તમે તો બાપુની ભાણેજના દીકરા છો. એટલે મણિલાલ તો તમારા મામા થાય. છોકરાં માવતરને કાંઈ આપતાં હશે કે? આ તો તમે હિંદુ રિવાજને પણ ભૂલ્યા. બાકી તમારી પાસે એટલા પૈસા વધી પડ્યા હોય તો ગૌરક્ષા અને ચર્માલયને માટે એ રૂપિયા હું લઈ લેવાને તૈયાર છું. હું તો તું જેટલા આપે તેટલા લઈ લઉં એવો છું. એટલે જો નિરાશ ન થાય એમ હોય તો મારી સલાહ માનીને બેસી રહેવા જેવું છે." (તા. ૨૦-૨-'૨૭)

હું ચૂપ રહ્યો અને બીજે વર્ષે રામદાસનાં લગ્ન થયાં ત્યારે મેં એને કંઈ મોકલાવ્યું નહીં.

કૉંગ્રેસ ધારાસભાના કાર્યમાં ધ્યાન આપતી હતી; પણ સત્યાગ્રહના વિચાર ભુલાઈ નડોતા ગયા. સરદાર વલ્લભભાઈ પટેલે બારડોલીમાં જમીનની મહેસૂલ ન ભરવાનો સત્યાગ્રહ શરૂ કર્યો. તે સરસ રીતે ચાલ્યો. આખા દેશની નજર એ કાર્ય ઉપર ઠરી. સરકાર

પ્રજાનું સંગઠન તોડી શકી નહીં અને શસ્ત્રબળ વાપરી પ્રજાને કચડી નાખવાની પ્રવૃત્તિ કરી શકી નહીં. પ્રજામત જીતશે એવું ધીમે ધીમે જણાવા લાગ્યું. સત્યાગ્રહના ખબર છાપાંઓમાં આવતા તે હું હોંશથી વાંચતો અને તેમાં સહાય કરવા પંચગનીમાં વસતાં મિત્રોએ થોડુંક ઉઘરાણું કર્યું તે મેં સરદારને મોકલાવ્યું. બાપુએ પોતે બારડોલીની વાત એક કાગળમાં કાઢી :

"બારડોલી વિષે સરકારે હવે સમાધાન કર્યે છૂટકો છે એમ મને ભાસે છે. . . . મને . . . મળી ગયા હતા. તેમણે વચન તો આપ્યું હતું કે આપણી માગણીને મોળું કરનારું તેઓ કંઈ પગલું નહીં ભરે. હવે શું ચાલી રહ્યું છે તે ખબર નથી. પણ સત્યાગ્રહમાં મૂળ તપાસવાનું છે તે તો લોકોની હિંમત, દૃઢતા અને શાંતિ જ છે ના?" (આશ્રમ : તા. ૩૦–૬–'૨૮)

ટૂંક સમયમાં સત્યાગ્રહ સફળ થયો.

પંચગનીમાં હું છૂટથી હરતો ફરતો થયો ત્યારે રાજરોગીઓને જોવા જતો અને તેમને ઉપયોગી થવાનો પ્રયત્ન કરતો. ડૉ. વકીલ મારા ડૉક્ટર હતા; તેમની પાસે રાજરોગ સંબંધી પુસ્તકો હતાં તે મેં વાંચ્યાં અને રોગને સમજવાનો પ્રયાસ કર્યો. મેં પણ કેટલાંક પુસ્તકો ખરીદ કર્યાં અને રોગ વિષેની માહિતી મનમાં ગોઠવાઈ ત્યારે તે વિષે ગુજરાતીમાં ચોપડી લખવાની ઇચ્છા કરી. બાપુએ આ જાણ્યું ત્યારે મારી પાસે બીજો જ વિચાર મૂકયો :

"જો તમારે ક્ષયના રોગ વિષે ગુજરાતીમાં લખવું જ હોય તો તમે તૈયાર થઈ જાઓ ત્યારે મેડિકલ કોલેજમાં જજો અને ડિગ્રીની ઇચ્છા કર્યા વિના જ્ઞાન મેળવજો . . . (અને) કંઈ જુદી શોધ કરજો." (તા. ૧૪–૫–'૨૭)

મારી અભિલાષા આટલી મોટી ન હતી. મારે તો જે જ્ઞાન પ્રમાણભૂત મનાતું તે ગુજરાતીમાં આપવું હતું. મહાદેવને મારી તબિયતની ભીતિ લાગી. પણ મારે તો સમયના બંધન વિના લખવાનું હતું. મેં લખવાનું શરૂ કર્યું અને બાર અઠવાડિયાંમાં પૂરું કર્યું. પુસ્તક રોગ સંબંધી હતું એટલે તે ડૉ. જીવરાજ જોઈ

જાય એવું મેં ઇચ્છયું અને તે પસંદ કરે અને પ્રસ્તાવના લખે તો મારે એ છપાવવું એવું નક્કી કર્યું. ડૉક્ટર લખાણ તપાસી જવા તૈયાર થયા; મેં એમને તે મોકલાવ્યું; તેમણે જોયું, પસંદ કર્યું અને પ્રસ્તાવના લખી. ૧૯૩૦ની સાલમાં પૂર્ણ સ્વરાજ અર્થે સત્યાગ્રહ શરૂ થયો તે અરસામાં એ મરુકુંજ નામે પ્રગટ થયું.

પંચગનીમાં મરકી બહુ ચાલી. હું જૂન માસમાં મુંબઈ આવ્યો. દેવલાલીમાં એક બંગલો ભાડે લેવા જતાં તેના માલિકે મને દુનિયા દેખાડી. આ વિષે મેં બાપુને લખ્યું ત્યારે તેમણે મને તાત્ત્વિક ઉત્તર આપ્યો :

> "સંસારમાં થતા અન્યાયને તમે અન્યાય શા સારુ માનો છો? સંસાર એટલે જ સ્વાર્થ છે ના? સ્વાર્થ વિના સંસાર કેમ ચાલે? તેમાં જ ગીતાએ અલિપ્ત રહેવાનું શીખવ્યું. સ્વાર્થ ક્ષયરોગીને કે એવા રોગવાળાને કેમ સંઘરે? પણ તમારી પાસે જ્ઞાનવાર્તા કહેવી? બંગલાવાળાના તમારી પ્રત્યેના વર્તનથી તમને ઓછું લાગ્યું એ જ નવાઈ." (તા. ૫–૭–'૨૮)

બાપુએ બીજા એક કાગળમાં પંચગનીની મરકી વિષે પોતાના વિચાર કહ્યા :

> "પંચગનીની મરકી આપણને મનુષ્ય તરીકે શરમ ઉપજાવનારી વાત છે. સરસ હવાપાણીના સ્થળને આપણી રહેણીકરણીથી આપણે ગંદું કરી મૂક્યું છે. અને તેને મરકીરહિત કરવાની શક્તિ કે સાહસ આપણામાં રહ્યાં નથી." (તા. ૨–૯–'૨૮)

હું મુંબઈમાં વીસ પચીસ દિવસ રહ્યો અને પછી સગવડ થતાં દેવલાલી ગયો. ચોમાસું પૂરું થતાં હું માથેરાન ગયો અને ત્યાં ચોમાસું શરૂ થયું ત્યારે નીચે ઊતર્યો. આ સમયમાં મારી તબિયત સારી રહી; હું સવારસાંજ ઘણા માઈલ ચાલી શકતો. માથેરાન હું આ પહેલાં અનેક વાર ગયેલો. મને એ ટેકરી હમેશાં ગમી છે; ત્યાંનું વન અને તેમાંથી જતા લાલ માટીના રસ્તા મનનું રંજન કરે; પહાડની કિનારીએથી બીજા પહાડોનાં અને ખીણનાં દૃશ્યો ચારે દિશામાં નિત્ય વિવિધ રૂપે જોવા મળે અને શ્રમહર લાગે. બાપુને મેં અહીંનું વર્ણન લખી મોકલ્યું; તેના જવાબમાં તેમણે લખ્યું :

"ત્યાંનું વર્ણન મને પણ લલચાવે છે. 'પણ ઐસા દિન કહાંસે?'"
(તા. ૧૪-૧૨-'૨૮)

શંકરન્ મારી સાથે દેવલાલીમાં હતા અને માથેરાન પણ આવ્યા હતા. જાન્યુઆરી માસમાં તેને એક બે માસ માટે ઘેર જવાની જરૂર ઊભી થઈ અને મેં એમને છૂટા કર્યા. બાપુએ બીજા સાથીને મોકલવાની ઇચ્છા કરી; પણ મેં એની ના લખી. મારી તબિયત મહિનાઓ થયાં સરસ ચાલતી હતી અને કોઈ સાથીમિત્રને વધારે વખત રોકવાની જરૂર મને ન લાગી. બાપુએ મારો વિચાર યોગ્ય લેખ્યો અને મેં શંકરનને પાછા ન આવવાનું લખી દીધું. મારા જીવનનું આ અગત્યનું પ્રકરણ પૂરું થયું એ વિષે મેં બાપુને મારા અંતરની વાત કહી:

> "મને પટકાયે સવા ત્રણ વર્ષ પૂરાં થયાં. તે દરમ્યાન આપે મને એક પછી એક સરસ મદદનીશ આપ્યા. આ વિષે શું લખું? લખવું એ સંબંધમાં ઊણપ બતાવવા જેવું મને લાગે છે." (માથેરાન: તા. ૨૩-૨-'૨૯)

આ પછી બાપુએ પત્રમાં પણ, દેવદાસને લખે તેમ, મને એક વચનમાં લખવું શરૂ કર્યું અને તેમ છેવટ સુધી ચાલુ રહ્યું. આવા ફેરફારવાળો પહેલો પત્ર મને તા. ૨૬-૨-'૨૯ને રોજ મળ્યો.

બાપુ એપ્રિલ માસમાં મુંબઈ આવ્યા; હું એમને મળવા માથેરાનથી આવ્યો. ટેકરીએથી નેરલ સુધીના આઠેક માઈલ મેં પગે કાપ્યા. અમે સત્તર મહિને મળ્યા. એમને મળી હું પાછો સાંજે ઘર ભેગો થયો. તેઓ મે માસના છેલ્લા અઠવાડિયામાં મુંબઈ પાછા આવ્યા ત્યારે પણ હું એમની પાસે આવ્યો. આ વખતે ટેકરીએથી હું ગાડીમાં ઊતર્યો. મુંબઈમાં બે દિવસ રોકાયો અને બાપુ સાથે છાવણીમાં ન જતાં વર્લી ફરવા ગયો. આ બન્ને વખતે મારે કંઈ ખાસ વાત કરવાની ન હતી. પણ એમના સાન્નિધ્યમાં થોડીક પળ પણ રહેવાથી સ્ફૂર્તિ અને આહ્લાદ મળતાં તે મેં ઇચ્છયાં અને મેળવ્યાં.

હું હિમાલય જાઉં એવું બાપુએ વારંવાર ઇચ્છયું. નિવૃત્તિના સમયના થોડાક માસ હજી બાકી હતા અને માથેરાનથી ઊતરી ક્યાં

રહેવું એ પ્રશ્ન થયો. મેં હિમાલય જવાનું નક્કી કર્યું અને બાપુની ઇચ્છાનુસાર અલ્મોડા જવું પસંદ કર્યું. હું ત્યાં પહોંચું તે પહેલાં બાપુ પોતાના કાર્યક્રમ અનુસાર ત્યાં પહોંચ્યા હતા; સાથે દેવદાસ પણ હતા. દેવદાસે મારે સારુ જગા રોકી અને ત્યાંના મિત્રોને મારા વિષે વાત કરી રાખી. હું અલ્મોડા ગયો ત્યારે મને સાવ અજાણ્યા પ્રદેશમાં જવા જેવું ન લાગ્યું. હું ગયો એ સારું થયું. ત્યાંની ઊંચી હવા અને અપૂર્વ દૃશ્યોનો લાભ મેં મેળવ્યો અને પત્ની તથા પુત્રને અપાવ્યો. મારું રહેવાનું મકાન સ્વચ્છ જગામાં હતું અને ઘેર બેઠે હિમાલયનાં આકાશમાં મળી જતાં ઊંચાં ઊંચાં શિખરોનાં દર્શન થતાં. એ દર્શનનો રસ શબ્દમાં કેમ ઉતારાય? એ તો કેવળ અનુભવથી જણાય. શિયાળામાં ત્યાં બરફ પડે; જાણે મોગરાનાં ફૂલનો શાંત વરસાદ! અલ્મોડાથી તેર માઈલ દૂર બિનસર ગિરી છે; એ દિવ્ય સ્થળ છે. તેની સામે જ હિમાલયની હાર માઈલો સુધી પથરાઈ ગઈ છે અને વચ્ચે માત્ર ખીણનો પ્રદેશ છે. આ શિખરેથી સૂર્યોદય મેં જોયો તેના સંસ્કાર આજે પણ સ્મરણપટ ઉપર તાજા જ છે. ગીતામાં સંજય વિશ્વરૂપદર્શન વિષે છેલ્લા અધ્યાયના ૭૭ મા શ્લોકમાં પોતાનાં વિસ્મય અને હર્ષ વ્યક્ત કરે છે, તેવાં વિસ્મય અને હર્ષ હિમાલયના સ્મરણથી મને સદા થાય છે.

હું અલ્મોડામાં હતો ત્યારે મુંબઈમાં મારા સસરાએ જીવન પૂરું કર્યું. બાપુએ તારામતિને પત્ર મોકલ્યો :

"તમારા પિતાશ્રીના અવસાનના ખબર દેવદાસે આપ્યા હતા. તે જ વખતે લખવાનો વિચાર કર્યો ને પાછો સ્મરણ બહાર થઈ ગયો. મરણોનો આઘાત મને ઓછો જ પહોંચે છે. તેને સારુ આશ્વાસન પણ એવું જ આપું છું. જન્મમૃત્યુમાં કાંઈ જ ફેર નથી એમ દિવસે દિવસે વધારે સ્પષ્ટ જોઉં છું. એ બે એક જ અંગનાં બે પાસાં છે. અને તેની વચ્ચે આપણે આવજા કરીએ છીએ આવી રમત ઘણી વેળા ઉંદરોને રમતા મેં જોયા છે. જેલની કોટડીમાં મારે ઘણી વાર એમ જ કરવું પડતું. એક દીવાલ પડએથી બીજી દીવાલ તરફ આંટા મારતો. તેમાં કંઈ છોડી કંઈ લીધી? આ થઈ જ્ઞાનવાર્તા, પણ તે સાચી છે. એમાંથી જેટલું આશ્વાસન ખેંચાય તે ખેંચવું. બાકી કાળ તો તેનું સ્મરણો

ભૂંસવાનું કામ કરી જ રહ્યો છે. એમ ન હત તો આપણું કોણ જાણે શુંયે થાત?" (લખનૌ: તા. ૩૦-૯-'૨૯)

થોડાક મહિના રહી મારા બનેવી પણ ગયા. મને મુંબઈ જવાનો વિચાર થયો, પણ બાપુએ તે મિથ્યા ગણ્યો. મેં એમની સલાહ માની. તેમણે લખ્યું:

"તારા નિશ્ચયથી હું બહુ રાજી થયો છું. . . . તારો સમય તો ત્યાં પણ વ્યર્થ જતો જ નથી. દિલીપને અને તારાને શરીરની અને મનની કેળવણી મળે છે. અલ્મોડા હિમાલય છે અને હિમાલયમાં અસંખ્ય સાધુઓ રહ્યા છે. હિમાલયમાં અનેક આત્માર્થીઓએ આત્મદર્શન કર્યાં છે, એ તારા સમજે તો ત્યાં તેના આત્માની પણ કેળવણી છે." (તા ૭-૧૨-'૨૯)

બાપુની ઇચ્છા હું ગરમીની મોસમમાં પણ અલ્મોડા રહું એવી હતી; પણ તે હું પાર પાડી ન શક્યો. ચોમાસા અને શિયાળાના છ માસ હું ત્યાં રહ્યો અને જાન્યુઆરી પૂરો કરી નીચે ઊતર્યો. બાપુએ આ સંબંધી આગ્રહ ન કર્યો:

"તારો કાગળ મળ્યો છે. મને એ ખબર જ ન હતી કે જ્યાં તું હોય ત્યાં તારામતિ કેદખાનું માની શકે. વળી ત્યાંના મૂક સાથીઓ – ત્યાંનાં દૃશ્યોની આગળ બીજાની જરૂર જ શી હોય? પણ તમે બધાં ત્યાં ગયાં એ જ મને તો સંતોષની વાત થઈ હતી. આટલું ટક્યાં તે વધારાનો સંતોષ. એટલે જાન્યુઆરીને અંતે સુખેથી નીચે ઊતરજો. આજે દિલ્હી જવા રવાના થાઉં છું. હમણાં તો સવારના ૫ વાગ્યા છે. વાઇસરૉયને મળવાનું છે. તેમાંથી કશી આશા રાખીને નથી જતો." (તા. ૨૧-૧૨-'૨૯)

૧૯૨૮ની સાલના પાછલા ભાગમાં, દેશના ભાવી બંધારણ વિષે નેહરુ રિપોર્ટ પ્રગટ થયો. કૉંગ્રેસે ડિસેમ્બર માસમાં કલકત્તામાં તે માન્ય રાખ્યો અને તે મુજબ દેશનું બંધારણ એક વર્ષમાં ઘડવા બ્રિટનને કહ્યું. અસહકારની લડત મોકૂફ રહ્યા પછી કૉંગ્રેસ ધારાસભાના કાર્યમાં રોકાયેલી હતી અને સત્યાગ્રહનો વિચાર ગૌણ થઈ ગયો હતો. પરંતુ બાપુને એમાં અચળ શ્રદ્ધા હતી અને સાનુકૂળ સમયની વાટ જોવાની હતી. કલકત્તા કૉંગ્રેસ પૂરી થઈ ત્યારે પ્યારેલાલે બાપુના મનનો ખ્યાલ એક બે વાક્યમાં મને આપ્યો:

"બાપુને એવું થાય છે કે, રાષ્ટ્રની નૌકા સુનકારનો પટ વટાવી ગઈ છે અને સાહસ ખેડવાના માર્ગે વળે છે." (કલકત્તા, તા. ૨-૧-'૨૯)

અને વર્ષની આખરે એમ જ થયું. લાહોર કૉંગ્રેસમાં જવા પહેલાં બાપુ અને બીજા ચાર રાજનીતિજ્ઞ પુરુષો વાઇસરૉયને મળ્યા. પણ મુલાકાતનું કંઈ પરિણામ આવ્યું નહીં. કૉંગ્રેસે 'પૂર્ણ સ્વરાજ'નું ધ્યેય રાખ્યું, તેની સિદ્ધિ માટે સત્યાગ્રહની લડત કરવાનું નક્કી કર્યું, અને ધારાસભાનો માર્ગ છોડ્યો. કૉંગ્રેસનો નિર્ણય મને ગમ્યો અને તે માટેનો મારો ઉત્સાહ મેં બાપુને જણાવ્યો:

'આપનો સત્યાગ્રહનો નિશ્ચય મને પસંદ પડ્યો છે. સ્વરાજ માટે પ્રયત્ન કરવાનો છે અને કોઈકે તેનો આરંભ ક્યારેક કરવાનો છે. આપ જ આરંભ કરો અને હમણાં કરો એ યોગ્ય છે. આપનો પ્રયત્ન રાણા પ્રતાપના સતત વિરોધ જેવો નીવડશે કે ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્યના પ્રયત્ન જેમ વિજયવંત નીવડશે તે તો ભવિષ્યમાં જણાશે; પણ પ્રયત્ન આવશ્યક છે.'

અનેક કૉંગ્રેસીઓના મનમાં આ નિર્ણયની યોગ્યતા વિષે વસવસો હતો. મારો અભિપ્રાય દૂર બેઠે જુદો થયો; બાપુને એથી સંતોષ વળ્યો.

ગાંધી સેવા સંઘ માટે અલ્મોડાની આસપાસ જમીન લેવાનો વિચાર બાપુ અને જમનાલાલજીએ કર્યો હતો. મળી શકે એવી કેટલીક જગાઓ મેં જોઈ અને બાપુને લખ્યું. પણ હવે તો તેમનું મન સત્યાગ્રહમાં ચોંટ્યું હતું; તેમણે જમીન લેવાનો વિચાર છોડી દીધો અને મને જણાવ્યું:

"જે જમીનોનું તું વર્ણન આપે છે એ વર્ણન તો સુન્દર છે, પણ પાણીનું ઠેકાણું નથી એ ખૂંચે છે. પણ પાણીનો બંદોબસ્ત થઈ જાય તોયે આ વર્ષે એકે નવો આરંભ કરવાની ઇચ્છા નથી. જે લડાઈની કલ્પના મારા હૃદયમાં રંધાઈ રહેલી છે એ એવી દારુણ છે કે એને અંતે શું થશે કે શું નહીં એ કંઈ કહી ન શકાય. એવુંયે બને કે, છેવટે મને કંઈ રસ્તો સૂઝે જ નહીં અને હું એમ ને એમ બેસી જાઉં. પણ પોણોસો ટકા તો એવો સંભવ છે કે, અંતરનાદ બેસવાનું નહીં કહે પણ ઝૂઝવાનું કહેશે.

"તું મુંબઈમાં આવશે તો ક્યાં ઊતરવા ધારે છે? કોઈ પણ પરામાં નાનકડો બંગલો લઈને રહે તો જ થયેલો ફાયદો સંઘરી શકાય. શું કામ કોઈ સરસ ગામડાની પાસે નાનકડું મકાન લઈને ન રહી જવું? અને ગામડાની બને એટલી સેવા કરવી. . . ."
(તા. ૧૮-૧-'૩૦)

જાન્યુઆરી માસની ૩૦મી તારીખે મેં અલ્મોડા છોડયું. નૈનીતાલ, કનખલ, હરદ્વાર અને લક્ષ્મણ ઝૂલા થઈને હું છઠ્ઠી ફેબ્રુઆરીને રોજ મુંબઈ આવ્યો. પ્રવૃત્તિમય જીવન શરૂ કરવા પહેલાં બાપુને પ્રણામ કરવા હું ૧૩મી તારીખે આશ્રમે પહોંચ્યો અને ત્યાં છ દિવસ રોકાયો. કારોબારી સમિતિની બેઠક થવાની હતી તે કાજે નેતાઓ અને કાર્યકર્તાઓ ભેગા થયા હતા. સત્યાગ્રહ શરૂ કર્યા પછી બાપુ તે રોકી દે તો શું થાય, એ પ્રશ્ન અનેકોને પજવતો હતો. બાપુ એનો તોડ વિચારતા હતા. હિંસાના વાતાવરણમાં પણ અહિંસાના ઉપાસકે વર્તવાનું હોય એ વિચાર એમના મનમાં સર્વોપરી થતો જતો હતો અને **यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः** એ ગીતાવચન એમના મનમાં રમી રહ્યું હતું. તેમણે નક્કી કર્યું કે, સત્યાગ્રહનો આરંભ તેઓ પોતે જ કરે અને પછી કૉંગ્રેસ તે કામ ઉપાડી લે તો એમને કૉંગ્રેસનો સત્યાગ્રહ રોકવાની જરૂર નહીં જણાય. આ વિચારશ્રેણી સૌને સુગમ ન હતી; પણ સત્યાગ્રહ બંધ નહીં થાય એ વસ્તુ સમજાય એવી સ્પષ્ટ હતી અને સંતોષ આપે એવી હતી. આ દિશામાં ટૂંકી ચર્ચા થઈ અને પતી ગઈ. કૌસાનીમાં બાપુએ ગીતાનો તરજુમો પૂરો કર્યો અને પ્રસ્તાવના લખી તે હવે છપાતી હતી. તેમણે તે મને જોવા આપી. તે હું નદીતીરે વૃક્ષની છાયામાં બેસી જોતો હતો. બાપુ ત્યાંથી પસાર થયા અને મારા પ્રતિ ઉમળકો આવ્યો તે આલંકારિક રીતે વ્યક્ત કરી ગયા.

હું પાછો મુંબઈ આવ્યો ને મુંબઈનો મહેમાન મટી મુંબઈગરા થવા માટે ઘર માંડવાના કામે લાગ્યો. મેં ખારના નવા પરામાં જગા મેળવી અને ત્યાં એપ્રિલ માસની ૧૦મી તારીખથી રહેવાનું શરૂ કર્યું. આ પહેલાં તો જમનાલાલજી કેદ થઈ ચૂકયા હતા; તેની જગાએ હું કૉંગ્રેસનો ખજાનચી થયો અને કારોબારી સમિતિનો સભ્ય બન્યો, અને આમ સત્યાગ્રહના ક્ષેત્રમાં દાખલ થઈ ગયો.

## ૧૭

# સત્યાગ્રહ

બાપુએ પોતે જ સત્યાગ્રહની લડત શરૂ કરવાનું નક્કી કર્યું અને મીઠાના કાયદાનો ભંગ કરવાનું ઠરાવ્યું. કારોબારી સમિતિએ એમની યોજના મંજૂર રાખી અને તેમણે એંસી જેટલા આશ્રમવાસીઓને લઈ દાંડીના દરિયે પગે કૂચ કરતા પહોંચવાનો અને ત્યાં સત્યાગ્રહ કરવાનો વિચાર રાખ્યો. આ નાની સરખી સત્યાગ્રહ-સેના ૧૨મી માર્ચને રોજ આશ્રમેથી નીકળી. તેનો સાક્ષી થવા હું ત્રણેક દિવસ પહેલાં ત્યાં ગયો. આશ્રમમાં ઉત્સાહ માતો ન હતો. કૂચને આગલે દિવસે એવી લોકવાયકા ચાલી કે, બાપુ રવાના થાય તે પહેલાં સરકાર એમને પકડી લેશે. અમદાવાદથી અનેક મિત્રો આશ્રમભૂમિએ આખી રાત જાગતા રહ્યા, પણ બાપુને પકડવા કોઈ આવ્યું નહીં અને બાપુએ નિયત સમયે પ્રયાણ શરૂ કર્યું. તે પહેલાં સૌએ એકબીજાની રજા લઈ લીધી; સેના ગોઠવાઈ ગઈ; પ્રાર્થના થઈ; તિલક થયાં. બાપુ ગંભીર અને શાંત હતા. તેમણે અમાપ આત્મબળના આધારે સમર્થ સામ્રાજ્ય સામે સંકલ્પ કર્યો હતો કે, સ્વરાજ્ય મેળવ્યા વિના આશ્રમે પાછા ન ફરવું. હું વિચારમગ્ન થઈ યાત્રાનું અદ્દ્ભુત દૃશ્ય જોતો હતો. ગૌતમ બુદ્ધનું મહાભિનિષ્ક્રમણ મને યાદ આવ્યું. સેના દૃષ્ટિ બહાર થઈ ત્યારે હું મહાદેવ સાથે વાતો કરતો બેઠો અને બુદ્ધના જીવનના એ પ્રસંગનું મેં સ્મરણ કર્યું. એને એ સરખામણી સારી લાગી અને **महाभिनिष्क्रमण** નામે એણે **नवजीवनमां** લેખ લખ્યો. હું બીજા ત્રણ દિવસ આશ્રમે રોકાયો. બાપુ અને સેના ૧૫મી તારીખે નડિયાદ પહોંચ્યાં ત્યાં એમને મળી હું મુંબઈ આવ્યો અને તેઓ સૌએ કૂચ કરતાં કરતાં અંતે દાંડીમાં પ્રવેશ કર્યો. છઠ્ઠી એપ્રિલને રોજ બાપુએ મીઠાનો કાયદો તોડ્યો અને સત્યાગ્રહનો આરંભ થયો. દેશમાં ત્યાર પછી ઠેકઠેકાણે તે શરૂ થયો અને પ્રજા અવનવા અનુભવ કરતી થઈ.

મીઠાનો સત્યાગ્રહ વેગમાં આવ્યો. બાપુએ ધરાસણાના મીઠાના ભંડાર કબજે કરવાનો વિચાર કર્યો અને વાઇસરૉયને એ સંબંધી કાગળ લખ્યો. તેઓ કંઈ કરે તે પહેલાં સરકારે એમને મે માસની ૪થી–૫મી તારીખની રાતે કેદ કર્યા અને યરવડાના કારાગૃહમાં, એક અતિ પુરાણા રેગ્યુલેશનની રૂએ, રાજકેદીની જેમ નજરકેદ રાખ્યા. એમને મળવા હું ૮મી તારીખે કેદખાને ગયો, પણ મળવાનું થયું નહીં.

મુંબઈ આવી મેં સુપરિન્ટેન્ડન્ટ સાથે પત્રવ્યવહાર કર્યો અને ૨૧મી મેને રોજ બાપુની મુલાકાત લેવાનું નક્કી થયું. બા, શ્રી મીરાબહેન અને હું યરવડા ગયાં. મુલાકાત એકાદ કલાક ચાલી અને સુપરિન્ટેન્ડન્ટની ઑફિસમાં અને હાજરીમાં થઈ. બાપુને ખાવાપીવા વગેરેની સગવડ ઠીક આપવામાં આવી હતી, પણ એમને સાવ એકલા રાખવામાં આવ્યા હતા એ મને સારું લાગ્યું નહીં.

નવ દિવસ રહી હું ફરીને બાપુને મળવા ગયો ત્યારે મારી જોડે શ્રી મીરાબહેન, શ્રી પેરીનબહેન અને શ્રી રેનોલ્ડ્સ આવ્યાં હતાં. એ ત્રણમાંથી માત્ર શ્રી મીરાબહેનને મળવાની રજા સુપરિન્ટેન્ડન્ટે આપી; પણ મેં એ રીતે મુલાકાત લેવાની ના કહી. મેં વસ્તુસ્થિતિ જાહેર કરવાનું નક્કી કર્યું અને ટ્રેનમાં જ क्रॉनिकल માટે કાગળ તૈયાર કર્યો, તે ૩૧મી મેને રોજ છપાયો. તેમાં મેં મુલાકાત વિષેના સંતોષકારક નિયમના અભાવની અને બાપુના એકાંતવાસની ચર્ચા કરી. બે દિવસ રહી મારો બીજો કાગળ क्रॉनिकलમાં આવ્યો. આ પછી બાપુની જોડે એક સાથી રહેતો થયો. પરંતુ મુલાકાતનો પ્રશ્ન અણઉકલ્યો રહ્યો. સુપરિન્ટેન્ડન્ટને હું જૂન માસમાં મળ્યો અને જુલાઈ માસમાં તેણે મને મળવા બોલાવ્યો; હું ગયો. અનેક વાતો થઈ, પણ પરિણામ કંઈ આવ્યું નહીં. બાપુએ મુલાકાત માટે નામાવલિ તૈયાર કરી. આઠ વર્ષ ઉપર પણ તેમણે તેમ કર્યું હતું. તે વખતે સરકારે એ કબૂલ રાખી હતી; આ વખતે સરકારને તે મોટી લાગી. બાપુએ આની ચર્ચા છોડી દીધી, મુલાકાતનો વિચાર માંડી વાળ્યો,

અને પત્રો લખવાની એમને સંતોષે એવી છૂટ મળી તે લઈ મન વાળી લીધું. તેમણે મને જેલમાંથી લખ્યું:

> "મુલાકાત વિષે તો તું સમજ્યો ના? સરકારને મારું લિસ્ટ મોટું લાગ્યું છે. હવે હું વધારે તરખડમાં નહીં પડું. પત્રવ્યવહારથી સંતોષ માની લઈએ." (તા. ૨૭–૭–'૩૦)

આ પછી એક મહિનામાં સરકારે કારોબારી સમિતિને ગેરકાયદે ઠરાવી. છતાં સમિતિ દિલ્હીમાં ૨૭મી ઑગસ્ટને રોજ ડૉ. અનસારીના બંગલે મળી. હાજર રહેલ પુરુષ સભ્યો કેદ થયા અને છ માસની સજા પામ્યા. મને બેલગામ જેલમાં એકલો 'એ' વર્ગમાં રાખવામાં આવ્યો અને પછી થોડાક દિવસ થાણા જેલમાં કેટલાક સાથીઓ સાથે મૂકવામાં આવ્યો. એકાંતવાસ મને વસમો ન લાગ્યો.

હું કેદ થયો એટલે બાપુએ તારામતિને યરવડા જેલમાંથી પત્રો લખવાનું રાખ્યું. આ માટે તેઓ નાની કાપલી વાપરતા. તેમણે પહેલા કાગળમાં અનેક પ્રશ્નો પૂછ્યા:

> "ચિ. મથુરાદાસ જેલ ગયો તેથી તું ગભરાતી નહીં હોય. હાલ ક્યાં રહે છે? તારી અને દિલીપની તબિયત કેમ રહે છે? મથુરાદાસ શું લખે છે? એને કંઈ અગવડ છે કે? તું કાળ કેમ ગાળે છે? જાહેર કામમાં કશો ભાગ લે છે? કોઈ તને મળે છે? તું કોઈને મળે છે?" (તા ૭–૯–'૩૦)

બાપુએ મારી માંદગીમાં તારામતિને પત્ર લખતી કરવાનો પ્રયત્ન અનેક વાર કર્યો, પણ તારામતિ લખવાને ઓછું જ પ્રેરાઈ. આ વખતે તેનું વલણ બદલાયું અને તેણે બાપુને પત્રો લખ્યા. બાપુનો બીજો પત્ર એના પર આવ્યો:

> "કાગળ મળ્યો. વાંચી બહુ રાજી થયો. દિલીપ તો હવે બહુ મોટો લાગતો હશે. દેવલાલીમાં મળ્યા બાદ મેં તો તેને પાછો જોયો જ નથી. વખતોવખત મિત્રવર્ગમાં હરવા ફરવાનું રાખતાં મન શાંત રહેશે. પ્યારેલાલ આ જેલમાં જ છે, પણ મારી સાથે રાખતા નથી. કોઈ વાર તેને મળાય છે ખરું. કંઈક વાંચવાનો શોખ ન હોય તો રાખવા મારી ભલામણ છે. નવજીવન કાર્યાલય તરફથી પ્રગટ થયેલાં ઘણાં (પુસ્તકો) વાંચવા જેવાં ને સમજી શકાય તેવાં છે." (તા. ૨૭-૧૦ )

અને બાપુએ ફરીને એને લખ્યું:

"કાગળ મળ્યો. રાજી થયો. રોટલા ઉપરાંત મથુરાદાસ શું લે છે? દૂધ ફળ વગેરે લે છે કે? બહારથી કંઈ ખોરાક મેળવે છે કે જેલમાં મળી શકે તે જ લે છે? આંટા મારવા જેટલી જગ્યા છે? આંટા મારી શકે છે? સાથે કોઈ સોબતી છે? આ બધી તપાસ કરીને મને લખવું. પ્યારેલાલ મજામાં છે. શંકરનનો મને પણ કાગળ હતો. આવે ત્યારે કહેવું મેં તેને જવાબ આપ્યો હતો. દિલીપને કસરત વગેરે ખૂબ મળે છે કે? તમે પોતે ફરવાનું રાખ્યું છે? ન રાખ્યું હોય તો રાખવું જોઈએ. વાંચવાનું કંઈ શરૂ કર્યું હોય તો શું એ મને લખવું." (તા. ૭-૧૧-'૩૦)

બાપુને જોઈતી ખબર તારામતિએ મોકલી અને તેમણે પોતાનો સંતોષ વ્યક્ત કર્યો:

"મને જોઈતા હતા તે બધા ખબર મળ્યા. મથુરાદાસ પોતાના સમયનો સુંદર ઉપયોગ કરે તેમાં મને નવાઈ નથી લાગતી. આ અનુભવ તેને ફાયદાકારક છે. વિયોગ તમારી કસોટી છે. દિલીપ-જ્યોત્સ્નાનાં શરીર સારાં છે એ વાંચી સંતોષ થાય છે. હવે પ્યારેલાલ મારી સાથે છે. અમે બન્ને સારા છીએ. મને લખ્યા કરવું." (તા. ૪-૧૨-'૩૦)

તારામતિ, એની મા, બહેન વગેરે ડાકોર થઈ અમદાવાદ ગયાં. ત્યાંથી આશ્રમ જોવા ગયાં. બાપુએ આ જાણ્યું ત્યારે તારામતિને બે લીટી લખી મોકલી:

"તમે બધાં આશ્રમ જોવા પામ્યાં એ તો મને બહુ ગમ્યું. ત્યાં થોડા દિવસ ગાળી શકત તો તેથી પણ વધારે સારું મને લાગત. મથુરાદાસના ખબર મળ્યા કરે છે. તેના દિવસ તો શાંતિથી જશે. આ અનુભવ બહુ સારો મળ્યો છે. પ્યારેલાલ મજામાં છે. બાળકોને પ્યાર." (તા. ૪-૧-'૩૧)

એપ્રિલ માસમાં કૉંગ્રેસે સત્યાગ્રહની લડત શરૂ કરી અને મે માસમાં બ્રિટિશ સરકારે લંડનમાં ગોળમેજી પરિષદ બોલાવવાની જાહેરાત કરી. પરિષદ નવેમ્બર માસમાં મળી અને કેટલાક નિર્ણય કરી બે માસ પછી મુલતવી રહી. બ્રિટિશ સરકારે કૉંગ્રેસને મનાવી લેવાનો વિચાર કર્યો અને જાન્યુઆરી માસના છેલ્લા સપ્તાહમાં બાપુ અને કારોબારી સમિતિના અસલ અને કામચલાઉ સભ્યો છૂટયા.

વાઇસરૉય અને બાપુની મુલાકાત થઈ અને માર્ચ માસમાં ગાંધી-ઇરવીન કરાર થયા; કૉંગ્રેસ છૂટી થઈ. નવા વાઇસરૉય સાથે બાપુની બે મુલાકાત થઈ અને એમનું લંડન જવાનું નક્કી થયું. કૉંગ્રેસના તેઓ એકલા એક પ્રતિનિધિ થયા.

બાપુ લંડન પહોંચ્યા અને પરિષદમાં તેઓ આરંભમાં સમગ્ર દેશના પ્રતિનિધિજેવા લેખાયા; પણ જોતજોતામાં એક પક્ષના લીડર-માત્ર મનાયા. વર્ષની આખરે ખાલી હાથે દેશ પાછા આવ્યા. દરમ્યાન હિંદી સરકારે અને અમલદારશાહીએ કૉંગ્રેસને કચડી નાખવાનો નિર્ણય કર્યો અને તેની તૈયારી કરી. બાપુ મુંબઈ ઊતર્યા ત્યારે જવાહરલાલજી કેદ થઈ ગયા હતા. આ ખબર એમને બોટ ઉપર મળ્યા; તેઓ ચમકયા અને બોલ્યા : 'ત્યારે આ મને ક્રિસ્ટમસની ભેટ મળી.' પાછું લડવાનું આવ્યું એ એમણે પળમાં જાણી લીધું.

મોલ ઉપર એમનું સરસ સ્વાગત થયું અને આઝાદ મેદાનમાં વિરાટ સભા થઈ. કારોબારી સમિતિ મુંબઈમાં મળી; બાપુએ વાઇસરૉયને મળવા પ્રયત્ન કર્યો; તેણે મુલાકાતની ન કબૂલ થઈ શકે એવી શરતો મૂકી. બાપુ મળવા ન ગયા અને કારોબારી સમિતિએ લડતનો ઠરાવ કર્યો.

બાપુ અને નેતાઓ જાન્યુઆરી માસની ચોથી તારીખે વહેલી સવારે પકડાયા. બે દિવસ રહી શહેરના કાર્યકર્તાઓ પણ કેદ થયા. હું પણ પકડાયો, અને બીજાઓ સાથે 'શકમંદ માણસ' તરીકે ભાયખલા જેલમાં દોઢ માસ રહ્યો. પછી પોલીસથાણે રોજ હાજરી આપવાનો મને હુકમ થયો; મેં તે ન ગણકાર્યો. એ કારણે મને એક વર્ષની સખત જેલની અને એકસો રૂપિયાના દંડની સજા થઈ. આર્થર રોડ જેલમાં દોઢ માસ રાખી મને નાશિક રોડની જેલમાં પૂરવામાં આવ્યો. અહીં મેં સ્ત્રીજીવનની એક સમસ્યા સંબંધી નાટક રચ્યું. મિત્રોને તે પસંદ પડયું.

જેલમાં 'સી' વર્ગના કૉંગ્રેસકેદીઓ ઉપર હાથ ચલાવવાનું શરૂ થયું; આનો મેં વિરોધ કર્યો; મને બેલગામ જેલમાં મોકલવામાં આવ્યો. ત્યાં પણ કૉંગ્રેસકેદીઓ અને સુપરિન્ટેન્ડન્ટ વચ્ચે ચકમક

થઈ. મને વચ્ચે પડવાની તક મળી; મેં ગૂંચ ઉકેલી આપી. બેલગામમાં મેં ટિળક મહારાજના गीतारहस्यનો સંક્ષિપ્ત ભાવાર્થ તૈયાર કર્યો તે શ્રી દિવાકરે વાંચ્યો. તેમને એ સારો લાગ્યો અને મારા ગુજરાતી લખાણનો કાનડી ભષામાં તરજુમો કર્યો. આ ચોપડી **कर्मयोग** નામે પ્રસિદ્ધ થઈ અને કાનડી તરજુમો પણ છપાયો.

## ૧૮

# ફરી જેલમાં

હું ભાયખલા જેલમાં હતો ત્યારે મેં બાપુને એકે પત્ર ન લખ્યો. પછી બે રાત ઘેર રહેવાનું મળ્યું ત્યારે એમને કાગળ લખ્યો; પણ તે એમને મળ્યો નહીં. તારામતિને ધીરજ આપવા તેમણે જાન્યુઆરી માસની આખરમાં એક કાપલી મોકલી અને મારા કાગળની વાટ જોઈ જોઈને તેઓ થાકયા ત્યારે તેમણે મારા વિષે તારામતિને પુછાવ્યું. આ વખતે હું નાશિક રોડ જેલમાં હતો અને ત્યાંથી મારો કાગળ બાપુને ગયો. એ એમને માર્ચ માસના અંતમાં મળ્યો. મેં બાપુ સાથે પત્ર દ્વારા કેટલાક પ્રશ્નો વિષે ઊહાપોહ કર્યો અને તે નિમિત્તે એમના લાંબા કાગળો મને મળ્યા. તેમાંના એક બે જેલની ઓફિસે ખોઈ નાખ્યા. બાપુનો પહેલો પત્ર મારા પર એપ્રિલ માસના આરંભમાં નાશિકમાં આવ્યો:

"તારા કંઈ જ ખબર નહોતા મળતા, તેથી થાકીને તારામતિને કાગળ લખ્યો, ત્યાં ગઈ કાલે તારો કાગળ મળ્યો ને રાજી થયો. વજન ઓછું થયાનું મને દુઃખ નથી. બીજી રીતે તબિયત સારી રહેવી જોઈએ. નાશિક હવાની દૃષ્ટિએ તો સરસ જ ગણાય. જ્યાં હોય ત્યાંથી મને કાગળ લખ્યા કરજે. અને જો તેથી બીજા કાગળો લખવામાં ખલેલ પડે તો જેને લખવાની આવશ્યકતા હોય તેને મને લખવાનું લખી નાખજે. મારી સાથે અહીં ગોઠવણ તો એવી છે કે, હું ગમે તે કેદી-સાથીને લખી શકું. એનો અર્થ એ ગણાવો જોઈએ કે તે મને ઉત્તર આપે તે તેના હકના કાગળમાં ન ગણાય.[૧]

૧. પરંતુ, જેલના કારભારીઓએ આવો અર્થ કર્યો નહીં.

"....કેદમાં રહેનારને કેદની બહારની દુનિયાનો વિચાર સરખોયે ત્યાજ્ય છે. કેદમાં જે નવો ધર્મ પ્રાપ્ત થાય છે તેનું પાલન એ કર્મયોગ છે.

"बुद्धौ शरणमन्विच्छ માં બુદ્ધિનો અર્થ સાંખ્ય = જ્ઞાનમાર્ગ નથી જ. एषा तेऽभिहिता सांख्ये बुद्धियोगेत्विमां शृणु માં જે યોગબુદ્ધિ વિષે કહેવાની પ્રતિજ્ઞા છે તે અર્થ અહીં છે. એટલે સરખામણી કરવી જ હોય તો कर्मयोग અને भक्तियोगની છે. પણ ગીતા સરખામણીમાં ઊતરવાને બદલે ત્રણ — જ્ઞાન, કર્મ અને ભક્તિનો મેળ સાધે છે. એકને પૂર્ણપણે સાધવાને સારુ બીજી બે વસ્તુ જોઈએ જ, એટલે એ ત્રણ અવિભાજ્ય છે. આમાં કર્મની વિશેષતા કંઈક સૂચવી છે તે એટલા પૂરતી કે તેમાં છેતરાવાનું ઓછું છે. नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते. હું એમ માનું છું કે, જે પુસ્તકનું મનન કરીએ તેનો સરળ અર્થ તો પ્રથમ સમજી લેવો જ જોઈએ અથવા સ્વતંત્ર મનન હોવું જોઈએ.

"પુનર્જન્મ વિષે તો શંકાને સ્થાન જ નથી. આપણું શરીર થોડું રોજ બદલાય છે અને સાત વર્ષે તો બધું બદલાય છે. એક જ લાગે છે કેમ કે આકૃતિ એક છે. પણ જો દર સાત વર્ષે શરીર બદલાયા કરે છે તો જેને આપણે મૃત્યુ રૂપે ઓળખીએ છીએ તે આવતાં બધો નાશ થાય છે એમ માનવાને એક પણ કારણ નથી. શરીરથી આત્મા ભિન્ન છે જ. શરીરના નાશ સાથે તેનો નાશ નથી જ. તો પછી માત્ર સ્થિત્યંતર જ થયેલ છે. સ્થિત્યંતર છે તો દેહાંતર કેમ નહીં? પણ આ બધાની ચર્ચા તો મળીએ ત્યારે જ થઈ શકે. દરમ્યાન આટલું ઇચ્છું ખરો કે, કેટલાક સિદ્ધાંતોને વિષે રહેલી શંકા તારા મનમાંથી સાવ નીકળી જાઓ. તે અર્થે જે પૂછવાની ઇચ્છા હોય તે પૂછજે.

"સ્મૃતિ હું લખી નહીં શકું એમ મને લાગે છે. હું જે લખું છું કે બોલું છું તે અમુક રીતે વિચારાયેલું હોતું નથી. પણ સત્યની આરાધનાને અંગે પરિસ્થિતિને પહોંચી વળવા પૂરતી જ શક્તિ મારી પાસે છે. એટલે હું શાસ્ત્રી નથી અને સ્મૃતિ લખવી શાસ્ત્રકારનું કાર્ય છે. આ પ્રશ્ન મારી પાસે પહેલો કિશોરલાલે કર્યો હતો. મને આવડે તો જરૂર લખું. જે સંપત ઈશ્વરે આપી છે એટલીનો સદુપયોગ થાય તો ભાગ્યશાળી.

"અમે ત્રણે મજામાં છીએ. ત્રણમાં[1] ત્રીજા મહાદેવ છે."

પત્રની સહી કરીને તેમણે ઉમેર્યું:

"તું મારી પાસે આવવાની તજવીજ ઉદાસીન ભાવે કરે એમાં મને કંઈ ખોટું નથી લાગતું. સફળ થાય તો બહુ ગમે." (યરવડા મંદિર, તા. ૩૧–૩–'૩૨)

આટલો લાંબો પત્ર બાપુએ ડાબે હાથે લખ્યો. મને બાપુ સાથે રાખવા માટે મેં સરકારમાં લખ્યું, પણ સરકારે મારી ઇચ્છા ધ્યાનમાં ન લીધી.

બાપુનો બીજો પત્ર મને મે માસમાં મળ્યો; તેમાં પુનર્જન્મ વિષે તેમણે પોતાના વિચાર વધારે સ્પષ્ટ કર્યા:

"તારો કાગળ મળ્યો. જો શક્તિ જળવાઈ રહે છે અને કોઈ પણ પ્રકારનો ઉપદ્રવ ન હોય તો બાર રતલ વજન ખોવું મને સાલે એમ નથી. તારામતિને હું લખ્યા કરું છું અને તેના કાગળ પણ આ વખતે ઠીક ઠીક આવ્યા કરે છે. દિલીપની પણ બે લીટી હતી. એ પીરસું માગવાથી મળેલું છે. હવે તો તારામતિ મળી ગયેલ હશે.

"મારી દૃષ્ટિએ શાસ્ત્રીય પ્રયોગોથી અને અનુભવથી સિદ્ધ થયેલી વસ્તુ પુનર્જન્મ છે. અનુભવથી સિદ્ધ થયેલ છે એમ માનવામાં જે જે માણસોએ પોતાના અનુભવો વર્ણવ્યા છે તેઓની ઉપર આપણે વિશ્વાસ રાખવો રહ્યો. પણ એટલા બધા માણસોએ એ પુરાવો આપ્યો છે કે એ પુરાવો આપણે રદ નથી કરી શકતા. એમ છતાં પુનર્જન્મની વાત કોઈને ગળે ઉતારવા સારુ હું વખત ન ગાળું, ન બહુ ચર્ચામાં ઊતરું. ઘણી શાસ્ત્રસિદ્ધ વસ્તુઓ છે કે જે ન માનવાથી આપણું ગાડું રોકાતું નથી. એવું સંભવે છે કે, પુનર્જન્મની કોઈ એવી વ્યાખ્યા કરે છે કે જેથી સામાન્ય પ્રમાણ જે હાલ આપવામાં આવે છે એ ગળે ન ઊતરે. પુનર્જન્મની મારી વ્યાખ્યા આટલી જ છે: 'દેહના અંતની સાથે જીવનો અંત નથી આવતો, અને એ જીવને ક્યાંક ને ક્યાંક ભ્રમણ કરવું પડે છે. એનું નામ પુનર્જન્મ છે.' એટલે કે ખ્રિસ્તી, મુસલમાન અને જરથોસ્તી જેઓ કયામતને માનનારા છે એ પણ મારી વ્યાખ્યામાં પુનર્જન્મને માને છે એમ કહું. દેહાંતરપ્રાપ્તિ એ તો આ માન્યતામાંથી મારી દૃષ્ટિએ લગભગ સ્વયંસિદ્ધ વસ્તુ છે. પણ

---

૧. બીજા સરદાર વલ્લભભાઈ પટેલ.

એ રૂઢ ખ્રિસ્તીની દૃષ્ટિ કબૂલ નથી કરતી એમ હું જાણું છું, જોકે હવે મોટી સંખ્યામાં ખ્રિસ્તી લોક દેહાંતરપ્રાપ્તિને માનતા જાય છે.

"Divorce ને સારુ 'લગ્નાન્તર' શબ્દ ન ચાલે. 'લગ્નાન્તર' એટલે બીજું લગ્ન. તે તો divorce વિના પણ સંભવે. જો કોઈ પ્રચલિત શબ્દ ન હોય તો હું લગ્નભંગ શબ્દ યોજું. મહાદેવને મેં પૂછયું તો એ કહે છે, 'હું આ જ શબ્દ સૂચવવાનો હતો.' એટલે આ તો એકનું ઓસડ બે થયું.

"યરવડાચક્ર મુંબઈમાં તારામતિને ગોતતાં મુશ્કેલી આવવાનો સંભવ છે. હું તેને લખું છું કે ત્યાં ન મળે તો બારડોલીથી કે આશ્રમથી મોકલવાનું પરબારું લખી નાખે. ગી. ૧૮—નો તું અર્થ કરે છે એ મેં કરેલા અર્થનો વિરોધી ન હોય. મેં મારા કાગળમાં શો અર્થ કર્યો છે એ કાંઈ યાદ નથી, પણ શરણધર્મને એક નવો ધર્મ બનાવી મૂકે તો હું તેનો વિરોધ જ કરું. એવું મેં ઘણી વાર જોયું છે કે, આપણે જે કહ્યું હોય કે કહેવા માગતા હોઈએ એ બીજા શબ્દોમાં બીજાએ કહ્યું હોય. એમાં ભેદ કે વિરોધ જોવાને બદલે હું તો અર્થનું ઐક્ય જ જોઉં છું. ભાષા નોખી હોય તેથી શું? આમ કરવામાં કેટલાંક જોખમ રહ્યાં છે એ હું જાણું છું, પણ એ જોખમ તો જે મરડી મચડીને ઐક્ય જુએ અને સિદ્ધ કરવા ઇચ્છે તેને સારુ છે; સહેજે ઐક્ય જોઈ શકે એને કાંઈ જોખમ વહોરવું નથી પડતું એમ લાગે છે. એટલે વાત એ રહી જાય છે કે, ઐક્ય જોવાની ટેવ પાડવી એ સારું કે જ્યાં શબ્દભેદ છે ત્યાં અર્થભેદ છે એમ માનીને ચાલવું એ સારું? મને લાગે છે કે શબ્દભેદમાં અર્થભેદ જોવો એ ભયાનક છે. 'ઈશ્વર' અને 'અલ્લાહ'માં ભેદ જોવાને બદલે તેમાં રહેલું ઐક્ય મને તો અત્યંત પ્રિય લાગે છે.

"કિશોરલાલ અને જેરામદાસ સિવાય બીજા કોઈ તમે સાથે હો એમ નથી લાગતું. એ બન્નેને કહેજે કે તેમનો સામાન્ય પત્ર લખવાનું હોય તો તે જવા દીધા વિના મને લખી શકતા હોય તો લખે, અથવા જે મને લખવાનું હોય તે સામાન્ય પત્રમાં લખી મોકલે. જેરામદાસનો એક પત્ર મને મળ્યો હતો, જેનો જવાબ મેં આપ્યો હતો. મને કાગળ લખીને તારે તારામતિને લખવાનો કાગળ જવા દેવાની મુદ્દલ જરૂર નથી, પણ તારામતિને લખે તેમાં મને કહેવાનું બધું લખી નાખે તો બસ થાય; અથવા તારામતિને લખવાનું મારા કાગળમાં લખે એ તો ચાલે જ.

"અમે ત્રણ મજા કરીએ છીએ. મારું દૂધ તો ત્રણ મહિના થયાં છૂટેલું છે, દૂધને બદલે બદામ અને રોટી લઉં છું. હજુ તો વજન ટકી રહ્યું છે. બંધકોષનું દુઃખ મુદ્દલ નથી એટલે હાલ તો એ જ નભાવી રહ્યો છું.

"મહાદેવ કહે છે કે મરાઠીમાં 'લગ્નભંગ'ને 'વિવાહવિચ્છેદ' કહે છે. 'લગ્નછેદ' કે 'વિવાહછેદ' મને સૂઝ્યા હતા, પણ લગ્નભંગ વધારે ગમ્યો. પણ હિંદુસ્તાનની ભાષાઓમાં નવા શબ્દો યોજાય એ એક જ હોય તો સારું એ પક્ષનો હોઈ હું જરૂર 'વિવાહવિચ્છેદ' શબ્દને પણ ચલાવું, અને કદાચ પસંદ પણ કરું.

"અમારા ત્રણેના ત્યાંના મિત્રમંડળને યથાયોગ્ય."
(યરવડા મંદિર: તા. ૩–૫–'૩૨)

આ કાગળના દસ્કત મહાદેવના છે અને ઝીણા છે.

બાપુ તારામતિને મહિનામાં બે ત્રણ પત્ર મોકલતા. તેમણે એકમાં એને લખ્યું:

". . . તારી પોતાની તબિયત કેવી રહે છે? કોઈને મળવાનું બને છે? થોડુંઘણું પણ સેવાકામ ગજા પ્રમાણે લઈ લેવું. મનને શાંત રાખવામાં સેવા ભારે મદદગાર થાય છે. પોતાની પડખે રહેલાં પાડોશીની પણ સેવા થાય. જગતમાં એવા કોઈ જ નથી કે જેને બીજાની કદી જરૂર પડે જ નહીં."

અને પત્ર પૂરો કરી તેમણે ઉમેર્યું:

"મને મળવા આવવાની કોઈ દહાડો ઇચ્છા થાય તો અવાય."
(તા. ૨૪-૪-'૩૨)

તારામતિએ મળવા જવાની ઇચ્છા કરી ત્યારે શ્રી મીરાબહેનને મળવાની બંધી થઈ હતી અને એથી બાપુ મુલાકાતનો પ્રશ્ન અધિકારીઓ સાથે ચર્ચી રહ્યા હતા અને શ્રી મીરાબહેનને મળવાની રજા ન મળે તો મુલાકાત લેવી બંધ કરવાનું વિચારી રહ્યા હતા. સરકારે શ્રી મીરાબહેનને મળવા ન દીધાં અને બાપુએ બીજાઓને પણ મળવું બંધ કર્યું. તેમણે તારામતિને ખબર આપ્યા કે:

"મીરાબહેનને મળવાની મનાઈ થવાથી મારે બીજા બધાને મળવાનું બંધ કરવું પડ્યું છે. ખૂલશે તો તરત લખીશ."
(તા. ૧૪-૬-'૩૨)

મેં મારા કાગળમાં ચર્ચા કરવી ચાલુ રાખી અને સંતતિ-નિયમનનો નવો વિષય કાઢ્યો. બાપુએ પોતાના વિચાર સવિસ્તર લખી મોકલ્યા :

"તારો કાગળ મળ્યો. મને લાગે છે કે લોધિયન રિપોર્ટ વિષે ન લખવું એ સારું છે — જોકે મને કાંઈ એમાં તાત્ત્વિક દોષ લાગતો નથી. મારું તો એમાં મન પણ બહુ ન ખૂંચી શકે. એમ જ લાગે કે પૂરો એ વિષે વિચાર કરવાનો સામાન જ પાસે નથી. અને એમ જ હોય તો વિચારનો અને વખતનો વ્યય શો કરવો ?

"દેવદાસ માંદો પડી ગયો છે. હવે તાવ ઉતાર ઉપર છે. કાંઈ ચિંતાનું કારણ નથી. મણિલાલ, સુશીલા અને સીતા, પ્રાગજી અને એની દીકરી, બધાં નાતાલમાં ઝેરી તાવમાં સપડાઈ ગયાં હતાં, પણ છેલ્લા ખબર સારા હતા.

"તું નાટક લખશે એવું તો કદી ધાર્યું નહોતું તારા વિચારો ખૂબ આધુનિક સુધારાની તરફ વળી રહ્યા છે. અમુક મર્યાદાની અંદર છૂટા-છેડા થવા જોઈએ એમ હું માનું છું ખરો, પણ એનો પ્રચાર કરવાનું જરાય મન ન થાય. આપણે આપણી વૃત્તિઓના સામાન્ય રીતે તો એવા ગુલામ છીએ કે જે માનસિક સ્થિતિ આજે હોય તે કાલે રહેશે એનો વીમો ન ઉતારી શકીએ. એટલે સ્વેચ્છાએ થયેલ વિવાહ, બહુ સબળ કારણ ન હોય ત્યાં સુધી, ન તૂટે એ જ બરોબર જણાયા કરે છે. અસ્પૃશ્યતાના પ્રશ્ન ઉપર બાની સાથે મેં છૂટાછેડા કર્યા હોત તો આજે જે સુંદર સ્થિતિ વર્તે છે તે તો ન જ હત ના ? બા કોણ જાણે ક્યાં પડી હત અને હું કેવા વિવાહ કરી બેઠો હત એ કોણ કહી શકે ? પણ છેડા છૂટા ન જ થઈ શકે એ શિક્ષણ વારસામાં ઊતર્યું. એટલે એ વિષમ કાળ વીતી ગયો. અને અત્યારે તો માત્ર તેનાં સ્મરણો જ રહી ગયાં. એથી મારી આશા છે કે, તારા પુસ્તકમાં તેં જ્યારે ઇચ્છા થાય ત્યારે એકબીજાને છેડા છોડવાની વગર સ્ટેમ્પની પરવાનગી નહીં આપી દીધી હોય.

"જો વિષયેચ્છા થાય ત્યારે તે તૃપ્ત કરવાનો મનુષ્યનો ધર્મ હોય તો તો સંતતિનિયમનના કૃત્રિમ ઉપાયોની આવશ્યકતા હું સમજી શકું. પણ જો સંતતિની પણ ઇચ્છા વિનાનો વિષયભોગ એ પાપનું મૂળ ગણીએ — અને મારી દૃષ્ટિએ ગણવું જોઈએ — તો કૃત્રિમ ઉપાયોથી સંતતિની ઉત્પત્તિ રોકવી એ પાપનું વ્યાજ ચૂકવ્યા જેવું છે. કુદરતનો

તો નિયમ છે જ કે જેવું કરે તેવું ભરે. મનુષ્ય વિષય આચરે તો ભલે સંતતિનો બોજો ઊંચકે. સ્ત્રી શું કામ ઊંચકે એ પ્રશ્ન અપ્રસ્તુત ગણાય, કેમ કે આપણે સ્ત્રીને સંપૂર્ણ રીતે સ્વતંત્ર ગણીએ છીએ. અત્યારે કૃત્રિમ ઉપાયોનો જે ઉપયોગ પશ્ચિમમાં થઈ રહ્યો છે એનું એક પરિણામ એ આવી જ રહ્યું છે કે, વિવાહની પવિત્રતા ચાલી ગઈ છે અને જેને જે વખતે ફાવે તે તે વખતે છૂટથી ભોગ ભોગવી લે છે. આ વસ્તુના પ્રચારને કંઈ વર્ષો તો હજી ગયાં પણ નથી, એટલામાં જેને આજ લગી પવિત્ર બંધનો માન્યાં છે એ તૂટી રહ્યાં છે. અત્યારે તો સારા ગણાતા પશ્ચિમના વિચારકો એમ માનતા થઈ ગયા છે કે, વિવાહ એક વહેમ છે, સગાં ભાઈબહેન પણ એકબીજા પ્રત્યે વિકારવશ થાય તો એ વિકારને સંતોષે એમા દોષ નથી એટલું જ નહીં પણ એ યોગ્ય જ છે. આ બધા વિચારોને હું એક છેડેથી બીજે છેડે જવા જેવી અતિશયતા નથી સમજતો, પણ સંતતિનિયમનની પાછળ રહેલી વિચારશ્રેણીનું આ સીધું અને સહજ પરિણામ છે. અને એવું બની પણ શકે કે આજે આપણે વિવાહ વગેરેનાં જે બંધનો આત્મપોષક માન્યાં છે એ આત્મનાશક હોય. પણ હું એવી વસ્તુઓની દલીલને ખાતર શક્યતાના સ્વીકારની આગળ વધી જ શકતો નથી. નીતિ અને શાસ્ત્રને નામે થતી આ બધી વાતો મને અત્યંત ભયંકર લાગે છે. ખોટી દયાથી, અધીરાઈથી અને પોતાના ક્ષણિક અનુભવોમાંથી આ નવા વિચારોના ફુવારા ઊડી રહ્યા છે. એમાં આપણે ભીંજાઈ ન જઈએ એમ હું ઇચ્છું છું. વળી એ કૃત્રિમ ઉપાયોને હિંદુસ્તાનની પરિસ્થિતિ જોતાં અત્યારે તો સ્થાન જ નથી. અસંખ્ય માણસોનાં શરીર હણાઈ ગયાં છે, મન નબળાં પડી ગયાં છે, ત્યાં વિષયેચ્છા જાગ્રત થઈ કે તૃપ્ત કરવા મંડી જાય એટલે આપણી ઉન્નતિને તો તાળું જ દેવાઈ જાય. આ ઉપાયોનો ઉપયોગ કરી રહેલા કેટલાક માણસો તો ખરેખર નપુંસક જેવા છે. છાપાંઓમાં જે જાહેરખબરો આવે છે એની ઉપર નજર ફેરવી જજો. આ વાત હું તો બહોળા અનુભવ ઉપરથી કહું છું. 'નીતિનાશને માર્ગે'ના લેખો લખાયા એ દરેક અઠવાડિયે આવતા શક્તિહીન વિદ્યાર્થીઓ અને અધ્યાપકોના કાગળોના જવાબમાં લખાયેલા છે. હિંદુસ્તાનના નવયુવકોએ તો અત્યારે પોતાની ઉપર બળાત્કાર કરીને પણ સંયમનો પાઠ ગોખવાનો છે. બાળાઓની પણ ભારે વિચિત્ર સ્થિતિ છે. આશ્રમમાં ઊછરેલી . . . જેવી છોકરી, પંદર વર્ષની, શરીરે નબળી, પરણવાની માગણી કરે એ કેવી વિચિત્ર વાત? પંદર વર્ષની છોકરીને

વિકાર જ શું કામ પેદા થાય? પણ આપણું વાતાવરણ જ મલિન છે. બચપણથી જ બાળકો અને બાળાઓને વિકારના પ્યાલા પિવડાવવામાં આવે છે. એવાને વિકારને વશ થવાનો ધર્મ શીખવવા હું તો જરાય તૈયાર ન થાઉં. પણ હવે આ વાતને ન લંબાવું. આટલેથી મારા વિચાર તું જાણી શકશે.

"પ્યારેલાલ ધૂળિયામાં છે અને દેવદાસ ગોરખપુર. ધૂળિયામાં તો અત્યારે ગીતામંડળી જામી છે એમ કહી શકાય, કેમ કે વિનોબા ગીતા ઉપર રોજ પ્રવચન આપે છે

"તારી તબિયત સારી છે એટલે ૧૭ રતલ જવાનો મને જરાય ખેદ નથી. વજન તબિયતનું માપ કાઢવામાં અમુક હદ સુધી જ એક અંગ છે. જમનાલાલજીએ ૨૫ રતલ મૂકયા છે. તારી અને એની સ્થિતિમાં બહુ ફેર છે જ. જેટલી ઉદારતાથી એ પોતાનું વજન ખોઈ શકે છે એટલી ઉદારતા તને ન પાલવે.

"તારામતિ-દિલીપના કાગળ આવ્યા કરે છે. એને મારી પાસે આવવા મેં નોતર્યાં હતાં. એ તૈયાર થઈ ગયાં હતાં ત્યાં મુલાકાત બંધ કરી. દરવાજો પાછો ઊઘડશે તો બોલાવીશ.

"સાપ્તાહિક ટાઇમ્સમાં આકાશદર્શનનું ચિત્ર દરેક મહિને આવે છે, એ ઉપર તમે બધાય આંખ ફેરવી જજો. હું તો અત્યારે આકાશ-દર્શનમાંથી રસના ઘૂંટડા પી રહ્યો છું. ઘડપણે જાગ્યો, પણ આકાશ-દર્શનમાંથી આત્મદર્શનની ઝાંખી થાય તો છેલ્લો શ્વાસ લેતી વખતે જાગવામાંયે શી હરકત હોય? જે મળે તેને આશીર્વાદ.

કાગળના અંતમાં તેમણે ઉમેર્યું :

"જે પરબીડિયામાં આ કાગળ જાય છે તે તારા જ પરબીડિયામાંથી સરદારે બનાવ્યું. પરબીડિયાં બનાવવાં તેમનો રોજનો ધંધો થઈ પડ્યો છે. જે નવું દેશમાં પેદા થાય એટલો વધારો." (તા. ૧૮–૬–'૩૨)

જુલાઈ મહિનામાં મને બેલગામ જેલમાં મોકલવામાં આવ્યો. અહીં પત્રો મેળવવામાં વિશેષ ઢીલ થતી. બાપુનો ચોથો પત્ર મને મળતાં ત્રણ અઠવાડિયાં નીકળી ગયાં. તેમણે આમાં આકાશદર્શન વિષે ઉલ્લેખ કરી છૂટાછેડા અને સંતતિનિયમન વિષે પોતાના વિચાર વિશેષ કહ્યા :

"હું જોઉં છું કે, સામાજિક સુધારણા વિષે તારા વિચારો બહુ આગળ જાય છે. હું એ બાબતમાં જુદી રીતે ઘડાયેલો છું. જેની

તાત્કાલિક આવશ્યકતા હું ન જોઉં, અને જેને વિષે જરા પણ શંકાને સ્થાન હોય, તેનો ઊહાપોહ હું ન કરું. છૂટાછેડા એવી વસ્તુ છે. એક તો કરોડોમાં છૂટાછેડાની બાધા જ નથી અને જ્યાં પ્રતિબંધ છે ત્યાં છૂટાછેડા લગી પહોંચતાં પહેલાં ઘણી ચીજો કરવાપણું બાકી રહે છે. એટલે એ વિષયને ચર્ચાને હું મારી શક્તિનો ખરચ ન કરું અને લોકોમાં બુદ્ધિભેદ પેદા ન કરું.

"સંતતિનિયમન વિષે તો મારું મન વિરોધ જ કર્યાં કરે છે. પ્રાચીન વિચાર અજાણી રીતે મારી ઉપર અસર કરતા હોય એ સંભવે ખરું, પણ જે કારણોને લઈને હું વિરોધ કરું છું તે કારણો આજે મોજૂદ છે. એટલે સંતતિનિયમનથી થતી ભારે હાનિ આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. નવીન પ્રજા ઉત્પન્ન થતી રોકવાને સારુ કૃત્રિમ ઉપાયો યોજવા જતાં જે આજે સબળા જેવા છે તે પણ નબળા થઈ જવાનો સંભવ છે. સંતતિનિયમનની પાછળ રહેલી આખી વિચારશ્રેણી જ ભયંકર છે અને ભૂલભરેલી છે. સંતતિનિયમનનું સમર્થન કરનારા એમ માને છે કે, જનનેંદ્રિયને સંતોષવાનો મનુષ્યનો અધિકાર છે એટલું જ નહીં પણ ધર્મ છે, અને એનું પાલન ન કરે તો જીવનવિકાસ ઓછો થાય છે. મને તો આ વિચારમાં બહુ દોષ લાગે છે. અનુભવમાં પણ હું તો એ દોષ જોયા જ કરું છું. એ કૃત્રિમ ઉપાયો લેનારની પાસેથી સંયમની આશા રાખવી વ્યર્થ છે. એ બાબતનો સંયમ અશક્ય છે એવું માનીને તો સંતતિનિયમનના ઉપચારોનો પ્રચાર થાય છે, અને જનનેંદ્રિયનો સંયમ અશક્ય માનવો અથવા અનાવશ્યક માનવો અથવા હાનિકર માનવો, એ મારે મન ધર્મને ન માનવા જેવું છે. કેમ કે ધર્મની આખી રચના જ સંયમ ઉપર બંધાયેલી છે. નબળી પ્રજાની ઉત્પત્તિ રોકવાના સીધા, સહેલા અને નિર્દોષ ઘણા ઉપાયો છે, તો તે લેવાનું છોડીને સંતતિનિયમન જેવી જોખમથી ભરેલી વસ્તુનો ઉપયોગ કેમ કરી શકાય? એમાં જોખમો રહ્યાં છે એ તો લગભગ બધા કબૂલ કરે છે. એટલે જે રીતે એ વસ્તુનો વિચાર હું કરું છું તે રીતે મને તો એ ત્યાજ્ય લાગે છે. આટલું ફરી પાછું લખવાનું મન થઈ ગયું છે, કેમ કે વિચાર કરવાનો તારી પાસે અવકાશ છે અને આ વિષય અત્યંત ગંભીર હોવાથી એને તું ખૂબ છણી નાખે એ આવશ્યક છે. પછી ગમે તે નિર્ણય ઉપર આવ તેને વિષે મને ભય નથી, કેમ કે હું માનું છું કે છેવટે તારી નિખાલસતા તને ઉગારી લેશે અથવા તો હું પોતે ભૂલ કરતો હોઈશ તો એ ભૂલને તું સુધારી શકશે. જો સંતતિનિયમનનો

ધર્મ તારી નજર આગળ પ્રત્યક્ષ થશે તો મારી પાસેથી તેનો સ્વીકાર કરાવ્યા વિના તને પોતાને ચેન નહીં પડે. અને મારું કામ સીધું છે. ગમે તેવા આગ્રહપૂર્વક જેને હું વળગી રહ્યો હોઉં તે વિચાર પણ, તેમાંનો દોષ હું જોઈ જાઉં અથવા મને બીજા કોઈ બતાવે કે તરત એનો ત્યાગ કરતાં મને વાર લાગતી નથી.

"અમારી ત્રણેની તબિયત સારી છે. હું હમણાં દૂધ લઉં છું. તેથી કંઈ ફાયદો થયો છે એવું હું નથી જોતો. અહીંના ડોકટરના આગ્રહને વશ થયો છું. કોણીનો દુખાવો ચાલે છે, પણ એ તો જ્યારે તેને અમુક જાતની ગતિ મળે ત્યારે જ હોય, એટલે એને વિષે કંઈ ચિંતા ન જ હોય. મુલાકાત વિષે તારામતિને લખી ચૂકયો છું. પરબીડિયાં બનાવવા ઉપરાંત સરદારે બીજાં બે કામ હાથ ધર્યાં છે: રેંટિયો અને સંસ્કૃત અભ્યાસ ઘણા વેગથી ચલાવી રહ્યા છે. સાતવળેકરના ૨૪ ભાગ કદાચ તેં જોયા હશે. તેમાં ત્રણ તો ૧૫ દિવસમાં પૂરા કર્યા છે. આ ગતિ બહુ સરસ ગણાય.

"દેવદાસને પાછો ઊથલો થયો હતો. પણ છેલ્લા ખબર મળ્યા છે તે ઉપરથી જણાય છે કે પાછો તાવ ગયો છે. ગોરખપુર અમલદારોની તેની માવજત બહુ સારી હતી એમ તે લખે છે. મારા કાગળ અત્યારે ચકડોળે ચડયા છે. આવતી ટપાલ તો ઠીક નિયમસર મળે છે, પણ હું લખું છું તે કાગળને રવાના થતાં સારી પેઠે ઢીલ થાય છે. એટલે મારા કાગળને પહોંચતાં વાર લાગે તો ચિંતામાં પડવાને કારણ નથી.

"ત્યાં તારો ખોરાક શો રહે છે, હજમ થાય છે, કસરત કેવા પ્રકારની મળે છે, વજન કેટલું રહે છે, ઊંઘ કેવી આવે છે, એ બધા ખબર આપજે. હમણાં વાચન શું રાખ્યું છે?

મારું ઉર્દૂ વાચન ઠીક ચાલી રહ્યું છે. થોડું થોડું હવે લખી શકાય છે. એ મને ગમે છે." (તા. ૨૫–૭–'૩૨)

અને આ છેલ્લું વાકય સહીની નીચે તેમણે ઉમેર્યું:

"તને ગાંડીવ રેંટિયો મળી ગયો કે? મહાદેવ યાદ આપે છે કે રેંટિયો તો તને મળી ગયાનું તેં લખ્યું હતું. મારી યાદશક્તિ હવે ખોખરી થઈ ગણાય. રેંટિયો ચલાવી શકે છે?"

બાપુ સાથે મારો પત્રવ્યવહાર ચાલતો હતો ત્યારે મને કલ્પના સરખી ન હતી કે તેમણે કારાગૃહમાં બેઠે બેઠે બ્રિટિશ સરકાર સામે બીજો સત્યાગ્રહ કરવાનો નિર્ણય કરી લીધો હતો. લંડનમાં તેમણે

હરિજન સંબંધી ભીષ્મપ્રતિજ્ઞા જાહેર કરી હતી કે, જો હરિજનોને હિંદુથી જુદા પાડી અલાયદો મતાધિકાર આપવામાં આવશે તો તેઓ પોતાના પ્રાણના ભોગે પણ તેનો વિરોધ કરશે. આનું સ્મરણ તેમણે યરવડા જેલમાંથી હિંદી વજીરને માર્ચ માસમાં કરાવ્યું. તેમના દિલમાં ચાલી રહેલ મંથનનો ઇસારો સરખો તેમણે કોઈ પત્રમાં કર્યો નહીં અને જગત તેનાથી સાવ અજાણ રહ્યું. બ્રિટિશ સરકારે એમની પ્રતિજ્ઞાની અવગણના કરી અને વડા પ્રધાને હરિજનોને અલાયદો મતાધિકાર આપવાનો ફેંસલો આપ્યો. આ પ્રગટ થતાં, બાપુએ ફેંસલો ન ફરે તો આમરણ ઉપવાસ કરવાનો પોતાનો નિર્ણય બ્રિટિશ સરકારને સ્પષ્ટ કરીને જણાવી દીધો અને ૨૦મી સપ્ટેમ્બરના દિવસથી ઉપવાસ શરૂ કરવાનું નક્કી કર્યું. બાપુ અને બ્રિટિશ સરકાર વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર જગત પાસે મુકાયો. મને એના ખબર છાપાં વાંચતાં પડ્યા. બાપુએ ઉપવાસ શરૂ કર્યો તે દિવસે અમે સૌએ ઉપવાસ કર્યો. મને એમની પાસે પહોંચવાની અને એમની સેવામાં હાજર થઈ જવાથી ઇચ્છા થઈ. હું બંધાઈને છૂટું[1] એ બાપુને કદી ન ગમે તો મારું બહાર નીકળવું નિરુપયોગી અને કલેશ કરાવનારું નીવડે. આ પરિસ્થિતિ ટાળવા બાપુને પુછાવી જોવાનો વિચાર મેં કર્યો; સુપરિન્ટેન્ડન્ટને એની વાત કરી અને તેમણે મારો તાર બાપુને મોકલાવ્યો. મારી શંકા સાચી પડી; બાપુને મારો વિચાર રુચ્યો નહીં. તેમણે તારથી જણાવ્યું :

> "તારે બહાદુર થવું જોઈએ. બંધાઈને છૂટવાની તજવીજ ન કરજે. જ્યાં દિલ મળ્યાં છે ત્યાં નજરેનજર મળવાની શી જરૂર? ઈશ્વરની ઇચ્છા મુજબ થાય તે થવા દે. પ્રેમ." (તા. ૨૦–૯–'૩૨)

અને તેમણે મને કાગળ પણ મોકલ્યો :

> "તારા તારમાંથી તારો ઉકળાટ જોઈ શકયો છું. મારો તાર પહોંચ્યો હશે. તને મેં જ્ઞાની કલ્પ્યો છે અને તેવો જ નીવડજે. મારા પગલાની નીતિ વિષે તને શંકા હોય તો લખજે. તને આ કાગળ વહેલો જ પહોંચાડશે ને જવાબ લખવાની રજા આપશે એમ પ્રબંધ કર્યો છે. તું જાણે છે કે તને મારી નીતિનો ચોકીદાર ગણું છું. એ તારો અધિકાર અને

૧. બંધાઈને છૂટવું એ અંગ્રેજી 'પેરોલ'નો ભાવાર્થ છે.

ધર્મ બરોબર બજાવજે. જો તને પગલું પસંદ પડ્યું હોય તો એ કેવળ ઉત્સવનો પ્રસંગ છે, એ તો સમજાઈ ગયું હોવું જોઈએ. મને પેટ ભરીને લખજે. તારામતિ અને છોકરાંઓને મળવા બોલાવું છું. (તા. ૨૧–૯–’૩૨)

આ કાગળ મને ૨૪મી તારીખે મળ્યો, અને પછી મહાદેવનો કાગળ આવ્યો :

"બાપુના ઉપવાસને પાંચમો દિવસ છતાં ઠીક શક્તિ છે. મારા તમારા જેવાની હિંમત હાથમાં ન રહે અને રોઈએ કકળીએ, પણ બાપુની અચળ શ્રદ્ધા એમને ટકાવી રહી છે. ઈશ્વરકૃપા હશે તો એક બે દિવસમાં બધું પતી જશે. તમને આ કાગળ બાપુના તરફથી જ લખું છું, એટલે આનો જવાબ આપવાની પરવાનગી પણ તમને ઇન્સ્પેક્ટર જનરલ સાહેબની ત્યાંના અધિકારીઓને સૂચના સાથે જાય છે જ." (તા. ૨૪–૯–’૩૨)

અને બાપુએ તારામતિને પણ કાગળ લખ્યો :

"તારો કાગળ મળ્યો છે. મારા અનશનનું દુઃખ નથી માનવાનું. તેને બદલે રાજી થવું કે ઈશ્વરે મને આવા ત્યાગની મતિ સુઝાડી છે. એક દહાડો દેહ તો છોડવાનો જ છે. પણ દુઃખીને નિમિત્તે છૂટે એના જેવું બીજું શું શુભ ગણાય? માણસ ખાતાં પીતાં પણ મરે જ છે ના? જો ઈશ્વરને મારી પાસેથી હજુ સેવા લેવા હશે તો બધા સંજોગો પેદા થશે ને હું બચી જઈશ. જો મારો સમય પૂરો થયો હશે તો કોઈ પણ રીતે બચવાનો આરો નથી જ.

"આ કાગળનો ભાગ મથુરાદાસના કાગળમાં નાખજે. મારું ગમે તે થાય, હું જાણું છું કે મથુરાદાસ મારું કામ શોભાવશે જ. તું તેને મદદ કરજે.

"દિલીપને આજે નોખો કાગળ નહીં લખું. બીજા બહુ લખવાના છે." (તા. ૧૮–૯–’૩૨)

સમજૂતીનું કામ વેગથી ચાલ્યું; હિંદુ અને હરિજન વચ્ચે કરાર થયા અને બ્રિટિશ સરકારે પોતાના ફેંસલામાં યોગ્ય ફેરફાર કર્યા. સાતમે દિવસે બાપુએ પારણાં કર્યાં અને અસ્પૃશ્યતાનિવારણ સંબંધી નવો યુગ શરૂ થયો. બાપુનો બીજો કાગળ મને એક મહિનો રહી મળ્યો :

"તારા કાગળ બેય મળ્યા છે. હવે તો ખરું જોતા કોઈ એવું જાણીતામાંથી નથી રહ્યું કે જેના આશીર્વાદ અનશનને ન મળ્યા હોય. અહિંસાનું એ અંતિમ શસ્ત્ર છે એમાં શંકા નથી. તેનો દુરુપયોગ થઈ

રહ્યો છે ને વધારે થાય એ પણ સંભવ છે. છતાં એના દુરુપયોગમાંયે ખૂબી ભરી છે. એ કેવળ દુરુપયોગ કરનારને જ ઈજા પહોંચાડી શકે. અને તે પણ ઊંડે વિચારીએ તો થોડી જ. હેતુ શુભ હોય તો આત્મા કલુષિત ન થાય, દેહને જ ઈજા પહોંચે. વળી એવો દુરુપયોગ ઘણાથી તો થઈ જ ન શકે. ઉપવાસની યાતના ભોગવવા કેટલા તૈયાર થાય?

"મને શક્તિ સરસ રીતે આવી રહેલ છે. બે રતલ દૂધ ને પુષ્કળ નારંગી, મોસંબી, દ્રાક્ષ કે દાડમનો રસ લઉં છું. દૂધી કે ટમાટાનો રસ પણ લઉં છું. વજન ઘટીને ૯૩ાા લગી ગયું હતું. પાછું ૯૯ લગી ચડી ગયું છે. દિવસમાં દોઢ કલાક ફરી શકું છું. કાગળો ઠીક લખી શકું છું. એટલે લગભગ અસલ શક્તિને પહોંચ્યો છું એમ કહેવાય. ૨૦૦ તાર ઓછામાં ઓછા લગભગ ૪૫ આંકના કાંતું છું. આમાં બહુ થાક પણ જણાતો નથી. એટલે મુદ્દલ ચિંતાનું કારણ નથી.

"તારામતિ છોકરાંઓને લઈને મળી ગઈ. આ વખત તારામતિએ ઠીક પ્રગતિ કરી લાગે છે. છોકરાં તો બન્ને સુંદર હતાં. દિલીપ મને લખ્યા કરે છે. તારામતિના કાગળ નિયમસર આવે છે.

"બાને દિવસના મારી સેવામાં રહેવાની છૂટ છે. દેવદાસને મળી જવાની છૂટ છે. તબિયત હવે ઠીક થઈ ગઈ કહેવાય. હજુ નબળો લાગે છે.

"ઉપવાસમાં શારીરિક વ્યથા તો ભોગવી, પણ શાંતિરસના ઘૂંટડા પીધા.

"તારી તબિયત સારી રહેતી હશે." (તા. ૧૮–૧૦–'૩૨)

આ પછી બાપુના બીજા પત્રો આવ્યા તેમાંથી એક જ સચવાઈ રહ્યો છે :

"તારો કાગળ આ વખતે સારી પેઠે મોડો મળ્યો છે. મારા લખાણમાંયે શું કામ છેકા ન આવે?[1] કેદી તે કેદી જ.

"गीतारहस्य નું રહસ્ય તેં લખી નાખ્યું એ તો સારું જ કર્યું. . . . મારા જોવાનું તો જે થાય તે ખરું. અત્યારે હું હરિજનકામમાં

---

૧. આ પત્ર નથી જળવાયો. હું જેલમાંથી છૂટ્યો ત્યારે બાપુએ મને લખ્યું :

"તને જેલમાં મારા જે કાગળો મળેલા તે જો તેં સાચવ્યા હોય તો જેમાં અધિકારીઓ તરફથી છેકભૂંસ થઈ હોય એવા તારી સાથે લેતો આવજે." (તા. ૧૯–૧–'૩૩)

મેં એમને પત્ર આપ્યો તે મારા હાથમાં પાછો ન આવ્યો.

એટલો બધો ખૂંચેલો છું કે બીજાં કામને ભાગ્યે જ પહોંચી વળાય. તારા જેવાના લાંબા લાંબા કાગળ લખવાના કોડ હાલ પૂરા ન પાડી શકાય.

"ગુરુવાયુર વિષે જો મારા બધા લેખો તારા વાંચવામાં આવ્યા હોય તો એ વિષે શંકા ન રહેવી જોઈએ. ટૂંકમાં તો આટલું જ છે: કેલાપ્પન મરવાની અણી ઉપર હતા, મારા કહેવાથી તેણે ઉપવાસ છોડચો, છોડવાનો ધર્મ હતો; પણ છોડાવનારને નવો ધર્મ પેદા થયો, એટલે જો કેલાપ્પનને નીતિ અર્થે ઉપવાસ કરવો પડે તો મારે જોડાવું પડે. કેલાપ્પનને કરવો પડશે કે નહીં એ હજુ જોવાનું છે.

"આ વખતે તેં તારી તબિયતને વિષે કાંઈ જ નથી લખ્યું એ ઉપરથી સમજું છું કે સારી જ છે.

"ઉપવાસમાં પ્રવેશ કરતી વખતે મારું જે વજન હતું તે બધું મેળવાઈ ગયું છે. અમારી બધાની તબિયત સારી છે. તારા હાથનું કવર મને નથી મળ્યું. સામાન્ય રીતે કાગળો કવરમાંથી કાઢીને જ આપવામાં આવે છે" (તા. ૨૧-૧૧-'૩૨)

બાપુના ઉપવાસ પૂરા થયા અને ચાર દિવસમાં જ જેલના દરવાજા મિત્રો માટે પાછા બંધ થઈ ગયા. બાપુને મન ઉપવાસ પતવાથી હરિજનકાર્ય પત્યું એવું ન હતું. ઉપવાસથી એક રીતે એ નવીન રૂપે શરૂ થયું અને કેદમાંથી તે ચાલુ રાખવાનું એમણે તાત્કાલિક કર્તવ્ય લેખ્યું. તેમણે સરકાર સાથે પત્રવ્યવહાર કર્યો અને એક મહિનાને અંતે હરિજનકાર્ય માટે જોઈતી સગવડ એમને મળી. જગત જોડે એમનો સંપર્ક મર્યાદિત રીતે ફરીને સ્થપાયો.

દેશમાં સત્યાગ્રહની લડત ચાલુ રહી, પણ તેની ગતિ ધીમી પડતી ગઈ.

## ૧૯

# હરિજનબિલ

૧૯૩૩ની સાલના નવમા દિવસે હું બેલગામ જેલમાંથી છૂટચો; મુંબઈ આવતાં પૂને રોકાયો અને બાપુને જેલમાં મળ્યો. અમારું મળવાનું એક વર્ષ પછી થયું. એમને હરિજનકાર્ય માટે મળવું સહેલું હતું અને ઉપવાસ પછી અઠવાડિયે અઠવાડિયે લેવાતી મુલાકાત પણ પાછી શરૂ થઈ હતી. મેં આ વખતે આ બીજા પ્રકારની મુલાકાત લીધી. બાપુ બીજા સ્નેહીઓને પહેલાં મળ્યા અને પછી મને મળ્યા; આથી મને મોડું થયું અને બપોરની ગાડીમાં હું મુંબઈ જઈ ન શકચો. મારે જમવાનું પણ હતું. હું ભૂખ્યો છું એ તેમણે જાણ્યું ત્યારે ફળ દૂધ મને આપવાની ઇચ્છા કરી; પણ જેલના નિયમ પ્રમાણે એમ ન થઈ શકે એમ જેલરે કહ્યું, એટલે બાપુએ એ વિચાર છોડી દીધો. હું બીજે દિવસે સવારે મુંબઈ પહોંચ્યો. એ પછી હું વારંવાર એમને મળવા પૂના જતો.

મેં જેલમાં ત્રીસ રતલ વજન ગુમાવ્યું તે મુખ્ય કરીને ખોરાક ઓછો કરવાના કારણે હતું; પણ સામાન્ય રીતે મારું આરોગ્ય ઠીક જળવાયું. જેલમાં જીવન નિયમિત રહેતું અને હરફરનો અને કામકાજનો શ્રમ ન રહેતો, એથી શરીરને આરામ ઠીક મળતો. બહાર આવીને મેં પ્રવૃત્તિ શરૂ કરી અને તેની અસર તબિયત ઉપર જણાવા લાગી. મારે તબિયતની કાળજી રાખવાની જરૂર ઊભી થઈ અને હવાફેર માટે મારે ક્યાંક જવું જોઈએ એવું બાપુને થયું. પણ દિલીપ શાળામાં ભણતો હતો એટલે તરત નીકળાય એમ ન હતું. આ સંબંધમાં તેમણે મને લખ્યું:

> "દેવલાલી અથવા જે સ્થળ તેં પસંદ કર્યું હોય ત્યાં જલદી જતો રહે એ બહુ આવશ્યક છે. નિશાળ કરતાં દિલીપને તું વધારે જ શીખવશે એ ખાતરી રાખજે." (તા. ૧૮-૪-'૩૩)

બાપુનો વિચાર હું ગ્રહણ ન કરી શક્યો; મેં બહારગામ જવાનું લંબાવ્યું, અને મુંબઈમાં રહેતાં રહેતાં તબિયત સચવાય તેટલી સાચવી લીધી.

બાપુ જેલમાંથી હરિજનપ્રશ્ન વિષે પોતાના વિચારો દેશ પાસે સતત મૂકતા રહ્યા. દિલ્હીની મધ્યસ્થ ધારાસભામાં હરિજન સંબંધી બે બિલ રજૂ થયાં : એક હતું અસ્પૃશ્યતાનિવારણ માટે અને બીજું હતું હરિજનના મંદિરપ્રવેશને લગતું. આ બે બિલને પંડિત મદનમોહન માલવિયાજીનો ટેકો મળે તો કામ સરળ થાય એમ મનાતું હતું. બાપુ સાથે વાત કરીને પંડિતજીને મળવા હું અલ્લાહાબાદ ગયો; પણ તેમણે બાપુના વિચારને ઉત્તેજન ન આપ્યું. બાપુનો મારા પર પત્ર આવ્યો :

"પંડિતજીનો કાગળ મળી ગયો છે. નિરાશાજનક છે. છતાં મારે સારુ તો પ્રસાદીરૂપ જ છે. હું પણ મળી જ જવાનો તાર કરું છું. . . . જો પંડિતજી ન આવે તો તું ત્યાં પહોંચે એ કદાચ જરૂરનું હોય.

"મારા ઉપવાસ[૧] વિષે તું નિશ્ચિંત રહે. હું તપાસ કરી રહ્યો છું. એક પણ પગલું વિચાર વિના નહીં જ લઉં. તમને બધાને હમેશાં ઘૂંટડો ન ઉતારી શકું એ બને. મને સાચો રહેવા દેજો. જે દિવસે હું ખોટો થઈશ તે દિવસે હું પડયો એમ સમજવું. 'ખોટો' એટલે જે સત્ય લાગ્યું તેને ન અનુસરનારો.

"મને જે શોક અપાય છે તે ડાયાથમી[°] જ છે પણ તેમાંથી કંઈ ફાયદો નથી. અહીંનો વડો દાક્તર તો કહે છે એ ઘડપણની એક નિશાની છે. આ કલ્પના નાખી દેવા જેવી નથી. અને એ જ હોય તો તેનો ખેદ પણ શો કરવો હોય? તેનો ઉપાય સાદું જીવન ને તે તે ભાગને ઓછો પરિશ્રમ. . . ." (ય. મં., ૧૨–૨–'૩૩)

પંડિતજીના વિચાર પ્રગટ થયા અને બાપુએ મને જણાવ્યું :

"તારો કાગળ મળ્યો. તું હરિજન ઉપરથી જોશે કે હવે પંડિતજી પાસે ખાસ જવાની જરૂર જોતો નથી. ભેદ હતો તે ભલે બહાર નીકળ્યો. . . ." (તા. ૧૭–૨–'૩૩)

---

૧. ગુરુવાયુર સંબંધી.

બે બિલમાંથી અસ્પૃશ્યતાનિવારણનું બિલ પંડિતજી કબૂલ કરે તોય ઘણી પ્રગતિ થતી લેખાય, એવી દલીલ મેં બાપુ પાસે કરી. તેમણે મને લખ્યું :

"બીજા બિલમાં પણ બળાત્કાર છે એમ ન કહેવાય; કેમ કે ઘણા હિંદુ જ્યાં તૈયાર થાય ત્યાં બળાત્કાર કેમ ગણાય? વળી મેં જે સમાધાની સૂચવી છે તેનો અમલ પણ થઈ શકે. આમ છતાં પહેલું બિલ જો કબૂલ થાય તો મને બીજાની કંઈ જ જરૂર નથી. બીજું તો સનાતનીને ખાતર લાવ્યા છે. માલવીજીને પહેલું તો પસંદ નથી એમ મારી સમજ છે, પણ પહેલું કબૂલ કરાવી શકાય તો તું અવશ્ય તજવીજ કર. . . . બિલ વિષે વધારે સમજવું હોય તો આવજે." (૨૧-૨-'૩૩)

આ વાંચતાં મેં બાપુનું ધ્યાન પંડિતજીના તાર તરફ ખેંચ્યું. તે **હરિજન** માં છપાયો હતો. તેમાં એનો અભિપ્રાય એવો હતો કે, પહેલું બિલ સંભાળીને તપાસવું જોઈએ; મંદિરપ્રવેશ વિષેનું બીજું બિલ તો પડતું જ મેલવું જોઈએ. આ ઉપરથી મેં એવું અનુમાન કર્યું કે,

"પંડિતજીનો અણગમો બીજા બિલ વિષે છે. પણ પહેલા અને નાના બિલનો વિચાર કરવા પંડિતજી તૈયાર છે."

બાપુનો જવાબ આવ્યો:

"તારો કાગળ આજે જ મળ્યો. મારી તો સલાહ છે કે તારે બનારસ જવું. આપણો ધર્મ છે કે માલવીજીને વિનયપૂર્વક સમજાવવું. સમજે ન સમજે એ આપણે હસ્તક નથી. તેમના તારનો અર્થ તું કરે છે એ બરોબર છે. એ તાર પ્રમાણે વિચારને અને દલીલને અવકાશ છે." (તા. ૨૬-૨-'૩૩)

બાપુની ઇચ્છાનુસાર હું બનારસ પહોંચ્યો. પંડિતજીએ મારા પ્રતિ ખૂબ માયા બતાવી અને ખૂબ વાતો કરી. બનારસ હિંદુ યુનિવર્સિટીનાં મકાનો ચણાતાં હતાં તેમાંના એકમાં અમે ફરતા ફરતા પહોંચ્યા અને એકાંતમાં એમણે પોતાના વિચાર મને કહ્યા. મેં એની નોંધ બનારસમાં જ કરી લીધી અને એમને બતાવી. એમાં એમણે કેટલાક સુધારા કર્યા અને સુધારેલી નોંધ લઈ હું ત્યાંથી રવાના થયો. મુંબઈ આવી હું પૂના ગયો. બાપુને બધી વાત કરી અને નોંધ બતાવી. પંડિતજીને કાયદાની મદદ લેવી રુચી નહીં અને અસ્પૃશ્યતાનિવારણમાં કાયદો નડતર કરે છે એ એમના મનમાં વસ્યું નહીં. બાપુ કેદી હતા;

તેઓ પંડિતજીને મળવા જઈ શકે એમ ન હતું અને પંડિતજી નબળી તબિયતને લઈ પૂના ન જઈ શકયા. બન્નેના વિચાર એક ન થયા.

જેલમાં બાપુને રાતે કોટડીમાં પૂરવામાં નહોતા આવતા. એમને આકાશદર્શન કરવું બને એવું હતું અને એમાં એમને રસ આવતો. એમણે ટેલિસ્કોપની ઇચ્છા કરી; સરકારે તેની રજા આપી. લેડી પ્રેમલીલા બહેનને ત્યાં મોટો અને સરસ ટેલિસ્કોપ હતો તે બાપુને મોકલવા માટે મેં એમની જોડે વાત કરી અને એમણે તરત મોકલી આપ્યો. બાપુએ રાત્રિના આકાશનો અભ્યાસ શરૂ કર્યો.

હું એમને મળતો રહું એવું બાપુ ઇચ્છયા કરતા. મારા પર કાગળ આવ્યો:

> " . . . શુક્રવારે કુટુંબમાં મેળાપનો દિવસ છે. . . .ને ખાસ આવવું છે. તારે પણ આવવું હોય તો તે દિવસે આવજે. દિલીપને હરિજનનો પાઠ શીખવજે. એને તારો સહવાસ જોઈએ. [illegible]રામતિએ શિક્ષિકા થવું જોઈએ." (તા. ૨૮-૩-'૩૩)

મુલાકાત ૩૧મી તારીખે થઈ. મેં આ વખતે નવો જ અનુભવ કર્યો. બાપુ સૌમ્ય હતા. આવેશ કે રોષ એમના ચહેરા ઉપર કે વચનમાં ક્વચિત જ દેખાતા અને દેખાતા તોય તે ઝટ શમી જતા. તેમણે મળવા આવનારામાં એક જણની સખત ઝાટકણી કાઢી. તે ચૂપ જ થઈ બેઠો. બાપુનો ચહેરો અને અવાજ બાપુના ન લાગ્યા. આવા રૂપમાં મેં એમને કોઈ વાર જોયેલા નહીં.

બાપુ 'કુટુંબમેળાપ' સુપરિન્ટેન્ડન્ટ કે જેલરની ઑફિસમાં કરતા; હરિજન સંબંધી મેળાપ પોતાના રહેવાના ચોકમાં કરતા. ચોકમાં મળવું એટલે જેલની અંદર મળવું અને ત્યાં નિરાંતે રોકાઈ શકાતું. ઑફિસે થતી વાતચીતમાં અધિકારી હાજર રહેતો; ચોકમાં થતી મુલાકાતમાં કોઈ સાંભળવા ન બેસતું. મુલાકાત બાબતમાં બાપુ અધિકારીઓને સદા નિર્ભય રાખતા. તેમનું જેલજીવન ગોઠવાઈ ગયું હતું તે મુજબ ચાલ્યા કરતું હતું. પરંતુ તેમના અંતરમાં ઊહાપોહ ચાલ્યા કરતો તેની જાણ તેમને મળવા જનારને ન થતી. એપ્રિલ

માસમાં હું એમને બે વાર મળ્યો પણ એમની સાથેની વાતચીતમાં ચમકાવે એવો એકે ઉદ્‌ગાર મેં સાંભળ્યો નહીં. મહિનાની આખરમાં તેમણે ૨૧ દિવસના ઉપવાસ કરવાનો નિર્ણય કરીને સૌને સ્તબ્ધ કરી દીધા.

## ૨૦

# ઉપવાસ

બાપુને મન આશ્રમ એ પોતાના આદર્શોની આરસી હતી. તેને વિશેષ તેજસ્વી કરવાના વિચાર એમને આ દિવસોમાં આવ્યા કરતા. પોતાની આત્મશુદ્ધિ કેમ વધતી રહે એના વિચાર તેઓ કર્યા કરતા. હરિજન પ્રતિ જૂના વિચારવાળાઓના વલણથી એમને કચવાટ થયા કરતો અને આમ એમના અંતરમાં આંદોલન ચાલ્યાં કરતાં હતાં. એ સૌનો ઉપાય એમના મતે ઉપવાસ હતો અને તેના વિચારમાં એમનું મન દોડ્યા કરતું. પરંતુ એમના સાથીઓએ પણ દિવસો સુધી એ ન જાણ્યું.

ઠક્કરબાપા હરિજન સેવક સંઘના મંત્રી હતા. તેમણે ડિસેમ્બર માસમાં 'હરિજનદિન' ઊજવ્યો અને ફરીને આ સમયમાં બીજો દિવસ ઊજવવાની ઇચ્છા કરી. બાપુને એ વાત તરત મનમાં ઊતરી નહીં. પણ બાપાએ એમને પોતાના મતના કરી લીધા અને એ માટે ૩૦મી એપ્રિલનો દિવસ નક્કી થયો. આને લઈ બાપુના દિલમાં પોતાના કર્તવ્ય વિષે ઊહાપોહ શરૂ થયો. તેમનાથી જે કરાય તે જેલ બેઠે કરાય એવું હતું. તેમનું મન ઉપવાસ તરફ વળ્યું. તેમણે ખૂબ મનોમંથન વેઠ્યું, ઊંઘ ખોઈ; અંતે ૨૧ દિવસના ઉપવાસ કરવાની સ્ફુરણા સ્પષ્ટ રીતે તેમને થઈ અને તે મુજબ તેમણે નિશ્ચય કરી લીધો. તે વિષે નિવેદન લખી તૈયાર કર્યું અને સરદારને વાંચવા આપ્યું, પણ તેની ચર્ચા ન ઇચ્છી. તેમણે મે માસની આઠમી તારીખ ઉપવાસના

આરંભ માટે ઠરાવી. મિત્રોએ એમને તાર-કાગળથી વારવા પ્રયત્ન કર્યો; કેટલાક યરવડા ગયા. રાજાજી અને દેવદાસે વિવિધ રીતે ચર્ચા કરી; પણ કોઈ એમને ડગાવી શક્યું નહીં. એમની વિચારશ્રેણી સમજવા હું પણ એમની પાસે જઈ આવ્યો. તેઓ ઉપવાસ કરે ત્યારે મારે પૂના રહેવું એવો વિચાર મેં કર્યો અને મુંબઈ આવી પૂનામાં લાંબો વખત રહેવાની તૈયારી કરી. હું ચોથી મેને રોજ પૂના ગયો અને દેવદાસ સાથે પર્ણકુટીમાં વસ્યો. બાપુએ નિયત કરેલે દિવસે, નિયમ મુજબ આહાર કરી લીધો અને મધ્યાહ્ન કાળે ઉપવાસ શરૂ કર્યો. તે સંબંધી તેમનું નિવેદન ક્યારનું પ્રગટ થઈ ચૂક્યું હતું. ઉપવાસ કોઈના કારણે ન હતો કે કોઈ પાસે કંઈ કરાવવા માટે ન હતો; પણ પોતાની આત્મશુદ્ધિ વધારવા અને હરિજનકાર્ય માટે વિશેષ લાયક બનવા સારુ હતો. સરકારને એની સાથે સંબંધ ન હતો. બાપુ ઉપવાસ જેલમાં કરે કે બહાર એ એક પ્રશ્ન તેને વિચારવાનો હતો. ઉપવાસ શરૂ થતાં એમને છોડી મૂકવાનો સરકારી નિર્ણય થયો અને વ્રતના પહેલા જ દિવસની રાતે બાપુ બિનશરતે છૂટ્યા. કદી સરકાર એમને છોડે તો તેમણે પર્ણકુટીમાં રહેવું એવી ગોઠવણ પહેલેથી થઈ હતી; એટલે, સરકારી અમલદારો એમને પર્ણકુટીમાં મૂકી આવ્યા.

બાપુ પર્ણકુટીમાં પહોંચ્યા અને હોલની પાછળના વરંડામાં આરામખુરશીએ બેઠા. તેમણે તરત પ્રજા જોગ નિવેદન લખાવ્યું. લખાવતાં લખાવતાં એમને સવિનય અનાદરની લડત ચાર છ અઠવાડિયાં મુલતવી રાખવાનો વિચાર આવ્યો, પણ એ પગલું તો કૉંગ્રેસના પ્રમુખથી જ લેવાય, એટલે તેમણે એ વસ્તુ ભલામણ રૂપે લખાવી. શ્રી અણે આ સમયે કૉંગ્રેસના પ્રમુખ હતા અને પૂનામાં હતા. બાપુએ નિવેદન શ્રી અણેને બતાવ્યા પછી પ્રગટ કરવાનું મને કહ્યું. મેં પ્રમુખને ખબર આપી ને તેઓ શહેરમાંથી આવવા નીકળ્યા. તેઓ આવે તેટલામાં રિપોર્ટરો અધીરા થયા. મારે બાપુની સૂચના મુજબ વર્તવાનું હતું. હું ઢીલો ન થયો. મેં શ્રી અણેની વાટ જોઈ. તેઓ આવ્યા; તેમણે નિવેદન જોયું, વિચાર્યું અને તેમની અનુમતિ મળી ત્યારે મેં રિપોર્ટરોને

આપ્યું. તેમણે પણ બાપુની સૂચના માન્ય રાખી અને લડત છ અઠવાડિયાં મોકૂફ રાખી.

બાપુએ એકવીસ દિવસના ઉપવાસ પર્ણકુટીમાં પૂરા કર્યા અને શક્તિ મેળવવા બીજાં સાત અઠવાડિયાં ત્યાં રહ્યા. હું પણ એમની સાથે અઢી માસ રોકાયો અને વિવિધ રીતે એમને ઉપયોગી થવા તત્પર રહ્યો. હું એમનો પત્રવ્યવહાર સંભાળતો અને આવકજાવકનો હિસાબ રાખતો. શ્રીમતી સરોજિની દેવી શરૂઆતથી જ બાપુ સાથે હતાં. બાપુને કોઈ પજવે નહીં એ તેઓ જોતાં, ચોકી રાખતાં અને તેમાં મારો સાથ મેળવી લેતાં. હું એને ફોઈબા કહી બોલાવતો થયો અને એ સંબોધન મેં લખવા બોલવામાં જારી રાખ્યું. થોડાક દિવસ રહી બા આવ્યાં અને પછી રાજાજી આવ્યા. બાપુની સેવામાં કેટલાક સાથીઓ રોકાયેલા રહેતા તે પર્ણકુટીમાં રહેતા. અનેક નિકટના મિત્રોની આવજા ચાલુ રહેતી, પણ તે બધા મોટે ભાગે શહેરમાં ઊતરતા.

બાપુ ઉપવાસ કરતા હતા પણ માંદા ન હતા. પરંતુ ડૉક્ટર-મિત્રોએ એમના શરીરની કાળજી રાખવી શરૂ કરી દીધી. તેઓ ચાર ચાર દિવસે મળતા, બાપુને તપાસતા, સૂચનાઓ કરતા અને એમની તબિયતના ખબર પ્રગટ કરતા. ઉપવાસના આરંભના અઠવાડિયામાં જ દાક્તર દેશમુખે 'વિશી વૉટર' લેવાની ભલામણ કરી. એનો બાપુએ સ્વીકાર કર્યો, પણ તે પહેલાં તે સંબંધી ઘણા પ્રશ્નો બાપુએ પૂછી કાઢ્યા; અને એમને ખાતરી થઈ કે, તે કેવળ કુદરતી અને ઝરાનું પાણી જ છે, તેમાં કોઈ ચીજ મેળવવામાં નથી આવતી, ત્યારે જ તેઓ તે પાણી પીવાને કબૂલ થયા અને પછીથી તેમણે સિંહગઢનું પાણી પણ લેવાનું રાખ્યું. દાક્તરોએ પત્રવ્યવહાર અને મુલાકાત બંધ કરવાનો ખાસ આગ્રહ કર્યો; તેનું પાલન બરોબર થયું અને બાપુની શક્તિ કોઈ પણ કારણસર નિરર્થક ન ખર્ચાય એ વિષે ચીવટ રાખવામાં આવી.

બાપુને મન એ ત્રણ અઠવાડિયાં આધ્યાત્મિક પ્રગતિ કરવાનાં હતાં. એમની ઇચ્છાથી રોજ સવારે આખી ગીતાનું પારાયણ એમની

સમીપ થતું. થોડાક દિવસ રહી બપોરે એમની પાસે રામાયણ અને ભાગવતનું વાચન શરૂ થયું. નિત્યની પ્રાર્થના તો ચાલુ જ હતી. તેમણે પોતે પોતાનું ચિત્ત સંસારના પ્રશ્નોમાંથી ખેંચી લીધું હતું, છાપાં વાંચવાં મૂકી દીધાં હતાં, અને કેવળ રામનામમાં મન પરોવી દીધું હતું. પત્ર પણ ભાગ્યે જ કોઈને લખાવતા. તેઓ વિશેષ ને વિશેષ અંતર્મુખ રહેવાનું કરતા. ઉપવાસમાં એમને હેબકા બહુ આવતા; એનો શ્રમ એમને બહુ લાગતો અને કષ્ટ થતું; છતાં એ પણ શાંતિથી સાંખી લેતા. તેમનું શરીર ઘણું કૃશ થઈ ગયું અને શક્તિ આવતાં ધારવા કરતાં વધારે સમય ગયો. છતાં પોતે તો વ્રતજનિત શાંતિ મેળવી લીધી.

બાપુ છૂટચા ત્યારે મહાદેવ જેલમાં હતા; દશ બાર દિવસ રહી તે છૂટચા અને બાપુ પાસે આવ્યા. બાપુએ એમને આશ્રમની શુદ્ધિ વધારવાનું કાર્ય સોંપ્યું અને સાબરમતી રવાના કર્યા. આજ્ઞાંકિત સેવકની જેમ તે તરત ગયા. મારા પર એમનો એક પત્ર આવ્યો તેમાં તેમણે પોતાનું દિલ ભાવપૂર્વક ઠાલવ્યું :

> "સવારથી તે મધરાત સુધી વાતો કરવામાં જ સમય જાય છે. . . . પરિણામ શું આવી રહ્યું છે તે નથી કહી શકતો. પણ બધું શુભ પરિણામ જ આવશે એવી આશા રાખીએ. મારી આવવાની ત્યાં ઉતાવળ તો નથી જ ના? બાપુને કે તમને મારી શી જરૂર હોય? કે રાજાને પણ? અહીં મારું પતે એટલે નીકળીશ. . . .
>
> "બાપુ કાંઈ પૂછે તો આટલું તેમને કહેજો :
>
> "'મારી જિંદગીમાં પ્રથમ વાર ચોવીસે કલાક સત્યની શોધમાં અને આત્મમંથનમાં ગાળી રહ્યો છું. આપને લાયક થવાને જન્મો જોઈશે. આપને દગો ન દઉં એટલું ભગવાન કરે એટલે બસ છે હું અહીં રહીશ કે ત્યાં હઈશ કે ક્યાંક અદૃશ્ય થઈશ, તો તે આપની આજ્ઞાને જ વશ થઈને થાય છે એમ ખચીત માનજો." (આશ્રમ; તા. ૨૩-૫-'૩૩)

મહાદેવ ત્રણ ચાર દિવસ રહી પૂના આવ્યા અને પછી બાપુ સાથે જ રહ્યા.

શરીર બહુ ઘસાઈ જાય ત્યારે કદી કદી બીજાનું લોહી આપવાથી ટકાવી શકાય, એ વસ્તુનો વિચાર દાક્તરોને બાપુના સંબંધમાં આવ્યો.

આ માટે જરૂરી તૈયારી થઈ, પણ એની યોગ્યતા મારા મનમાં ન વસી. બાપુ વિષે એનો વિચાર કરવાનો પ્રસંગ ન આવ્યો. તેઓ વાતચીત કરતા થયા ત્યારે આની વાત એમને કરવામાં આવી. તેઓ એ જાણી નાખુશ થયા; તેમને કોઈનું લોહી લઈ જીવન ટકાવવું ગમતું નહીં; અને તેમણે અમે સૌ હાજર હતા તેને ખાસ ચેતવણી આપી રાખી કે કદી ભવિષ્યમાં પોતે બેહોશ હોય અને લોહી આપવાની જરૂર દાક્તરોને લાગે તોપણ તેમ ન કરવું.

દાક્તર જીવરાજ આ અરસામાં વિજાપુર જેલમાં હતા. બાપુના ઉપવાસની વાત તેમણે સાંભળી ત્યારે બંધાઈ ને છૂટી આવવાની ઇચ્છા કરી. પણ મેં બાપુનો વિચાર ધ્યાનમાં રાખી એમને રોકયા અને એમણે આવવાનો વિચાર માંડી વાળ્યો. અનેક નિકટના સાથીઓ જેલમાં હતા; તેઓ પોતા સાથે પત્રવ્યવહાર કરી શકે એવી ગોઠવણ બાપુએ ઇન્સ્પેકટર જનરલ સાથે કરી હતી; એટલે દાક્તર બાપુ વતી મારા કાગળ મેળવતા અને બાપુ માટે મને મોકલતા.

અંતે ઉપવાસની છેલ્લી સાંજ આવી અને પારણાંની તૈયારી થઈ. વ્રત પૂરું થાય તે વખતે થોડાક મિત્રો હાજર રહે એવી ગોઠવણ થઈ. પ્રાર્થના સંબંધી મેં બાપુને પૂછ્યું ત્યારે તેમણે ધ્રૂજતા હાથે અને મોટા અક્ષરમાં મને લખી કહ્યું :

> "કાલે ઈશાવાસ્ય નહીં ચાલે, તેને બદલે શુદ્ધોઽથ બુદ્ધોઽથવા રાખવું અને અમીય અથવા મહાદેવ ટાગોરનું ગાય. એ ભજનાવલિમાં શ્લોક છે. મહાદેવ જાણે છે. શું ગાય એ મારે નથી જેવાનું." (તા. ૨૮–૫–'૩૩)

૨૯મી તારીખે બરોબર ૧૨ વાગ્યા ત્યારે પ્રાર્થના થઈ; બાપુએ હાજર રહેલા મિત્રોને ઉદ્દેશી બે શબ્દ ધીમે અવાજે મહાદેવને લખાવ્યા અને મહાદેવે તે વાંચ્યા. બાએ બાપુને રસનો પ્યાલો આપ્યો અને બાપુએ પારણાં કર્યાં.

ઉપવાસને લઈ લડત છ અઠવાડિયાં મુલતવી રહી, પણ તે દરમિયાન બાપુ જોઈતું આરોગ્ય મેળવી શકયા નહીં એટલે બીજાં છ અઠવાડિયાં મોકૂફ રહી અને તેની મુદ્દત જુલાઈ માસની આખર તારીખ સુધી લંબાઈ. બાપુ તે દરમિયાન ધીમે ધીમે આરોગ્ય મેળવતા થયા. તેમણે

દેશની પરિસ્થિતિ જાણવાની ઇચ્છા કરી અને કૉંગ્રેસના પ્રમુખે બાપુ સાથે મસલત કરી કેટલાક કૉંગ્રેસીઓને પૂના નોતર્યા. જુલાઈ માસની ૧૨મી તારીખે પરિષદ મળી અને ત્રણ દિવસ ચાલી. તેમાં સત્યાગ્રહની ઉપયોગિતા વિષે શંકા અને બાપુની દોરવણી વિષે નિરાશા વ્યક્ત થઈ અને લડત બંધ કરવાના વિચાર પણ જણાયા. કોઈ પણ જાતની સમાધાની કર્યા વિના લડત ખેંચી લેવાનો વિચાર બાપુને રુચ્યો નહીં. તેમાં સરકારને નમવા જેવું અને ધ્યેય-નેમ છોડી દેવા જેવું લાગ્યું. બાપુએ વાઇસરૉયને મળવું અને શાંતિનો માર્ગ શોધવો એવો ઠરાવ પરિષદે કર્યો. પણ જ્યાં સુધી લડત બંધ ન થાય ત્યાં સુધી વાઇસરૉયે બાપુને મળવાની ચોખ્ખી ના પાડી અને સમાધાનીનો માર્ગ સરકાર તરફથી બંધ થયો.

વાઇસરૉયની ના આવી ત્યારે પરિષદ વીખરાઈ ગઈ હતી, પરંતુ કારોબારી સમિતિના કેટલાક સભ્યો પૂનામાં હતા. બાપુએ તેમની સાથે મસલત કરવા વિચાર કર્યો અને પર્ણકુટીમાં મળવાનું મન કર્યું. કારોબારી સમિતિ ગેરકાયદે હતી, પણ તેના સભ્યોને મળવાની મનાઈ ન હતી. છતાં તેઓ તો સવિનય અનાદરની લડતની ચર્ચા કરવા ભેગા થવાના હતા, એટલે બાપુએ આ સંબંધી લેડી પ્રેમલીલા બહેનનો વિચાર પ્રથમથી જાણી લેવો જરૂરનો લેખ્યો. મેં બાપુની ઇચ્છાથી એમની જોડે વાત કરી જોઈ અને સભ્યો મળે એ વિષે એમણે કોઈ જાતનો સંકોચ બતાવ્યો નહીં અને પછી પર્ણકુટીમાં જ મળવાનું રાખ્યું. સભ્યોને એકાંતમાં મળવું હતું; એ માટે શ્રી પ્રેમલીલા બહેને અનુકૂળ જગા બતાવી; મને એ પસંદ આવી. મેં બાપુને વાત કરી; તેમણે એ જોઈ અને નાપાસ કરી. એમાં એમને શ્રી પ્રેમલીલા બહેનની ભલમનસાઈનો નિરર્થક લાભ લેવા જેવું લાગ્યું. બંગલાનો જે ભાગ બાપુ અને એમના સાથીઓ વાપરતા હતા તેમાં જ જરૂરી વ્યવસ્થા કરવાનું તેમણે મને કહ્યું અને તે મુજબ મેં તૈયારી કરી.

પરિષદનું કામ પૂરું થતાં બાપુ ૧૮મી તારીખે પૂનાથી મુંબઈ આવ્યા અને તરત આશ્રમે ગયા. હું મુંબઈમાં રોકાઈ ગયો અને મારો એમની સાથેનો સહવાસ પૂરો થયો. છૂટા પડવાની પળ જેમ જેમ પાસે

આવતી હતી તેમ તેમ મારી ગ્લાનિ વધતી જતી હતી. બાપુ ત્રીજા વર્ગના ડબ્બામાં બેઠા હતા; હું એમની પાસે વિચારમગ્ન થઈ ઊભો હતો. બાપુ બોલવા લાગ્યા : 'હવે મારી પાસે તારી જેમ ટપાલ કોણ લાવી મૂકશે?' આ શબ્દો તેમણે ગદ્‌ગદ સ્વરે ઉચ્ચાર્યા. તેઓ વિશેષ કંઈ બોલે તે પહેલાં તો મારી આંખો ભીની થઈ ગઈ. મેં મહાદેવના ખભે માથું નાખી દીધું અને મારું દિલ હલકું કરવા પ્રયત્ન કર્યો. થોડી પળમાં ગાડી ઊપડી ગઈ અને બાપુ દેખાતા બંધ પડ્યા. આશ્રમેથી મહાદેવનો કાગળ આવ્યો :

"હવે તો મને લાગે છે કે તે દિવસે બાપુએ લગાડેલી મોહિનીને વશ થઈ તમે આવ્યા હોત તો સારું થાત. હજી આવો.

"રાત્રે ગાડી છૂટતાં જે દૃશ્ય થયું તે સહેજે વીસરાય એવું નહોતું. હું નહોતો ધારતો કે તમે મારા જેવા લાગણીપ્રધાન અથવા પોચા હૃદયના હશો. પણ બધા સરખા જ છીએ. . . ." (આશ્રમ તા. ૨૧–૭–'૩૩)

હું દશેક દિવસ રહી અમદાવાદ ગયો અને બાપુ સાથે ત્રણેક દિવસ રહ્યો.

## ૨૧

## આશ્રમ-વિસર્જન

બાપુ અમદાવાદ પહોંચ્યા; તેમણે સત્યાગ્રહાશ્રમ વિસર્જન કરવાનો નિશ્ચય કર્યો અને તે સંબંધી પ્રવૃત્તિ શરૂ કરી દીધી.

'દેશમાં સ્વરાજ અર્થે અનેકોએ ત્યાગધર્મ સ્વીકાર્યો; આશ્રમનો ત્યાગ સૌથી શ્રેષ્ઠ હોવો જોઈએ. લડતમાં ભાગ લેનારા અનેકોએ જાનમાલનાં કષ્ટ વેઠ્યાં; આશ્રમીઓ પણ તે વેઠે એ જરૂરનું છે.' વગેરે વિચારો બાપુને તે દિવસોમાં આવતા અને એમાંથી તેઓ એક જ સાર કાઢતા કે આશ્રમનું વિસર્જન થવું જોઈએ. તેમણે સરકારને પત્ર લખ્યો: આશ્રમની સ્થાવર મિલકત લઈ લેવા સૂચવ્યું અને જંગમ મિલકતની ઇચ્છા તે ન રાખે તો તે જુદી જુદી સંસ્થાઓને

સોંપી દેવા પોતાનો વિચાર બતાવ્યો. સરકારે આશ્રમની કોઈ ચીજ લેવાની ઇચ્છા ન કરી અને બાપુએ જંગમ મિલકતનો નિકાલ ત્વરાથી કરી નાખ્યો: સ્થાવર મિલકતનો પ્રશ્ન અનિશ્ચિત રહ્યો.

છેલ્લે દિવસે તેઓ છાત્રાલયના પહેલે માળે હતા. તેઓ હમેશ મુજબ લખવા કરવાનું કામ, જાણે કે આસપાસ કંઈ બનતું ન હોય તેમ, કર્યે જતા હતા. આશ્રમની સરસ ગાયોને બીજી ગોશાળામાં લઈ જવાતી હતી તેના ખબર કોઈકે આવી બાપુને કર્યા. બાપુ એ ગોધનને જોવા બારીએ મિનિટ બે મિનિટ ઊભા અને પાછી શાંત ચિત્તે પોતાના કામમાં લાગી ગયા.

બાપુએ ઑગસ્ટ માસની પહેલી તારીખે રાસ ગામ ચાલીને જવા વિચાર કર્યો હતો અને સાથે ત્રીસેક આશ્રમવાસીઓ નીકળવાના હતા. તેમણે સરકારને આની ખબર સમયસર આપી દીધી હતી. સરકારે બાપુની એ ઇચ્છા પાર પડવા ન દીધી. તેઓ અને એમના સાથીઓ પહેલી તારીખ થતાં થોડાક કલાકમાં કેદ થયા. બા અને મહાદેવ પણ પકડાયાં. ત્રીસ અને બત્રીસની સાલમાં એમને રાજકેદી તરીકે રાખવામાં આવ્યા હતા; આ વખતે એમને ગુનેગાર ઠરાવવાના ઇરાદાથી નવા કાયદા પ્રમાણે પકડવામાં આવ્યા હતા. બાપુ અને મહાદેવને બીજે જ દિવસ સાબરમતીથી યરવડા લઈ જવામાં આવ્યા. હું મુંબઈ આવ્યો અને ચોથી તારીખે બાપુને મળવા પૂના ગયો.

પૂના પહોંચતાં હું સ્ટેશનેથી પરબારો યરવડા જેલ ગયો, પણ મને મળવાની રજા ન મળી. હું શહેરમાં ગૃહખાતાના મંત્રી મિ. મેક્સવેલની પાસે ગયો. તેણે મને ખબર આપી કે, ‘બાપુને સવારે જેલમાંથી છોડવામાં આવ્યા, પણ તેમણે યરવડા ગામ છોડ્યું નહીં અને ત્યાં જ ફર્યા કર્યું; ગામ છોડી જવાનો સમય પૂરો થયો ત્યારે, હુકમ ન માનવા માટે, ફરીને એમને પકડવામાં આવ્યા.’ એમનો કેસ તે જ દિવસે ચાલવાનો હતો. મેં એમની મુલાકાત લેવાની તથા એમના મુકદ્દમામાં બેસવાની રજા માગી. તેણે તરત જેલ સુપરિન્ટેન્ડન્ટ કર્નલ માર્ટિનને મારે માટે ફોન કર્યો અને મને બન્ને સગવડ કરી આપવાનું

કહ્યું. આ સમયે હું એના ટેબલ પાસે બેઠો હતો. ટેબલ ઉપર કાગળો માટે નેતરની ટોપલી હતી, તેમાં હરિજનકાર્ય માટે સગવડ મેળવવા બાપુનો કાગળ હતો અને તેના ઉપર 'Immediate' (ઇમીડિયેટ)-ની ચિઠ્ઠી પિન કરેલી હતી. પણ મેં એની વાત મિ. મેક્સવેલ પાસે ન ઉચ્ચારી. બાપુને મળવા સંબંધી મારું કામ પૂરું થયું કે હું ફરીને જેલ પહોંચ્યો; સુપરિન્ટેન્ડન્ટે મને તરત દાખલ કર્યો અને બાપુ સાથે મેળવી આપ્યો.

બાપુ સાથે મારી મુલાકાત એ મોટા દરવાજાના ચોકની ડાબી બાજુની પાછલી ઓરડીમાં થઈ. અમારી વાત ચાલતી હતી ત્યાં મુકદ્દમાનો સમય થયો અને અમારી વાત અધૂરી રહી. બાપુને મેડીએ સુપરિન્ટેન્ડન્ટની ઑફિસમાં લઈ જવામાં આવ્યા. તેમની સાથે હું પણ ગયો અને ત્યાં કેસ ચાલ્યો. કોર્ટમાં એક બે છાપાવાળા હતા અને પ્રેક્ષકવર્ગમાં હું એકલો હતો. બાકી અનેક અમલદારો હતા. હું બાપુની પાછળ પણ વાત કરી શકાય એવી રીતે બેઠો. હું એકલો જ હાજર હતો, એથી બાપુને બહુ આનંદ થયો. કેસ લાંબો ચાલ્યો નહીં. બાપુએ ગુનો કબૂલ કર્યો અને થોડાક શબ્દમાં પોતાના વિચાર મૅજિસ્ટ્રેટને અને તે દ્વારા સરકારને કહ્યા. મૅજિસ્ટ્રેટે બાપુને એક વર્ષની આસાન કેદની સજા કરી. બાપુ અને હું પાછા નીચે આવ્યા અને પહેલાં બેઠા હતા તે જ ઓરડીમાં બેઠા અને અમારે વિશેષ વાતો થઈ. અમારી વાતોમાં કોઈ આડું આવ્યું નહીં અને અમે છૂટા પડ્યા. હું શહેરમાં ગયો અને જે થયું તેના ખબર જમનાલાલજી વગેરે મિત્રોને આપ્યા. હું પાછો મુંબઈ આવ્યો.

# ફરી ઉપવાસ

બત્રીસની સાલમાં હરિજનકાર્ય માટે જે સગવડ સરકારે બાપુને જેલમાં આપી તેવી આ વખતે પણ મળે એવી માગણી તેમણે કેદ થતાં તરત કરી. સરકારનો જવાબ આવ્યો નહીં. તેમણે બે વાર પોતાની માગણીનું સ્મરણ સરકારને કરાવ્યું; છતાં સરકારે કંઈ કર્યું નહીં. બાપુને એ વસમું લાગ્યું; તેમણે ૧૪મી તારીખે પોતાના અંતરની અશાંતિ સરકારને જણાવી અને બે દિવસમાં માગણી માન્ય નહીં રખાય તો પોતે ઉપવાસ કરશે એ પણ સાથે સાથે કહી દીધું. ૧૬મી તારીખ આવી. બાપુના ઉપવાસ સમય થતાં શરૂ થયા અને સરકારે હરિજનકાર્ય માટે જેવી તેવી સગવડ આપવા તૈયારી બતાવી. બાપુનું મન પહેલાં તે કબૂલ કરી લેવા લલચાયું, પણ વિશેષ વિચારતાં એનો અસ્વીકાર કરવો યોગ્ય લાગ્યો અને સુપરિન્ટેન્ડન્ટને પોતાના છેલ્લા નિર્ણયના ખબર આપ્યા. તેમણે થોડાક માસ પછી આ સંબંધી મને લખ્યું :

> "મને મર્યાદિત છૂટ અપાણી તે સુપરિન્ટેન્ડન્ટ મોઢે કહી ગયો પણ ટેલિફોન હતો તે વાંચી ગયો. તે વખતે તો મેં હા પાડી દીધી, પણ તે ગયો તેને અરધો કલાક નહીં થયો હોય ને મેં લેખિતવાર કાગળ મોકલી દીધો." (તા. ૪–૬–'૩૪)

બાપુનો ઉપવાસ ચાલુ રહ્યો. મધ્યસ્થ ધારાસભા અને મુંબઈની ધારાસભામાં ઉપવાસ વિષે પ્રશ્નોત્તર થયા, પણ ઉપવાસ છૂટે એવી જોગવાઈ થઈ નહીં. એક પછી એક દિવસ જતા ગયા; અધિકારીઓ બાપુને સાસૂન ઇસ્પિતાલમાં ૨૧મી તારીખે લઈ ગયા. મને ઉપવાસની ખબર મળતાં ૧૮મી તારીખે હું પૂના ગયો, પણ બાપુને મળવાનું થઈ શક્યું નહીં. શ્રી ઍન્ડ્રૂઝ પૂના આવ્યા; તે મિ. મૅક્સવેલને મળ્યા; બાપુને મળ્યા. તેઓ મને મળતા અને ગૃહમંત્રી મીઠી વાતો કરતા તે

કહેતા. એકેક વાર મેં એમની વાતો સાંભળી લીધી; પણ પછી મેં શ્રી ઍન્ડ્રૂઝને કહ્યું: "પણ, બાપુ વિષે શું? એમનું જીવન તો પળે પળે ઓસરી રહ્યું છે!" ગૃહમંત્રીની સૂચનાથી શ્રી ઍન્ડ્રૂઝે ડૉ. ગિલ્ડરને બોલાવવા વિચાર કર્યો. પ્રો. ત્રિવેદીને ત્યાં આશ્રમના એકબે મિત્રો રહેતા હતા તેમને પણ એ વાત રુચી અને ડૉ. ગિલ્ડરને માટે તાર તૈયાર થયો અને તે લઈ એક મિત્ર તાર-ઑફિસે જતા હતા એ પળે હું પ્રો. ત્રિવેદીને ત્યાં જઈ ચડ્યો. દરવાજે જ મેં એ તાર જોયો, મિત્રને ઘરમાં લઈ ગયો; સૌ સાથે તારની ચર્ચા કરી અને ન મોકલવાનો મારો વિચાર સમજાવ્યો ને તાર રદ કરાવ્યો. બાપુ સરકારના કેદી હતા અને સરકારી દાક્તરો એમની સંભાળ લેતા હતા; એ જવાબદારી સરકારની હતી અને તેમાં જોડાવામાં મને અહિત દેખાયું. સરકારે બાને છોડ્યાં અને તે પૂના આવ્યાં. અને પછી મને પણ બાપુને મળવાની રજા મળી. હું એમની પાસે ગયો ત્યારે તેઓ ખંડમાં ખાટલામાં બેઠા હતા અને એમની પાસે એક પોલીસ અમલદાર હાજર હતો. બાપુના ચહેરા ઉપર મેં ઉલ્લાસ ન જોયો; એમની આંખનું નૂર પણ મને અસલ જેવું ન જણાયું. હું એમની પાસે બેઠો. તેઓ કહે: "હવે સ્વધામ જવાનું છે." આ શબ્દોથી હું ચમક્યો, પણ મારી લાગણી મેં રોકી અને તરત કહ્યું: "બાપુ, એમ શું બોલો છો? હું આપને બેચાર દિવસમાં પર્ણકુટી લઈ જવાનો." આમ કહેવામાં શ્રદ્ધા સિવાય બીજું કંઈ કારણ મારી પાસે ન હતું. હું એમની પાસે થોડીક વાર રોકાયો અને એમને એકલા મૂકી ખંડમાંથી બહાર આવ્યો.

ઉપવાસની અસર દેખાવા લાગી. દાક્તરોએ સરકારને ચેતવણી આપી અને સરકારે બાપુને ૨૩મી તારીખે છોડ્યા. બાપુને સાત ઉપવાસ થયા. ઇસ્પિતાલમાં જ તેમણે ઉપવાસ મૂક્યા. મને એની ખબર ન હતી. શ્રી ઍન્ડ્રૂઝ માત્ર એમની પાસે હતા. બપોરે બા અને હું બાપુ પાસે ઇસ્પિતાલે જતાં હતાં. રસ્તે અમને બાપુની ઍમ્બ્યુલન્સ કાર મળી. અમે પાછાં ફર્યાં અને બાપુ ફરીને પર્ણકુટી આવીને રહ્યા. મેં ડૉ. ગિલ્ડરને તરત મુંબઈ ફોન કર્યો અને બીજે દિવસે તે અને

ડૉ. પુરુષોત્તમ પટેલ પૂના આવ્યા; તેમણે બાપુને તપાસ્યા અને ઘટતી સૂચનાઓ આપી. ઉપવાસની ચિંતા ઇસ્પિતાલમાં જ પૂરી થઈ; હવે તો માત્ર શરીર પાછું બાંધી લેવાનું હતું; અને તેમાં કોઈ પ્રકારનો વિક્ષેપ ન આવ્યો.

બાપુ આ વખતે પર્ણકુટીમાં ચોવીસ જ દિવસ રહ્યા. હું પણ એમના કામકાજ માટે એમની સાથે રોકાયો. એમનો નિવાસ આ વખતે શાંત અને સરળ હતો. લોકોની ભીડ ન હતી, ચોકી-પહેરો થકવે એવો ન હતો અને એમની કાળજી રાખવામાં ઘણાઓને રોકાવાનું થયું નહીં.

બાપુ પોતાના ભાવિ વિષે વિચારમાં પડ્યા. ફરીને જેલમાં જવામાં એમને ઉંદર-બિલાડીની રમત રમવા જેવું લાગ્યું અને તેમ કરવું એ અયોગ્ય લાગ્યું. તેમને ચોથી ઑગસ્ટને રોજ એક વર્ષની સજા થઈ હતી એટલે આવતી ત્રીજી ઑગસ્ટ સુધી સવિનય અનાદર કરવાનું પગલું પોતે ન ભરે એવો વિચાર તેમણે કર્યો. લડત સંબંધી જરૂર જણાય તો પોતે સલાહ આપે એટલી છૂટ પોતા માટે રાખી અને કદી સરકાર જ એમને કેદ કરે અને હરિજનકાર્ય કેદમાંથી કરવા ન દે તો તેઓ ઉપવાસ કરે અને તે ઉપવાસ કેદમાંથી છૂટતાં ન છૂટે પણ આમરણ ચાલે એવો હોય: આ વિચાર પણ તેમણે જાહેર કર્યો. સરકારે એમને માટે જે પરિસ્થિતિ ઊભી કરી એમાં એમને પ્રસન્ન થવા જેવું કંઈ લાગ્યું નહીં. તેઓ છૂટ્યા પણ મન તો જેલમાં જ રહ્યું.

ઈંગ્લંડથી કોઈ એક મિત્રે બાપુને પહોંચાડવા એક ચોપડી ગવર્નરને મોકલી હતી. ગવર્નરે તે બાપુને માણસ સાથે કાગળ લખીને મોકલી. એની પહોંચ બાપુએ લખી અને તે ગવર્નરના મંત્રીને જાતે જઈ આપી આવવા મને કહ્યું. હું કાગળ લઈ ગણેશખિંડ ગયો; પણ દરવાજે જ મારી ગાડી રોકવામાં આવી અને મેં સફેદ ટોપી પહેરી હતી માટે મને મંત્રી પાસે જવા નહીં મળે એમ કહેવામાં આવ્યું. હું કાગળ આપ્યા વિના પાછો પર્ણકુટીમાં આવ્યો. જે બન્યું તેની વાત મેં બાપુને કરી. એમના કહેવાથી મેં મંત્રીને ફોન કર્યો. મારો

અવાજ તો તેણે સાંભળ્યો. તેને મેં જે થયું તે કહ્યું. એના જવાબમાં એણે કોઈ જાતની દિલગીરી ન બતાવી પણ એટલું કહ્યું કે, 'હું તમારી જગાએ હોઉં તો કાગળ ટપાલમાં મોકલી દઉં.' મેં એની સૂચનાનો અમલ કર્યો અને મેં અનુભવ કર્યો તે પણ એને લખી મોકલ્યો.

બાપુ પેનસિલ વગેરે વાપરવામાં હમેશાં કરકસર કરતા. લખેલા કાગળની કોરી બાજુનો ઉપયોગ થાય તો તેઓ કરી લેતા. પેનસિલ ઘસાઈ ઘસાઈને નાની થાય તોય ઝટઝટ કાઢી ન નાખતા. બ્લૉટિંગ પેપર પણ શાહી ચૂસી શકે ત્યાં સુધી જતું ન કરતા, પછી ભલે તે વપરાઈ વપરાઈને શાહીનાં ટપકાંથી ભરાઈ ગયું હોય. આવા બ્લૉટિંગ પેપરનો એક નાનો પીળા રંગનો કટકો તેઓ વાપરતા હતા. એક દિવસ તે કાગળિયાંઓમાં ક્યાંક અટવાઈ ગયો અને તરત હાથ ન આવ્યો. એની શોધ શરૂ થઈ અને એમની પાસેનાં કાગળિયાંમાંથી તે નીકળ્યો. તે મળ્યો ત્યારે જ એમને નિરાંત વળી.

બાપુ પર્ણકુટીમાં રહેતા હતા, પણ કૉંગ્રેસના અનેક માણસો કેદમાં હતા એનું સ્મરણ એમને સતત રહેતું; એ કારણે એમને કારમાં ફરવા જવાનું મન ન થતું અને તેઓ બહાર ન નીકળતા. માત્ર એક જ વાર તેઓ સાથીઓના આગ્રહને વશ થઈને ગયા, પણ એમને ચેન ન પડ્યું અને ફરી કોઈએ આગ્રહ ન કર્યો. તેઓ ઠીક ઠીક હરતા ફરતા થયા પછી ૧૫મી સપ્ટેમ્બરને રોજ મુંબઈ આવ્યા અને મણિભુવનમાં ઊતર્યા.

બાપુ મુંબઈ રહ્યા તે દરમ્યાન મેં એમના મંત્રીનું કામ કરવાનું ચાલુ રાખ્યું. ઉત્કલમાં રેલસંકટ આવ્યું. બાપુએ ત્યાં મદદ મોકલવાનું નક્કી કર્યું. તે માટે ફાળો ઉઘરાવવાનું કામ તેઓ વર્ધા જતાં જતાં મને સોંપી ગયા. એમની સૂચના પ્રમાણે મેં સમિતિ રચી; પણ રકમ ઓછી મળી. મને હવે થાક જણાવા લાગ્યો અને મારે મહેનત ઓછી કરવી પડી.

બાપુ ૨૨મી તારીખે વર્ધા ગયા.

# ૨૩
# વર્ધામાં

બાપુ વર્ધામાં દોઢ માસ રહ્યા. એમની તબિયતમાં સુધારો થતો ગયો તેમ તેમ કામકાજમાં વધારે પરોવાતા ગયા. તેઓ પોતાની રીતે તબિયતની સંભાળ રાખતા, પણ એમનું કામ પાસેના મિત્રોને ચિંતામાં નાખી દેતું. આ સંબંધમાં તેમણે મારી ફિકર દૂર કરવા મને જણાવ્યું :

"મને અહીં પૂર્ણ શાંતિ મળે છે. ચાર વાગ્યા પહેલાં કોઈને આવવા જ નથી દેતા. ૪થી ૫ કોઈ આવે તેને મળવાનો સમય રાખ્યો છે. ત્યારે જ કાંતતો હોઉં છું. અગાશીમાં સૂઉં છું. દૂધ ઠીક લેવાય છે. . . . .તેથી જમનાલાલજી આપે તે રિપોર્ટની ઉપર પણ આધાર ન રાખવો. લોહીનું દબાણ એની મેળે જશે. વજન હવે જ વધી શકે." (તા. ૨૮–૯–'૩૩)

એ જ કાગળમાં તેમણે મને સલાહ આપી :

"શરીર સાચવીને થાય એટલી જ મહેનત કરજે. સાચું એ છે કે, તારે થોડો સમય બહાર રહેવું જોઈએ ને પૂર્ણ આરામ લેવો જોઈએ. લેવાય ?"

અને બે દિવસ રહી તેમણે પોતા વિષે ફરીને મને લખ્યું :

"મારે વિષે છાપામાં આવ્યું તે ખરું છતાં ખોટું. દાક્તર એમ જ લખે. પણ જાણનાર એથી ન ગભરાય, કેમ કે અહીં વર્તે છે તેના કરતાં લોહીનું દબાણ ત્યાં વધારે જ હતું. વજનની વધઘટ ઉપર કશો આધાર મારા શરીરને સારુ ન હોય. પણ હવે તો વજન પણ ૧૦૧ તો ઓછામાં ઓછું ગણાય. આરામ ઠીક લેવાય છે." (તા. ૩૦–૯–'૩૩)

જુલાઈ માસમાં બાપુએ આશ્રમ વિસર્જન કર્યો પણ તેની સ્થાવર મિલકતનો નિકાલ થયો ન હતો. બાપુનો વિચાર સરકારે માન્ય રાખ્યો નહીં અને આશ્રમની જમીન વગેરેનો કબજો લીધો નહીં. જમીન, મકાન ઉજ્જડ થઈ જાય એ બાપુને યોગ્ય લાગ્યું નહીં અને છતાં મિત્રોને કે સત્યાગ્રહી સાથીઓને તે સોંપવાની મરજી થઈ

નહીં. જે જમીન રાખે તેણે મહેસૂલ ભરવી જોઈએ અને એમાં પોતે નિમિત્ત થવા ઇચ્છતા ન હતા. હરિજનની પરિસ્થિતિ જુદી હતી. તે વર્ગને તેઓ લડતમાં ખેંચવા નહોતા ઇચ્છતા અને તે મહેસૂલ ભરે એ વિષે એમને હરકત ન હતી. તેમણે સત્યાગ્રહાશ્રમને હરિજન આશ્રમમાં ફેરવી નાખ્યો. મને આ નિર્ણય ત્યારે પસંદ આવ્યો નહીં, પણ હું ચૂપ રહ્યો. બાપુએ મારો વિચાર માગ્યો ત્યારે મેં એમને લખી મોકલ્યો.

"સરકાર સામેના યુદ્ધમાં આપે આશ્રમ હોમ્યું. તો પછી ધૂળ માટીની ફિકર શું કરવી હોય? એ પણ કાં ન હોમાઈ જાય? . . ."
(તા. ૯–૧૦–'૩૩)

ભસ્મીભૂત ચિતોડ જેવું આશ્રમ બની જાય એવી કલ્પના મારા મનમાં રમતી હતી. પણ બાપુને મારો વિચાર ભૂલભરેલો લાગ્યો :

"હવે આશ્રમ બાબત. આમાં તું ભીંત ભૂલ્યો છે. સરકાર કબજો ન લે ને જમીનને વેરાન થવા દેવી એમાં તો વેરભાવ અને કૃત્રિમતા આવે. સરકાર જમીન લઈને તેને ઉજ્જડ થવા દેત તો કંઈ જ અડચણ ન હતી. પણ જે જમીનનો કબજો તે ન લે તે જમીનને આપણે કઈ નીતિએ બરબાદ થવા દઈએ? જો એમ કરીએ તો જંગમ મિલકત કાં ન બાળી મૂકીએ? તું કરે છે એ ન્યાયે તો જેઓએ પોતાના પાક બાળી નાખ્યા તેઓએ ડહાપણ કર્યું ગણાય. મારી તો ખાતરી છે કે, આશ્રમની જમીન હરિજનને અર્પવામાં સત્યાગ્રહ આશ્રમની સાર્થકતા બધી રીતે સિદ્ધ થઈ ગણાય. સરકારની પાસે રહેવા કરતાં આમાં વિશેષ છે. સરકારની પાસે રાખતાં કોઈક વાર એ જમીનનો કબજો પાછો લેવાની વૃત્તિ હતી જ. આમાં તો હમેશાંને માટે આશ્રમીએ ત્યાગ કર્યો ને ભવિષ્યને સારુ પોતાને કેવળ ઈશ્વર ઉપર મૂકી દીધા. જે બાજુએથી આપણે તપાસીએ તો માલૂમ પડશે કે હમણાં લેવાયો છે એ રસ્તો જ સત્યાગ્રહીને શોભે. આમાં પૈસાના લોભને ક્યાંયે સ્થાન નથી અપાયું. કેવળ વિવેકની એટલે અહિંસાની વાત હતી. સરકાર મુલકને ઉજ્જડ થવા દે પણ આપણાથી બને તો આપણે ન થવા દઈએ. આટલેથી સમાધાન ન થયું હોય તો તું ફરી લખજે. આ બાબતમાં તારું સમાધાન કરવું મુશ્કેલ ન હોવું જોઈએ."
(તા. ૧૧–૧૦–'૩૩)

મને આ વિષે ફરીને લખવાની જરૂર ન રહી.

આ અરસામાં મેં એક પત્રમાં સહેજે વાંચી શકાય એવું છેકાયેલું લખાણુ વાંચ્યું; તેના ઉપર દોરા જેવી પાતળી એક લીટી માત્ર હતી. મારા ઉપર તેની અસર થઈ; મેં લખનારને મારો અણગમો બતાવ્યો. બાપુએ તેમાં રોષ જોયો. એ વિષે મને તેમણે પત્ર લખ્યો:

"એક નિયમ છે એ તું ભૂલ્યો લાગે છે. કાગળમાં છેકાયેલી વસ્તુ વાંચવી નહીં. વાંચી જવાય તો તેનો અર્થ કદી કરવો નહીં. માણસને પોતાના વિચાર સુધારવાની તક મળવી જોઈએ. દુષ્ટમાં દુષ્ટ વિચાર પણ સુધર્યા પછી દુષ્ટતાનું આરોપણ કરવું કેવળ અજ્ઞાન છે. આપણા વિચારોને આપણે એકબીજાની પાસે મૂકતા હોઈએ તો એક મિનિટ પણ સંસાર સુખે ન ચાલે. મને લાગે છે કે તેં નકામો ક્રોધ કર્યો છે." (તા. ૧૧–૧૦–'૩૩)

બાપુનો બીજો એક પત્ર મને થોડાક દિવસ રહી મળ્યો:

"તારા ક્રોધ વિષે કહેવાનું મને યોગ્ય લાગે ત્યારે તો કહ્યા વિના કેમ છોડું? . . . પણ તારી પાસે બળાત્કારે માફી મંગાવવાનું હોય જ નહીં. કોઈની ઉપર બળાત્કાર ન કરું તો પછી તારી ઉપર કેમ કરું? અને કરવા જાઉં તો તું મને ઊભવા પણ શાનો દે! પણ મારે જ્યાં કહેવું ઘટે ત્યાં કહેવાનો અધિકાર અને ધર્મ તો રહે જ છે. . . . માણસ માફી માગે છે તે બીજાને સારુ નહીં પણ પોતાને સારુ. સરખા ગુણવાળા વચ્ચે વચને સ્થાન છે. આ પ્રકરણ અહીં બંધ કરું છું. મારું લખેલું ભૂલી જજે.

"ટ્રસ્ટી[1] થવાપણા ને આ પ્રકરણને શો સંબંધ? તને ટ્રસ્ટી બનાવવાની દરખાસ્ત થઈ (તેમાં) હું પણ હતો. તારાથી વધારે ગુણવાળો મળે તો તારું નામ હું જરૂર ખેંચું. સરખા ગુણવાળો બીજો ધ્યાનમાં આવે તો તટસ્થ રહું." (તા. ૨૪–૧૦–'૩૩)

આ પછી હું ટ્રસ્ટી થયો.

બાપુએ મને ફરીને લખ્યું:

"તારા સ્વભાવની રાવ કોઈએ એવી તો (નથી) ખાધી કે જેથી હું તને નાલાયક ગણું? અને કોઈના કહેવા ઉપરથી તું મારી પાસે લાયક અથવા નાલાયક બને એવું હોય ખરું? તને મારે બીજાની મારફતે

---

૧. ગાંધી સેવા સંઘના ટ્રસ્ટી.

ઓળખવાપણું છે શું? તું નિદ્રામાંથી ઊઠ. અહીં આવીને મન હળવું કરી જા. તારું દુઃખ મને દુખવે છે." (તા. ૨૮-૧૦-'૩૩)

શ્રી વિઠ્ઠલભાઈ પટેલનું સ્વિટ્ઝર્લૅન્ડમાં અવસાન થયું. તેમના શબને મુંબઈ લાવવામાં આવ્યું અને તેની સ્મશાનયાત્રામાં અસંખ્ય શહેરીઓએ ભાગ લીધો. બાપુ મુંબઈ ન આવ્યા. તેમનો પત્ર મારા પર આવ્યો :

"વિઠ્ઠલભાઈને અગ્નિસંસ્કાર કરવાના છે તેની હિલચાલમાં તારો કંઈ ભાગ છે? મારી નોંધ તેં જોઈ હશે. મારી હાજરીની કોઈ આશા રાખે તો તે વાળજે — તારાથી વળાય તો. મારી ઉપર દબાણ થશે તો હું તેને પહોંચી વળીશ પણ ન જ થાય તો સારું. મારું મન બહાર ખૂંચતું જ નથી. જેલમાં વસે છે. હરિજનપ્રવાસ કરી છૂટીશ. એ સિવાયના બીજા વિચારો પણ ભાગ્યે જ કરું છું." (તા. ૩૦-૧૦-'૩૩)

મેં સ્મશાનયાત્રામાં ભાગ લીધો. યાત્રા બેલાર્ડ એસ્ટેટથી શરૂ થઈ ત્યાં હું જોડાયો અને સ્મશાનભૂમિએ પહોંચવાનો લાંબો પંથ મેં ચાલીને કાપ્યો. એની માઠી અસર મારા શરીર ઉપર થઈ. બાપુએ આ જાણ્યું ત્યારે મને ઠપકો આપ્યો :

"તારા શરીર ઉપર તું બળાત્કાર ન કરે તો સારું. મુડદાની પાછળ ઘસડાવાની કશી જરૂર ન હતી. એવો સ્વતંત્ર ધર્મ તો નથી જ. મારા ન આવવાનો ખોટો અર્થ થવાનો હતો જ, પણ કોઈથી મારો ધર્મ ન સમજવાના ડરથી હું કેમ મારો ધર્મ ચૂકું? મારું મન જો જેલ બહાર વસે તો તે હરિજનસેવા અર્થે જ. ત્યાં મારાથી સ્વતંત્રપણે કંઈ ન થાય. સવિનય ભંગ વિનાનો હું પાંખ વિનાના પંખી સમાન છું. ત્યાં જે થયું તેમાંનું કેટલુંક હું સાંખી ન શકત. એટલે એ દૃષ્ટિએ પણ મારું આવવું ન બને એમ જ હતું. તેમાં વળી હરિજન સફરનો દિવસ મુકરર હતો. મોતીલાલજીની વિધવાને સારુ નથી ગયો. રામીની દીકરી મૃત્યુશય્યા ઉપર પડી છે ત્યાં નથી ગયો. પુત્ર સમ પ્રિય બ્રજકિશન મરણપથારી ઉપર છે ત્યાં નથી જતો. . . . તું તેને લખજે. કદાચ તાર કરવાની જરૂર સમજે. . . . રસિક મરણપથારીએ હતો, ન ગયો. મર્યો, પછી પણ ન ગયો. પણ ગાયને ઘેર દૂધ શું લઈ જવું? છતાં મારા જીવનના આ ભાગની તને કદાચ ખબર ન હોય તેથી થોડું લખી નાખ્યું બાકી મારી ઉપરના આવા આક્ષેપોના ઉત્તર તારે પણ દેવાના ન હોય. મને જેઓ આજ લગી

નથી સમજ્યા તે હવે દલીલોથી નહીં સમજે. મારું સમગ્ર જીવન એની મેળે જે છાપ પાડે તે જ ખરી. કર્યાં કર્મો એની મેળે ઊગી નીકળશે. તેને વચન મિથ્યા નહીં કરી શકે.

"તું ન આવ્યો એ ન ગમ્યું. રવિવારે અચાનક આવી ઊભશે જ એમ ધાર્યું હતું. સભા તો થવાની નથી એમ જણાય છે. થશે તો દિલ્હીમાં ૧૪મી ડિસેમ્બરે — અનસારી એ દિવસ ઇચ્છે છે. એ થાય તો તું આવજે. . . .

"ઉત્કલ બાબત તું થાય તે કરી છૂટ. હરિજનના લેખથી કંઈક પૈસા આવ્યા જણાય છે. આ વિષે તું ચિંતા ન વેઠતો. શરીર ઘસવાની આવશ્યકતા નથી. જેમ આળસ ત્યાજ્ય છે એમ જ અતિશય પરિશ્રમ ત્યાજ્ય છે. समत्वं योग उच्यते મનમાં રમ્યા જ કરે છે. ગીતા મારે સારુ તો જીવતી મા છે, કામધેનુ છે. આ જરાય અતિશયોક્તિ નથી." (ચાંદા : તા. ૧૫–૧૧–'૩૩)

બાપુનું હરિજનકાર્ય માટેનું પર્યટન આઠ દિવસ થયાં શરૂ થઈ ચૂક્યું હતું. આ પહેલાં એમનો એક નાનો કાગળ આવ્યો :

"નેતૃત્વ છોડવાની વૃત્તિ જરાય શમી નથી ગઈ; વધારે ને વધારે જાગ્રત થતી જાય છે. પણ છોડ્યું છોડાય તેમ નથી, કારણ કે હું તે લેવા નહોતો નીકળ્યો." (વર્ધા : તા. ૧–૧૧–'૩૩)

બાપુની આ ઇચ્છા બીજે વર્ષે પાર પડી.

બાપુને મળવા હું મહિનાની આખરમાં રાયપુર ગયો. એક મિત્ર તરતમાં જેલમાંથી છૂટીને આવ્યા હતા તેના વિષે તેમણે કહ્યું : 'તે ભલે પોતાના જૂના કામે ચડે.' લડત ઉપર તેની શી અસર થાય એવું મેં પૂછ્યું ત્યારે તેઓ કહે : 'એક ઈંટ ખરી પડી; પણ તેનું કંઈ નહીં. આ લડત તો બહુ લાંબી ચાલશે; 'બીટર' થશે અને જે સાવ ખુવાર થવા તૈયાર છે તે જ છેવટ સુધી ટકી શકશે. એટલે શક્તિ સમજી તે પોતાનું પગલું ભરે એ સારું છે. બાકી તો એની આશા ભવિષ્ય માટે તો મોટી જ રાખવાનો છું.'

બાપુ સાતપુડા પ્રદેશમાં જવા સારુ રાતે નીકળ્યા અને મધરાત પછી પોણા વાગ્યે આમગાંવ ઊતર્યા. હું એમની સાથે ટ્રેનમાં હતો અને મુંબઈ આવવા નાગપુર જતો હતો. તેમની તબિયત સારી ન હતી; શરદી થઈ હતી, અવાજ ભારે હતો, મોં સૂજેલું હતું

અને પેટ ભારે હતું. છતાં તેઓ કહેતા રહ્યા કે હું સારો છું. મેં એમને સોનાનાં ઈંડા મૂકનારી મરઘીની વાત યાદ આપી અતિલોભ ન કરવાનું સૂચવ્યું પણ તેની ખાસ અસર થઈ નહીં.[1]

હું બાપુ પાસે ફરીને ગયો અને જબલપુરમાં ચાર દિવસ રોકાયો. ત્યાં કારોબારી સમિતિના સભ્યો આવ્યા હતા અને ડૉ. અનસારીએ બાપુની તબિયત વિષે ચિંતા જાહેર કરી. તેનું સારું પરિણામ આવ્યું: કાર્યક્રમ સુધારવામાં આવ્યો. એમની સાથે હું હરડા ગયો; તેઓ ત્યાંથી બીજે ગયા, ચંદ્રશંકર અને હું સીધા દિલ્હી ગયા. તેઓ પણ એક દિવસમાં આવ્યા અને ૧૪મી તારીખ સુધી બિરલા હાઉસમાં રહ્યા. હું મુંબઈ આવ્યો; બાપુનું પર્યટન ચાલુ રહ્યું.

## ૨૪

# અગત્યના નિર્ણયો

૧૯૩૪ની સાલ શરૂ થઈ. બાપુનું હરિજનપર્યટન દક્ષિણમાં ચાલુ હતું. સવિનય અનાદરની લડતમાં પૂનાની પરિષદ પછી વિશેષ વેગ આવ્યો નહીં, મંદતા વધતી ચાલી અને જે કૉંગ્રેસીઓ જેલમાંથી આવતા તેમાંના અનેકોને 'હવે શું?' એ પ્રશ્ન મૂંઝવતો.

જાન્યુઆરી માસમાં જ, માનવ દિલને સ્તબ્ધ કરી દેતો આઘાત કુદરતે પ્રજાને આપ્યો. બિહારની ધરતી ધણધણી ઊઠી અને પળવારમાં સુમાર વિનાની જાનમાલની ખુવારી થઈ ગઈ. મુંગેર અને મુજફ્ફરપુર જેવાં શહેર જમીનદોસ્ત થઈ ગયાં. બાપુએ આ ઘટનાને હરિજન પ્રતિ થતા અન્યાયની શિક્ષા રૂપે માની. સર્વત્ર કરુણા જાગી અને સહાય સારુ ફાળા નીકળ્યા. બાબુ રાજેન્દ્રપ્રસાદે રાહતકાર્ય હાથ ધર્યું. એમાં જોડાવા મને મન થયું, પણ તબિયત એ કામની

---

૧. મારા એક પત્રના આધારે.

ઝીક ઝીલે એવી ન હતી. સ્વામી આનંદે ત્યાંની હાડમારી મને લખી અને મારે તરત ન જવું એવું સૂચવ્યું. બાપુનો કાગળ આવ્યો :

"બિહાર અને મિદનાપુર મારા હૃદયને મથી રહેલ છે. એ વિષે સ્વામીને લખ્યું છે તે જોયું ન હોય તો જોજે. આશ્રમવાસી જે છૂટયા છે તેઓની મદદ રાજેન્દ્રબાબુ માગે છે. મેં અમદાવાદ તાર કર્યો છે. સ્વામીને પણ કર્યો છે. તારું શરીર બરોબર હોત તો તને પણ જવાનું સૂચવત. શરીરને દેખીતી રીતે પણ જોખમમાં નાખીને જવાની આવશ્યકતા આવે ત્યારે એમ પણ કરાય. અત્યારે એવું કાંઈ જોતો નથી. બિહારમાં મારી હાજરીની ગરજ હોય તો મને જણાવવાનું રાજેન્દ્રબાબુને લખ્યું છે." (કુનૂર જતાં, તા. ૨૯–૧–'૩૪)

બાપુને હું ૧૪મી તારીખે તિરુચેનગોડુના ગાંધી આશ્રમે મળ્યો. આ દિવસોમાં તેઓ દાક્તરોને દૂર રાખતા, પણ તેમણે અહીં મારી વાત માની અને ડૉ. રાજને એમને તપાસ્યા અને સંતોષ વળે એવો અભિપ્રાય આપ્યો. એમની સાથે હું સેલમ ગયો પછી મદ્રાસ રોકાયો. તેઓ પાંચ દિવસ રહીને આવ્યા અને કોદંબકમમાં ઊતર્યા. અહીં હજી ચર્માલય ઊભું થવાનું હતું, પણ હોંશીલા કાર્યકરની હોંશ સંતોષવા ત્યાં રહ્યા. બાપુને માણસની ખેંચ રહેતી. મેં એમને કહ્યું : 'મને રાખી લો.' જવાબમાં તેમણે કહ્યું : 'તારું સર્વસ્વ આપ તોપણ તને ન રાખું.' એમનું કામ કઠણ હતું અને મારું શરીર નાજુક હતું; એ બેનો મેળ ખાય એમ ન હતું.

બાપુ કુર્ગના મનોરંજક પહાડી પ્રદેશમાં જવા નીકળ્યા અને મને સાથે લઈ ગયા. અમે મૈસૂરથી મોટરકારમાં રવાના થયા. પહેલી સાંજે પન્નમપેટ આવ્યા અને રામકૃષ્ણ મિશનના આશ્રમમાં રાત રહ્યા. આ સ્થળનું સૃષ્ટિસૌંદર્ય મનને પ્રફુલ્લિત કરે એવું હતું. આશ્રમમાં નવી ઢબે મધ બનાવવાની ક્રિયા અમે જોઈ. સવારે અમારી યાત્રા પાછી શરૂ થઈ. ઠેકઠેકાણે મુકામ કરતા અમે મરકરા પહોંચ્યા અને રાત ત્યાં રોકાયા. બીજે દિવસે બાપુ મેંગલોર ગયા; ચન્દ્રશંકર અને હું મુંબઈ તરફ રવાના થયા. અમે બસમાં નીચે ઊતર્યા; અમારી બેઠક ડ્રાઇવરની બાજુમાં હતી. રસ્તે કોઈક અમલદારને બસમાં બેસવું હતું; એને અમારી જગા જોઈતી હતી,

પણ અમે બેસી રહ્યા. એણે બસ રોકી રાખી. તેને સારુ કાર આવી ત્યારે બસ ચાલી અને જેમ તેમ કરી અમે સ્ટેશને ટ્રેન ઊપડવાના સમયે પહોંચ્યા. આ અનુભવ મેં બાપુને લખી મોકલ્યો; તેમનો જવાબ આવ્યો :

"મરકરાથી મૈસૂરનો અનુભવ ઠીક થયો. સારું થયું ગણું છું. એવા અનુભવો વિના જીવન રસિક ન બને. જ્યારે કાંટા વિનાના 'કલ્ચર્ડ' ગુલાબ ઊગશે ત્યારે તેમાં આજના ગુલાબ જેટલી ચમક કદી નહીં હોય. ગુલાબની ખૂબી ફૂલમાં છે તેટલી જ કાંટામાં છે. ને કાંટા ફૂલની ખૂબીને વધારે છે." (બેલગામ, તા. ૫-૩-'૩૪)

કૉંગ્રેસીઓમાં મનોમંથન મહિનાઓ થયાં ચાલતાં હતાં. ડૉ. અનસારી હવે શું કરવું એનો વિચાર કરતા થઈ ગયા હતા. એમને ડૉ. વિધાનચન્દ્ર રૉયનો સાથ મળ્યો. બન્ને દાક્તરોએ પ્રાન્તોના કૉંગ્રેસીઓના અભિપ્રાય જાણવા જાન્યુઆરી માસમાં પ્રયત્ન કર્યો અને પછી દિલ્હીમાં કૉંગ્રેસીઓની નાની સભા કરી. શ્રી ભૂલાભાઈ દેસાઈ તેના પ્રમુખ થયા. સભાએ સ્વરાજપક્ષ ફરીને જાગ્રત કરવાનું નક્કી કર્યું, અને બાપુની સલાહ લેવાનો વિચાર કર્યો.

બાપુના અંતરમાં પણ કેટલોક વખત થયાં ઊહાપોહ ચાલી રહ્યો હતો. સત્યાગ્રહની અસર ન થઈ કેર વર્તાવનાર વર્ગ ઉપર, કે ન થઈ રાજકર્તા ઉપર. એમાંથી તેમણે સાર ખેંચ્યો કે, સત્યાગ્રહના તત્ત્વમાં ઘણું પરદ્રવ્ય ભળી ગયું છે અને સત્યાગ્રહ વિરોધીના હૃદયને સ્પર્શે એટલો નિર્મળ નથી રહ્યો. માર્ચ માસની ૨૨મી તારીખે તેમણે હાજર રહેલા આશ્રમના સાથીઓને પટણામાં ભેગા કર્યા અને સત્યાગ્રહની ચર્ચા કરી, તેના પરિણામે એમના વિચાર ઝડપથી ઘડાવા લાગ્યા. એમને થયું કે, લડત લાંબી ચાલવાની છે એટલે જે જેલમાં ગયા વિના ન જ રહી શકે તેણે જ જેલ જવું યોગ્ય છે. અને પછી તો તેઓ એ વિચારના થયા કે, કૉંગ્રેસીમાત્રે સ્વરાજ અર્થે જેલ જવાનું મોકૂફ રાખવું, તે કામ પોતે એકલાએ જ કરવું; અને ધારાસભામાં જેને જવું હોય તે પણ ત્યાં જાય. આમાં પણ તેમણે ફેર કર્યો અને ધારાસભાની પ્રવૃત્તિ પણ કૉંગ્રેસ જ કરે એવું નક્કી કર્યું.

બાપુએ સત્યાગ્રહ મુલતવી રાખવાનું નિવેદન તૈયાર કર્યું તેની નકલ મને અભિપ્રાય માટે મળી. મેં એમનો નિર્ણય તારથી વધાવી લીધો અને પત્ર પણ લખ્યો:

"ગઈ કાલે જ ડૉ. અનસારી જોગ આપના પત્રની વાત ચાલતી હતી ત્યારે ફોઈબાને મેં કહ્યું કે હવે તો સિવિલ ડિસઓબિડિયન્સ (સવિનય કાનન ભંગ) આપ એકના પૂરતો જ રહે અને બીજાઓ મુક્ત થાય તો સારું. . . . જેઓ જેલમાં જાય છે તેમાંથી ઘણાયે કમને જાય છે અને તે ક્યાં સુધી ચાલે! પણ અંતઃકરણ સુસ્ત એટલે એ વિચાર આપને લખવા સૂઝ્યું નહીં." (તા. ૭–૪–'૩૪)

બાપુનું નિવેદન ૭મી તારીખે પ્રગટ થયું.

એક અઠવાડિયું રહી કામસર બાપુનો કાગળ આવ્યો તેમાં તેમણે આ પણ લખ્યું:

"તું ઘણું તો સમજ્યો લાગે છે. મારા નિર્ણયથી ઘણાઓ ઉપરથી ભાર ઊતર્યો છે એ હું જોઈ રહ્યો છું. એ નિર્ણય ન થાત તો હવે ઘણા દીવાના થઈ જાત, એટલે કે સાવ ભાંગી પડત. વગર સમજની શ્રદ્ધા કાંઈ જ મદદ ન કરત. આ નિર્ણય શુદ્ધતમ છે. હવે કૉંગ્રેસ મને કાઢી મૂકે તો વળી કદાચ વધારે સારું હોય. પણ મારે ઇચ્છવા ન ઇચ્છવા જેવું કંઈ નથી. તે જેમ નચવશે તેમ નાચીશ ને રાચીશ. રાંચી આવવું હોય તો આવજે." (જોરહાટ, તા. ૧૬–૪–'૩૪)

બાપુએ બીજો કાગળ મોકલ્યો:

". . . જે કલકલાટ થાય છે એ ક્ષણિક છે. શમી જશે. મારો નિર્ણય એટલો સરસ છે કે તેની સામે કંઈ જ કહેવા જેવું નથી મળવાનું. કૉંગ્રેસ મને તેને નામે (સત્યાગ્રહ) કરવા દે યા નહીં એ જુદી વાત છે. સત્યાગ્રહની કિંમત પૂરી આ નિર્ણય વિના ન બતાવી શકાત. હજુ બતાવી ન શકાય એ સંભવે. એટલી મારી ઊણપ હોય, સત્યાગ્રહની નહીં જ. મારા નિર્ણયની શુભ અસર અત્યારથી કેટલીક તો જોઈ શકાય છે. પણ એ બધું પુરાણ તારી પાસે શું? તું તો બરોબર સમજી ગયો લાગે છે." (જોરહાટ, તા. ૧૭–૪–'૩૪)

હું રાંચી ગયો, ત્યાં પરિષદ મળી; તેમાં કેટલીક ચર્ચા થઈ; પણ ડૉ. અનસારીએ ધારી રાખ્યું હતું તે પાસ થયું અને પટનામાં

મહાસમિતિમાં રાંચીના ઠરાવ મંજૂર કરાવવાનું નક્કી થયું. હું સમિતિનો સભ્ય હતો એટલે થોડાક દિવસ માટે મુંબઈ ન આવતાં કલકત્તા રોકાયો, અને સમય થતાં પટના પહોંચ્યો.

બાપુ રાંચીનું કાર્ય પૂરું થતાં ઉત્કલ ગયા અને પગપાળા ચાલીને હરિજનયાત્રા કરવાનું શરૂ કર્યું. આ સંબંધમાં મારા પર તેમનો કાગળ આવ્યો :

"મારા જીવનમાં થઈ રહેલા ફેરફારોથી તું ગભરાતો નહીં હોય. એ ફેરફાર મારી અધીરાઈના ફળરૂપે નથી, પણ સત્યની આરાધનાનું ફળ છે. પદયાત્રા મારી બહુ પુરાણી ધૂન છે. મને તો સાવ ટ્રેન મોટરનો ત્યાગ પણ ગમે. એ કાળ હજી આવ્યો નથી, પણ મન એ દિશામાં વહ્યું છે. તેથી મેં ઘણી વાર કહ્યું છે કે, ટ્રેન, મોટર ઇત્યાદિ મારે સારુ ઉપાધિરૂપ છે. એ ભોગના વિષય કદી નથી બન્યા. ધર્મ બેલગાડીમાંય નથી બેસતો. એ તો લૂલો લૂલો ચાલે, પણ મજલ કાપે જ. આ સાત દિવસનો અનુભવ પણ અલૌકિક છે. હવે જ ગામડાં જોવાય છે, અસ્પૃશ્યતાનું ખરું દર્શન થાય છે. સનાતનીનો રોષ પણ શમે ને ન શમે તોયે હું શાંતિથી રહી શકું છું. મોટરમાં તો એનો કચરાઈ જવાનો ભય રહ્યા જ કરે." (બાલિયન્ટા, ઉત્કલ : તા. ૧૫–૫–'૩૪)

પટનામાં ૧૮મી તારીખે મહાસમિતિ મળી. સમિતિએ બાપુ પૂરતો સત્યાગ્રહ ચાલુ રાખ્યો, રચનાત્મક કાર્યક્રમ કાયમ કર્યો અને ધારાસભાની પ્રવૃત્તિ કૉંગ્રેસની કરી.

બાપુની યાત્રા પાછી ચાલુ થઈ અને હું પટનાથી મુંબઈ આવ્યો.

થોડાક દિવસ રહી પગયાત્રા સંબંધી શ્રી સુશીલાનો પત્ર આવ્યો :

"આ પગયાત્રાનું મહત્ત્વ દિન પ્રતિદિન વધતું જાય છે. સેંકડો માણસો બાપુનું દર્શન કરવા અને સંદેશો સાંભળવા આવે છે. રોજની બે ત્રણ સભાઓ થાય છે. અસ્પૃશ્યતાનિવારણ સાથે બાપુ પ્રાર્થના, શરાબનો ત્યાગ અને ઉદ્યમ એના ઉપર પણ ભાર મૂકે છે. રોજ નવા અનુભવ મળે છે. કોઈ વાર નદી ઓળંગીને જવું પડે છે. કોઈ દિવસ રાતના ઘોર અંધારામાં ફાંફાં મારતાં રેતીમાં ચાલવું પડે છે. કોઈ દિવસ મહેલ તો કોઈ દિવસ તંબૂ એવું ચાલે છે. આજે અમારા

નસીબમાં મોટા બંગલો આવ્યો છે, એટલે અમે ખુશ થયાં છીએ. કારણ આજે પાણી પુષ્કળ છે એટલે નાહવા ધોવાની સગવડ છે તેમ જ પવન પણ સરસ વાય છે. ઓરિસામાં ગરમી સખત હોય છે એમ સાંભળ્યું હતું. હાલ તેનો અનુભવ કરી રહ્યાં છીએ. રાતે જોકે ઠંડક હોય છે." (તા. ૧–૬–'૩૪)

ઉત્કલમાં બાપુની પગયાત્રા લાંબી ચાલી નહીં. તે વિષે તેમણે લખ્યું :

"અહીં વરસાદ શરૂ થઈ ગયો છે તેથી પગયાત્રા અશક્ય થઈ છે. તેથી ભદ્રકમાં ત્રણ દિવસ ગાળી રહ્યો છું. આવતી કાલે (શુક્રવારે) નીકળી વર્ધા જઈશ ને ત્યાં ચાર દિવસ રોકાઈ મુંબઈ ધારેલી તારીખે પહોંચીશ. (તા. ૭–૬–'૩૪)

બાપુ હરિજનકાર્ય માટે મુંબઈ આવ્યા તે પહેલાં મને એમનો પત્ર મળ્યો તેમાં અનેક વાતો હતી :

". . . સિવિલ રિઝિસ્ટન્સ વધારે વ્યાપક છે તેમ આદરભર્યો પ્રયોગ છે. સિવિલ ડિસઓબિડિયન્સ સિ. રિ.માં રહેલી વૃત્તિનો અમલદર્શક પ્રયોગ નથી. સિ. ડિ. પણ મનોદશા સૂચવી શકે. સિ. ડિ. પ્રયોગ થોરોએ કરેલો. મને તે નહીં ગમેલો અને તેમાં મારે કહેવાનું બધું નહોતું સમાતું, તેથી શોધખોળ કરતાં મને સિ. રિ. પ્રયોગ સૂઝ્યો પૅસિવ રિઝિસ્ટન્સ પ્રચલિત પ્રયોગ હતો. મારો વિરોધ અથવા મારું બળ 'પૅસિવ' ન હતું. 'ઍક્ટિવ' ખરું, પણ 'ઍક્ટિવ'નો અર્થ હિંસક પણ થઈ શકે. 'સિવિલ' કેવળ અહિંસાસૂચક વિશેષણ છે. તેથી મેં તેને રિઝિસ્ટન્સની સાથે જોડયું.

"દાંડીકૂચની વખતે પ્રતિજ્ઞા લેવાઈ એનો અર્થ એવો તો નહોતો જ કે સ્વરાજ મળ્યા લગી જેલમાં જ રહેવું. જેલમાં રહેવું છેક આપણા હાથમાં પણ હોતું નથી.

"યરવડા પૅક્ટમાં જેમ સરકારે ફેરફાર કરવાનો હતો તેમ પ્રજાએ પણ હરિજન પ્રત્યે દેણું દેવાનું હતું. આ શરત સરકારે જોઈ હતી તેથી ગર્ભિત રીતે એ શરત પાળવા પૂરતી સગવડ મને કરી આપવા બંધાઈ હતી. આવી જ જાતની મારી દલીલનો સ્વીકાર કરીને સરકારે પહેલી કેદમાં છૂટ આપેલી. આ પત્રવ્યવહાર પ્રગટ થઈ ચૂક્યો છે. હવે કેમ ફરી શકે?

"જમનાલાલજીની નિમણૂકમાં મારો હાથ નથી. પણ એ થઈ છે બરોબર. મંત્રીપદ ખાલી રાખ્યું કેમ કે એક મંત્રી બહાર છે. કોઈ જ ન હોત તો તે જગ્યા પણ પૂરવી પડત. આવી બાબતોમાં સિદ્ધાંત નથી હોતો, પણ વિનયની આંકણી હોય છે. ખજાનચી અને પ્રમુખ એક જ હોય એમાં શું અજુગતું છે?

"પાર્લમેન્ટરી બોર્ડનું તું કહે એ તેમ જ છે. ગોર પરણાવી દે, કંઈ ઘર પણ ચલાવે કે? જેવા છઈયે તેવા દેખાશું તો કોઈ દહાડો હોવા જોઈએ તેવા થઈશું.

"હવે ૧૪મીએ ના? છતાં કાંઈ હશે તો લખીશ કે લખાવીશ."
(તા. ૪-૬-'૩૪)

બાપુ ૧૪મી તારીખે મુંબઈ આવ્યા. તેમણે હરિજનકાર્ય જોયું અને કારોબારી સમિતિમાં ભાગ લીધો. તેઓ પાંચ દિવસ રહ્યા અને પછી પૂના ગયા. ત્યાં તેઓ ઉપર બૉમ્બ નાખવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો; બૉમ્બ બાપુને બદલે બીજાની ગાડી ઉપર ફેંકાયો અને બાપુ ઊગરી ગયા. બીજે દિવસે તેઓ મુંબઈ આવ્યા અને પછી અમદાવાદ ગયા.

બાપુને યાત્રા કરતાં છ માસ થયા અને તેમાં તેમણે વિરામનો વિચાર સરખો ન કર્યો. પરિણામે શરીર અને મન ખૂબ થાકયાં અને એ વાત તેમણે જ જાહેરમાં ઉચ્ચારી. આ પછી ઉપવાસના ખબર પ્રગટ થયા. અજમેરમાં સનાતનીઓએ બાપુ વિરુદ્ધ દેખાવ કર્યાં અને સભામાં આવેશ વ્યાપી ગયો. આગેવાન પંડિતને ઈજા થઈ; બાપુએ એ માટે ખેદ બતાવ્યો અને પ્રાયશ્ચિત્ત કરવાનો વિચાર જાહેર કર્યો. બાપુ કરાંચી ગયા અને ત્યાંથી સાત દિવસના ઉપવાસ કરવાનો પોતાનો નિર્ણય જગતને જણાવ્યો. પ્રાયશ્ચિત્તનો વિચાર મુલતવી રાખવાનો આગ્રહ મેં એમને તારથી કર્યો. તેમનો તાર આવ્યો:

"નિર્ણય લેવાઈ ચૂકયો છે. તે અનિવાર્ય હતો. મારું નિવેદન વાંચ." (કરાંચી: તા. ૧૦-૭-'૩૪)

મહાદેવ બેલગામ જેલમાંથી છૂટીને મુંબઈ આવ્યા. સ્વામી આનંદ પણ અહીં હતા. અમે બાપુની યાત્રાની અને આગામી

ઉપવાસની ચર્ચા કરી અને બાપુ વિષે અમારી ચિંતા તારથી ઠક્કરબાપાને જણાવી. આ પછી મહાદેવ બાપુ પાસે ગયા. મારા પર તેમનો કાગળ કાનપુરથી આવ્યો. તેમાં તેમણે મારા તારવ્યવહારનો ઉલ્લેખ કર્યો અને લખ્યું:

". . . પણ ગમે તેમ હો, બાપુને પોતાને પોતાનું રક્ષણ કરવાનું સૂઝી ગયું ખરું અને એ બધા તારોના પરિણામ તરીકે જ જાણે બાપુએ નિત્યનું પાંચ કલાકનું મૌન સ્વીકાર્યું. આની અસર સરસ થઈ છે. કલકત્તામાં . . . ૧૧ાા વાગ્યા સુધી બાપુને સૂવાનું નહોતું મળી શકતું અને ૩ વાગ્યે ઊઠવાનું તો ચાલુ જ હતું, ત્યાં પણ આ પાંચ કલાકનું મૌન એમને રક્ષણ કરનારું નીવડ્યું. અહીં પણ મૌનનું પરિણામ શુભ જ આવ્યું છે. આવતી કાલે દાક્તરો તપાસી જવાના છે. . . . આ વખતે એ લોકોએ પાણી પહેલાં પાળ બાંધવાનો પ્રબંધ કર્યો છે અને આજથી બાપુને Glucose (ગ્લુકોઝ) ઉપર મૂક્યા છે, એટલે કે ઉપવાસ આવે ત્યારે એમની normal condition (નૉર્મલ કન્ડીશન) હોય. . . ." (કાનપુર, તા. ૨૫-૭-'૩૪)

બાપુએ જે દિવસે ઉપવાસનો નિર્ણય પ્રગટ કર્યો તે દિવસે મને કાગળ લખ્યો:

"રાજાજીના ભૂલાભાઈના માંચડા ઉપર ઊભવામાં હું કંઈ અયોગ્ય નથી જોતો. એ બધું કરતાં છતાં બોર્ડમાં ન હોય અને એસેમ્બ્લીમાં ન જાય એ જ યોગ્ય છે. કટ્ટર અસહયોગી ન હોય એવાને પણ હું તો એસેમ્બ્લીમાં જતાં રોકું. તેમાં જનારા ઘણા વધારે હોય. તે બધા જાય એ કંઈ શોભે નહીં; બધા જઈ પણ ન શકે.

"રાજાજી અને રાજેન્દ્રબાબુને વિષે આપણે એટલું માનવું જોઈએ કે, તેમને જ્યારે બોર્ડમાં કે એસેમ્બ્લીમાં જવું યોગ્ય લાગશે ત્યારે તેઓ જશે. તેમને છૂટ છે જ. એથી ઊલટું તારા જેવા જેઓ સાવ અસ્પૃષ્ટ રહેવા ઇચ્છે તેને તેમ રહેવાની પણ છૂટ છે. એમાં કોઈની કશી નિંદા થવાની છે જ નહીં, છતાં થવાની હોય તો છો થતી. આ યુગ એવો છે કે જેમાં ડરને છોડવાનો છે. એકબીજાની સામે બેસીને જોવાનું નથી. મારા બૌદ્ધિક પ્રયોગો જ્યાં લગી જેને રુચે ત્યાં લગી તેનો અમલ કરે. આધ્યાત્મિક પ્રયોગોને વિષે શ્રદ્ધાની જરૂર રહે. એ હોય ત્યાં લગી તેને અનુસરે. બળાત્કારે ન હૃદયને વાળે ન બુદ્ધિને ઘસડે.

"મારા આગામી ઉપવાસનું છાપાંમાં જોશે એટલે વધુ નથી લખતો. એની આવશ્યકતા સ્વયંસિદ્ધ લાગવી જોઈએ.

"તારો તાર મળ્યો છે. મારી તબિયત નભશે. મારી ઉપર રોજ બહુ બોજો ન પડે તો પહોંચી વળીશ. રોઠે આવીને શિરામણ શું કરવા બેસું? આસ્થા રાખ." (તા. ૧૦–૭–'૩૪)

ઉપવાસની ચર્ચા આટલેથી પૂરી થઈ. ઉપવાસ ઑગસ્ટ માસમાં થવાના હતા. તે પહેલાં હરિજન પ્રવાસ ચાલુ રહ્યો. બાપુ કાશીમાં હતા ત્યારે ત્યાં કારોબારી સમિતિ મળી. કોંગ્રેસની બેઠક મુંબઈમાં ઑક્ટોબર માસમાં થવાની હતી. તેની સ્વાગત સમિતિના ચાર ખજાનચીમાં એક હું હતો અને સમિતિના કાર્યમાં રસ લેતો હતો. મારા પર બાપુનો પત્ર આવ્યો :

"તેં કાગળ ભલે લખ્યો. આજે જ મળ્યો. બરોબર વ. કમિટીની બેઠક થઈ રહી ને તે મારા હાથમાં આવ્યો.

"તારી સૂચનામાં દોષ એ છે કે, અત્યારે આપણે સવિનય ભંગ નથી કરતા. અબદુલ ગફારખાનને નીમવામાં વિનયનો ભંગ છે. આ વખતની કૃતિ આગલી કરતાં નોખી છે એ વાત કોઈ સમજી નથી શક્યું. આપણા કાર્યમાં, આપણી ભાષામાં ઉદ્દંડતા પાર વિનાની આવી ગઈ છે. એ હિંસાસૂચક છે. શત્રુ પ્રત્યે પણ મિત્રતા, વિનય હોવાં જોઈએ એ તો નથી જ, પણ જૂઠાણું, ઉદ્ધતાઈ ઓછાં થવાને બદલે કાર્યકર્તામાં કેમ જાણે વધ્યાં ન હોય એવો આભાસ આવે છે. આ વધારે સમજાવવાની જરૂર છે, પણ વખત નથી. મળીએ ને વખત હોય ત્યારે જિજ્ઞાસા હોય તો પૂછજે.

"તું પણ એક ખજાનચી તો થયો જ છે. શરીરને રખેને ઘસતો. એ નહીં પાલવે." (તા. ૩૦–૭–'૩૪)

બાપુની હરિજનયાત્રા પૂરી થઈ અને ઑગસ્ટ માસની ૭મી તારીખે વર્ધામાં તેમણે ૭ દિવસના ઉપવાસ શરૂ કર્યા. હું મુંબઈ જ રોકાયો. બાપુની તબિયત વિષે રોજનાં બુલેટીન મહાદેવ મને મોકલતા અને કોઈક વાર કાગળ પણ લખતા. ઉપવાસને બીજે જ દિવસે મહાદેવે મિત્રો જોગ અંગ્રેજી કાગળ મોકલ્યો. તેમાં તેમણે લખ્યું :

"ઉપવાસ કરવામાં જરાય ઉતાવળ થઈ નથી. એમને એની બહુ જ જરૂર હતી એમ હું કહું. . . . દિવસો થયાં એમના દિલમાં સંતાપ ભેગો થતો હતો અને તેને બહાર નીકળવાનો આ અનુકૂળ અને નિર્મળ માર્ગ હતો. કૉંગ્રેસમાં દેખાતો બગાડો અને સર્વત્ર નજરે આવતો નિયમનનો અભાવ એમને વ્યથા કરતા હતા; અને એ દયા સમજો કે એમણે વધારે ઉગ્ર તપ કરવાનો વિચાર ન કર્યો. . . .

"બાપુએ વાતો કરવી ચાલુ રાખી; મેં એમને રોકવા જતાં કહ્યું: 'દાક્તરોનો તો વિચાર કરો?' તરત એમણે જવાબ આપ્યો: 'દાક્તરો શું જાણે? મને તો આરામ ને નિદ્રાની જરૂર છે. તેમાંથી મને પોષણ મળશે. મારી શક્તિ વધતી મને લાગે છે. ઉપવાસ પૂરા થતાં મારો થાક સાવ ઊતરી જાય અને પાછો તાજો થઈ જાઉં તો મને નવાઈ નહીં લાગે. ઓરિસામાં મારી તબિયત બહુ સરસ હતી, પણ ત્યાર પછી જે કાર્યક્રમ ગોઠવાયો એથી યાત્રાની મહત્તા મારી ગઈ. તે યંત્રવત્ થઈ ગયો અને મને ચાલુ અકળામણ કરનારો નીવડ્યો. તમારે ભૂલવું નહીં કે નવ મહિના સુધી મેં આરામ અને ઊંઘની ખેંચ વેઠી છે તેને મારે પહોંચી વળવાનું છે. તમે જોરો કે ઉપવાસ આશીર્વાદરૂપ નીવડશે.'" (તા. ૮-૮-'૩૪)

ઉપવાસના દિવસોમાં બાપુની તબિયત અચંબો પમાડે એવી સંતોષકારક રહી. માત્ર છેલ્લે દિવસે તેઓ હેરાન થયા. પરંતુ વ્રત પૂરું થતાં આરોગ્ય મેળવી લેવામાં તેમને અડચણ ન આવી.

બાપુએ હરિજનયાત્રા કરી અને ઉપવાસ કર્યા. તેમના અંતરમાં કૉંગ્રેસ સાથેના પોતાના સંબંધ વિષે પણ મંથન ચાલી રહ્યાં હતાં તે હવે વિશેષ સ્પષ્ટ થવા લાગ્યાં અને મિત્રો ધીમે ધીમે તે જાણતા અને ચર્ચતા થયા. મહાદેવ છૂટીને મને મળ્યા ત્યારે અમારી વચ્ચે ચર્ચા થઈ હતી અને તેનો ઉલ્લેખ મહાદેવે વર્ધામાં થતી ચર્ચા વખતે બાપુને કર્યો:

"મેં બાપુને કહ્યું કે, 'અમારો અભિપ્રાય ઘણાને કઢંગો લાગશે, પણ મારે અને મથુરાદાસને તો હું બેલગામથી છૂટીને આવ્યો ત્યારે જ વાત થયેલી અને અમે બે એ વિચાર ઉપર આવેલા કે બાપુએ 'રિટાયર' (નિવૃત્ત) થવું પડશે, થવું જોઈએ.' આ વિષયની ચર્ચા થઈ તેમાં દલીલ તો આપણે કરેલી એ જ છે. જે પક્ષ

ગાંધીવાદમાં માને છે તેની પાસે એ માન્યતાને અમલમાં મૂકવા જેટલી સંપત્તિ નથી; જે પક્ષ વિરોધ કરે છે એ વિરોધ કરતાં દબાય છે. પરિણામે બન્ને પક્ષોની ઉન્નતિ અટકે છે, બાપુની પોતાની પાંખ કપાય છે. જો એમને છૂટા કરવામાં આવે તો કામ તો જે કરતા હતા તે કરે, પણ પૂરેપૂરી શક્તિથી જ્યાં સુધી ઊડવું હોય ત્યાં સુધી એ ઊડી શકે. . . . આ પગલાથી કોઈ પણ રીતે જવાહરને અન્યાય થાય એમ આ મિત્રો બાપુને સિદ્ધ કરી આપી શકે તો બાપુ આ પગલું લેવાનું માંડી વાળે. આ પગલા વિષે એટલી વિશેષતા છે કે, એ ઉપવાસની જેમ 'ઇર્‌રિવોકેબલ' (અફર) નથી. એને વિષે દલીલને અવકાશ રાખ્યો છે અને બધાને ચર્ચા કરવાની છૂટ મૂકી છે. આવતી કાલે જે તે નિર્ણય ઉપર આવવું પડશે." (તા. ૯–૯–'૩૪)

આ કાગળ મળતાં મેં બાપુને તરત તાર કર્યો કે :

"આપના જીવનકાર્યની સફળતા અને દેશની પ્રગતિ આપ કૉંગ્રેસમાંથી ફારેગ થાઓ તો થાય એમ મને ચોક્કસ લાગે છે. સૌ ગૂંગળાઈ રહ્યા છે. તેમને છૂટા કરો."

બાપુએ તાર મિત્રોને ત્યાં વાંચી સંભળાવ્યો.

કૉંગ્રેસમાંથી નિવૃત્ત થવા વિષે બાપુનો વિચાર દિન પ્રતિદિન દૃઢ થતો જતો હતો, પણ એમ કરવામાંયે બળાત્કાર ન થઈ જાય એ એમને જોવાનું હતું. તેમણે ઉતાવળ ન કરી; પરંતુ એમનો એ વિચાર ચોમેર પ્રસરી ગયો અને એમણે એ સંબંધી પોતાના વિચાર પ્રગટ કર્યા. તેમાં મુખ્ય વિચાર આ હતો :

'સરકારને તેમ કેર વર્તાવનારને મારે બતાવી આપવું છે કે અહિંસા સફળ સાધન છે; તે દ્વારા યોગ્ય વસ્તુમાત્ર, સ્વતંત્રતા સુધ્ધાં મેળવી શકાય છે; આ મારા જીવનનું પરમકાર્ય છે અને તે સારુ મને વર્તવાની છૂટ પૂરેપૂરી જોઈએ.'

ત્રણેક અઠવાડિયાં સુધી બાપુને મારો પત્ર ન ગયો એટલે તેમણે લખ્યું :

"તું મને ન લખે ને હું તને ન લખું એ સારું સારું છે. હવે તને મેં લખ્યું એટલે તું લખજે. મિ. ઍન્ડ્રૂઝનો કાગળ તેને આપજે." (તા. ૨૩–૮–'૩૪)

દક્ષિણ આફ્રિકાથી મિ. એન્ડ્રૂઝ બે દિવસમાં આવવાના હતા અને મારે તેમને ઉતારવા જવાનું હતું. બાપુનો કાગળ એમને તે વખતે પહોંચાડવાનો હતો.

કોંગ્રેસ સ્વાગત સમિતિને થોડાક વખતમાં ઘણું કામ કરવાનું હતું; વર્લીની ખુલ્લી જગામાં નગર રચવાનું હતું અને તે માટે ચાર પાંચ જણાની નાની સમિતિ થઈ તેમાં હું હતો. સમિતિના બીજાં કામોમાં પણ હું ભાગ લેતો. કોંગ્રેસ મારે મન પીઢ સંસ્થા હતી અને સંગીત, વિનોદ, મનોરંજન કાર્યક્રમ વગેરે તેના કાર્યમાં બંધબેસતાં મને ન લાગતાં. જે ચાલતું હતું તે વિષે મેં બાપુને લખ્યું. તેમનો પત્ર આવ્યો:

"તારો કાગળ મળ્યો. તેં કર્મયોગ ઉપર લખ્યું છે એ તો હું કાલે જ અનાયાસે જોઈ ગયો. હવે વખત મળશે તો વાંચી જઈશ.

"મ્યુઝિક શું, સિનેમા શું? કોંગ્રેસને ફિલીસ સરકસ કે બારનમ શો બનાવવી છે કે? પણ આમાં હું શું કહું? મને સંગીત પ્રિય છે, પણ બધું તેને સ્થાને શોભે. ત્રણ ચાર દહાડા કોંગ્રેસ ચાલે તેમાં આવું બધું હોય એટલે ગાંભીર્ય ચાલ્યું જાય. આવું કંઈ કરવું હોય તોયે તેનો ઇજારો કોઈને અપાય, પણ જ્યાં પાર્લમેંટ બેસે ત્યાં તો આવું કંઈ ન હોય એમ મારો અભિપ્રાય છે. પણ કોંગ્રેસને તમાશો કરી મૂકેલ છે. હિંદુસ્તાનના ખરા સંગીતને સો ટકા સ્વદેશી પ્રદર્શનમાં સ્થાન બરોબર છે. પણ તેમાં તો જૂનાં વાજિંત્રો હોય. બેંડને તો ક્યાંય જગ્યા હું નથી જોતો. આ સરદારને વંચાવી શકે છે. બાકી સબસે બડી ચૂપ સેવવી હોય તો સેવજે. હું જે પગલું ભરવા માગું છું એનું તો તેં સરદાર પાસેથી સાંભળ્યું હશે, એટલે અહીં લખીને મારી ક્ષણોનો દુર્વ્યય નથી કરતો.

"મારી તબિયતનું શું પૂછવું? કાલે પરીક્ષા થઈ. આખો દહાડો કલમ ચાલી. હરકત નથી આવી.

"બાકી તો તને કોઈ લખવું હોય તો." (વર્ધા, તા. ૪–૯–'૩૪)

મારા જન્મદિવસના પ્રસંગે મેં બાપુને પ્રણામ મોકલાવ્યા તેના ઉત્તરમાં એમનો પત્ર આવ્યો:

"તેં ૪૦ વર્ષ પૂરાં કર્યાં એટલે સોમાંથી ચાલીસ ઓછાં થયાં એમ પણ કહેવાયના? એવી રીતે ગણતરી કરીએ તો દિવસ જાય છે તેમ આપણે નાના થતા જઈએ છીએ એમ પણ કહી શકાય. બાકીનાં ૬૦ ચાલીસના જેવાં પૂરાં કરજે ને આજ લગીની કમાણીમાં વધારો કરજે.

". . . . તેં તો તારું कर्मयोगनुं પુસ્તક મને નથી મોકલ્યું. પણ મેં અનાયાસે જોયું ને તે રોજ વાચનાલયમાં વંચાય છે. થોડા દિવસમાં પૂરું થશે. રચના મને ગમે છે. થોડાં પાનાંમાં બહુ સમાવવાનો પ્રયત્ન કર્યો છે. તે નહીં જાણનારને સમજવામાં મુશ્કેલ હશે. ખરાબ રીતે બંધાયું છે. એની ખપત કેવી છે? विचारसृष्टि કંઈ ચાલે છે કે?" (તા. ૧૧-૯-'૩૪)

થોડાક દિવસમાં બાપુનો જન્મદિવસ આવ્યો. છાન્દોગ્ય ઉપનિષદમાં મહિદાસે ૧૧૬ વર્ષનું આયુષ્ય ભોગવ્યું એવી કથા છે તે મને યાદ આવી. એટલું આયુષ્ય એમના વિષે સાચું ઠરે એવી અભિલાષા મેં વ્યક્ત કરી અને ઉમેર્યું:

"આપના નવા વર્ષના આરંભમાં જ કૉંગ્રેસની બેઠક થાય છે; તે ટાણે કૉંગ્રેસમાંથી નિવૃત્ત થવાનો આપનો વિચાર હવે તો અચલ નિર્ણયરૂપ થયો જ હશે. તેમાં જ કૉંગ્રેસનું, દેશનું અને માનવકુલનું હિત રહેલું છે. (તા. ૪-૧૦-'૩૪)

બાપુનો જવાબ આવ્યો:

"તારો કાગળ મળ્યો. ૧૦૦ના ૧૧૬ કરવા જતાં ૧૦૦માંથી પણ મૂકવાં પડશે. અતિ લોભીને ઈશ્વર દાદ તો નથી જ દેતો, પણ સજા કરે છે.

"કૉંગ્રેસમાંથી કાઢવા જેટલો તું ઉત્સુક થઈ રહ્યો છે તેના કરતાં હું નીકળવા વધારે ઉત્સુક થઈ રહ્યો છું. એટલે એ કામ સહેજે થઈ શકે એવા ઉપાયો જ આપણને રચવાપણું રહે છે.

"હું આવું ત્યારે કેટલી વસ્તી હશે એ તો હું જાણતો નથી, પણ એક પણ મફત ટિકિટ નહીં કઢાય એ તો મને ગમે જ છે. મોટાઓ પોતાનાં છોકરાછૈયાંને મફત ઘુસાડે છે એનો હું હમેશાં વિરોધ કરતો જ આવ્યો છું. એટલે મને એ નિયમ ગમ્યો છે. એનું પાલન તો ખાદીના નિયમ જેટલું જ થવાનું છે. પણ મારે તારે તો કેવળ એ જ હોઈશું

તોય પાલન કરવાનું રહેશે. પછી પ્રેસ રિપોર્ટર તરીકે તું દિલીપને ઘુસાડે ને સેવિકા તરીકે તારામતિને ઘુસાડે તો તેની જવાબદારી તું ભોગવજે. ભગવાન તારા રથનું એક પૈડું આખુંય જમીનમાં ખૂંચવી દેશે. મારું ચાલે તો તો હું કેવળ મહાદેવ, પ્યારેલાલ, દેવરાજ અને કનુને લઈ ને આવું. પણ મારું ચાલવાનું નથી . . . કહેશે આટલાં વર્ષની મજૂરીનો બદલો જોઈશે જ. છોકરીઓનું શું થશે તે તો દેવ જાણે. કાકા તો હશે જ. પણ એમાંના કોઈ પંડાલમાં નહીં ઘૂસવા પામે. . . ." (વર્ધા, તા. ૬–૧૦–'૩૪)

તારામતિ સેવિકા ન થઈ, દિલીપ રિપોર્ટર ન થયો. બન્ને કૉંગ્રેસમંડપમાં ગયાં તે બીજાઓની જેમ ટિકિટ ખરીદીને ગયાં.

કૉંગ્રેસની ભવ્ય બેઠક ઑક્ટોબર માસના છેલ્લા અઠવાડિયામાં દરિયા નજદીક વર્લીમાં થઈ. સવિનય અનાદર કરવાનો અધિકાર માત્ર બાપુને અપાયો; ધારાસભાપ્રવેશનો નિર્ણય થયો અને બાપુ કૉંગ્રેસમાંથી નિવૃત્ત થયા.

કૉંગ્રેસનું કામ પૂરું થતાં બાપુ વર્ધા ગયા. તેમણે નવેમ્બર માસ હરિજનકાર્યમાં અને ગ્રામ ઉદ્યોગ સંઘની રચના કરવામાં ગાળવાનો વિચાર કર્યો અને પછી સરહદ પ્રાંતમાં બાદશાહખાનની અહિંસાની પ્રવૃત્તિ જાતે જોઈ જાણી લેવા ઇચ્છા કરી. પણ તેઓ ત્યાં જાય એ વાઇસરૉયને ન ગમ્યું અને બાપુએ જવાનું માંડી વાળ્યું. તેઓ આત્મસંતોષ માટે સરહદ પ્રાંત જવાના હતા, પણ તે પ્રસંગ ઠેલાયો એ એમને ગમ્યું નહીં. તેઓ જેલ જવાનો વિચાર કરતા થયા. મને તેમણે પત્ર લખ્યો :

"જેલની તૈયારી કરી રહ્યો છું. હવે ટાળવાનું મુશ્કેલ જોઉં છું. 'આજનો લહાવો લીજિયે રે કાલ કોણે દીઠી'તી.'

"મેં संक्षिप्त बालकांड નાતાલમાં છપાવ્યો હતો તે અને ગટુલાલજીની सुभाषित लहरी તારી પાસે હોય તો એં'ડ્રૂઝની સાથે મોકલી દેજે. તેમાં ગટુલાલજીની સમશ્લોકી ગીતા છે તે જોઈએ છે." (તા. ૫–૧૨–'૩૪)

બાપુનો બીજો પત્ર આવ્યો :

"મારું संक्षिप्त बालकांड તો મળવાનો સંભવ જ નથી. ગટુલાલનું મળવાનો સંભવ છે. મળે તો મોકલજે. કદાચ મુનશીને ત્યાં હોય.

[illegible] તો કોઈ દક્ષિણ આફ્રિકા જઈ આવેલ હિંદીને ત્યાં હોય. તપાસ કરજે.

"ખાનસાહેબને શા સારુ પકડ્યા તેનું અનુમાન કરવામાં કાળક્ષેપ શાને કરીએ ? સીધું કારણ તો છે જ. તેનું તેજ સહન નથી થતું.

"મારું જેલયાત્રા કરવાનું લંબાશે. છેવટે તો એ જ છે એમ ભાસે છે.

"૧૮મીએ કે ૧૯મીએ વર્ધા છોડવા ધારું છું.

"મને ગમે ત્યાં લઈ જાય ત્યાં હરિજનકાર્યની સગવડ આપવી જ જોઈએ એમ અત્યારે તો લાગે છે.

". . . હમણાં તો સ્વતંત્ર વિચાર કરી રહ્યો છે. કુટાતાં પિટાતાં ઠેકાણે આવશે એમ ધારું તો છું. મન ખૂબ અસ્થિર થઈ ગયું છે. ઈશ્વર ધણી છે. એ વધુ તપાસવાની શક્તિ ધરાવે છે. આ જ્ઞાન મને ચિંતામુક્ત કરી શકે છે." (તા. ૧૦-૧૨-'૩૪)

બાદશાહખાન કોંગ્રેસ વખતે મુંબઈમાં હતા; તેમણે ભાયખલ્લામાં ભાષણ આપ્યું તે સરકારને ખૂંચ્યું; એ માટે એમને વર્ધામાં પકડવામાં આવ્યા. એમનો કેસ મુંબઈમાં ચાલ્યો. એ સંબંધી શું કરવું એની ચર્ચા શ્રી ભૂલાભાઈને ત્યાં થઈ; સરદાર પણ ત્યાં જ હતા. તેમણે સલાહ આપી કે મારે બાપુ પાસે આ સંબંધી જઈ આવવું. બીજે દિવસે સવારે શ્રી ભૂલાભાઈએ શ્રી પકવાસાને પણ વર્ધા જવા તૈયાર કર્યા. અમે બન્ને ગયા અને બાપુ સાથે વાત થઈ. તેમણે બચાવ કરવાની ના કહી, પણ કોર્ટ પાસે નિવેદન કરવાનું સૂચવ્યું. અમે બીજે જ દિવસે મુંબઈ આવ્યા. બે દિવસ રહી કેસ નીકળ્યો; બાદશાહખાને બાપુની સલાહ મુજબ નિવેદન કર્યું અને કેસમાં ભાગ ન લીધો. એમને બે વર્ષની સખત કેદની સજા થઈ.

## ૨૫

# કેટલાક પ્રશ્નો

૧૯૩૫ની સાલના આરંભના મહિનામાં મુંબઈની મ્યુનિસિપલ કૉર્પોરેશનની ચૂંટણી થઈ તેમાં મેં બાપુની અનુમતિ મેળવી ઉમેદવારી કરી અને હું ચૂંટાયો. આ સમયે સત્યાગ્રહની લડત મુલતવી રહી હતી; પણ સરકાર સાથે વ્યવહાર કેવો રાખવો એ નક્કી નહોતું થયું. કૉર્પોરેશનમાં સરકારના સમાગમમાં આવવાનું અનેક રીતે થાય અને તેવે પ્રસંગે કૉંગ્રેસી કેવું વલણ રાખે એ મારે જાણવું જરૂરનું હતું. મેં આ વિષે બાપુને લખ્યું; તેના જવાબમાં તેમણે મહાદેવ પાસે મને લખાવ્યું :

> "બાપુ કહે છે કે, સામાન્ય નિયમ એવો ખરો કે આપણે સરકારી ફંક્ષનોમાં ન જવું જોઈએ, પણ આપણા ન જવાથી શહેરને નુકસાન થાય એવાં ફંક્ષન હું (એટલે બાપુ) કલ્પી શકું છું. જે નિયમ એસેમ્બ્લીના સભ્યોને લાગુ પડે છે તે પૂરેપૂરે અંશે મ્યુનિસિપાલિટીના સભ્યોને લાગુ પડે છે એમ ન કહી શકાય, કારણ એસેમ્બ્લીના સભ્યોનો લડવાનો ઉદ્દેશ પ્રધાન છે, જ્યારે મ્યુનિસિપાલિટીના સભ્યોનો પ્રધાન ઉદ્દેશ શહેરની સેવાનો છે. એટલે સામાન્ય નિયમ તો કદાચ એ હોય કે પાર્ટીને અનુસરવું અને જ્યાં પાર્ટી સાવ અવળે માર્ગે જતી હોય ત્યાં તેનાથી જુદા પડવું. આમ એસેમ્બ્લી અને મ્યુનિસિપાલિટી વચ્ચે ભેદ જાળવવાની જરૂર છે. . . . . ."
> (વર્ધા, તા. ૨૮-૨-'૩૫)

આ સાલ એપ્રિલ માસમાં શહેનશાહ જ્યૉર્જ પાંચમાને ગાદીએ આવ્યે પચીસ વર્ષ પૂરાં થતાં હતાં તેનો સરકારી ઉત્સવ થવાનો હતો. કારોબારી સમિતિએ જાન્યુઆરી માસમાં જ આ વિષે ઠરાવ કરી સૌને સૂચના આપી મૂકી હતી કે, પ્રજાએ અને કૉંગ્રેસીઓએ ઉત્સવનો વિરોધ કરવા દેખાવ કરવાના નથી તેમ જાહેર સંસ્થામાં ચૂંટાયેલા કૉંગ્રેસીઓએ ઉત્સવમાં ભાગ લેવાનો નથી. પરંતુ મુંબઈમાં

એની ચર્ચા ચાલી એટલે મેં બાપુનો અભિપ્રાય ઇચ્છ્યો. તેમનો કાગળ આવ્યો :

"રૂપેરી પચાસીને અંગે જે કંઈ થશે તેમાં તારે ભાગ લેવાપણું નહીં હોય. પણ ધારો કે તારા ન જવાથી મ્યુનિસિપાલિટીને નુકસાન પહોંચતું સ્પષ્ટ રીતે જણાય તો તારે જવું જોઈએ. આ જ નિયમ સોશિયલ ફંક્ષનને પણ લાગુ પડે છે. યાદ રાખવું જોઈએ કે અત્યારે અસહયોગનો અમલ નથી કરતા. એ જાતની લડાઈ બંધ છે. તેથી મ્યુનિસિપાલિટીમાં જનાર પોતાની સ્વતંત્રતા, સ્વમાન, પ્રજામાન જાળવીને શહેરની જે સેવા થઈ શકે તે કરે. આટલું બતાવ્યા પછી મારે દૃષ્ટાંત કલ્પવાની જરૂર નથી રહેતી. છતાં તું ઇચ્છશે તો ઘડી કાઢીશ. જ્યારે તને લાગે કે તું સેવા નથી કરી શકતો પણ માનભંગ વહોરવાનો ભય રહે છે ત્યારે તને કારણ પ્રગટ કરીને નીકળી જવાનો ધર્મ પ્રાપ્ત થશે.

"હરિજનસેવા, મદ્યનિષેધ, ખાદી, ગ્રામઉદ્યોગ વગેરેનું જે કંઈ થઈ શકે તે કરજે. બહુ કરવાનો અવકાશ સત્તાએ રહેવા દીધો નથી. તેમાં આપણો વાંક પણ સારી પેઠે છે. જોને, હિંદુમુસ્લિમનું ક્યાં કરી શકીએ છીએ? પણ એ નિરાશા થવાનું કારણ નથી, વધારે પ્રયત્નનું છે. (વર્ધા, તા. ૪–૩–'૩૫)

બીજા એક પ્રસંગ વિષે બાપુએ મને લખ્યું :

". . . એક નન્નો છત્રીસ રોગને હરે છે. પંચ ઇંગ્રેજી છાપાની શિખામણની ધાત છે તેમાં એક આ છે. જરા પણ શંકા હોય ત્યારે Don't is *Punch*'s advice . . .

"અત્યારનું વાયુમંડળ ખૂબ અનીતિમય બની ગયું છે એ તો આપણે જોઈ શકીએ છીએ. એવી સ્થિતિમાં મૂકસેવા એ જ સુવર્ણ માર્ગ છે." (વર્ધા, તા. ૨૯–૩–'૩૫)

ડિસેમ્બર માસથી બાપુને સવિનય અનાદરનો વિચાર આવ્યા કરતો હતો. એની ચર્ચા તેઓ કોઈ કોઈ મિત્ર સાથે કરી લેતા. તેમને થયા કરતું કે, 'મારો એકલાનો સત્યાગ્રહ અણિશુદ્ધ હોય તો જ તેની સફળતા દેખાય. અહિંસા સૂરજ જેમ તેજ પ્રસારતી હોવી જોઈએ; અંધને પણ સૂર્યોદયનું ભાન થાય છે અને મધ્યાહ્નનો તાપ તો તે સહેજે અનુભવે છે, તેમ માણસમાં પ્રેમ વ્યાપી જાય

છે ત્યારે તેની અસર મધ્યાહ્નના સૂર્ય જેવી થાય છે. મારામાં આ જીવનમાં આવી અહિંસા વિકસે કે ન વિકસે પણ આનાથી ઊતરતી અહિંસા ન ચાલે.' પરંતુ બાપુને પોતા પૂરતો સત્યાગ્રહ કરવાનો અવસર ન આવ્યો.

મે માસમાં શ્રી કમલા નેહરુ આરોગ્ય મેળવવા યુરોપ જવાનાં હતાં; તેમને મળવા બાપુ મુંબઈ આવ્યા. તેઓ આવ્યા તે દિવસે કપિલની તબિયત સારી ન હતી. હું તેમને ઉતારવા કે મળવા ન જઈ શક્યો. બા અને મહાદેવ ઘેર આવી ગયાં. બાપુ રાતે બોરસદ ગયા અને ત્યાંથી બે દિવસ રહી એમનો કાગળ આવ્યો :

"ન તું મને મળી શક્યો ન હું કપિલને જોવા આવી શક્યો. મહાદેવ ઉપરનો તારો કાગળ વાંચ્યો. કપિલ સારો થઈ ગયો એ વધામણી." (બોરસદ, તા. ૨૯-૫-'૩૫)

કવેટામાં જબરો ધરતીકંપ થયો; અસંખ્ય માણસો અને મિલકત દટાઈ ગયાં. મુંબઈના મેયરની રાહત સમિતિ થઈ. સરકારે કવેટામાં સહાયનું કામ પોતાને હસ્તક રાખ્યું અને બીજા કોઈને ત્યાં જવાની મનાઈ કરી. આથી કરીને રાહત સમિતિ નાણાં ઉઘરાવે તે વાઇસરૉય દ્વારા વપરાય એવી સ્થિતિ ઊભી થઈ. સરકારમાં સાવ ભળી જવું મને યોગ્ય લાગ્યું નહીં. મેં બાપુને લખ્યું અને શ્રી રાજેન્દ્રબાબુનો તે સંબંધી સંપર્ક સાધ્યો; હું સરદાર પાસે સુરત ગયો. શ્રી રાજેન્દ્રબાબુ બાપુને મળી મુંબઈ આવ્યા અને સૌની સંમતિથી શ્રી ભૂલાભાઈ દેસાઈના પ્રમુખપણા હેઠળ લોકસમિતિ નિમાઈ. અમે કેટલાક કૉંગ્રેસીઓ મેયરની સમિતિમાં હતા તે તેમાંથી નીકળી ગયા. કૉંગ્રેસના પ્રમુખે પણ સમિતિ નીમી અને જેઓ કવેટા છોડી સિંધ પંજાબ આવ્યા તેમને સહાય કરવામાં આવી.

ટિળક સ્વરાજ ફંડ ૧૯૨૧ની સાલમાં ભેગું થયું. પ્રાંતિક સમિતિઓ પોતાને હસ્તકના ફંડના હિસાબ ઑડિટ કરાવી પ્રગટ કરતી. છતાં ફંડનું શું થયું એવો પ્રશ્ન કેટલીક વાર પુછાતો અને આ સાલમાં તે વિશેષ પુછાયો. તેની ચર્ચા ટાઇમ્સ જેવા છાપામાં કેટલોક વખત સુધી ચાલી. વર્ષની આખરમાં તેનો પ્રતિનિધિ મને મળ્યો અને મેં

એને ફંડ વિષે ઉપયોગી માહિતી આપી તે તેણે છાપી. આ પછી ચર્ચા ઓછી થઈ અને બંધ પડી: કેટલાકોએ બાપુ સાથે પણ પત્રવ્યવહાર કર્યો. આક્ષેપ કરનારને કોર્ટે કાં ન લઈ જવા એવો વિચાર કારોબારી સમિતિએ કર્યો, પણ એ પગલું ભરવાની જરૂર ઊભી ન થઈ. મારા પર બાપુનો પત્ર આવ્યો:

". . .ના પ્રશ્નોનો તારો જવાબ સાવ બરોબર છે. એવા પ્રશ્નો તો ગમે ત્યારે પુછાય. કોઈ જવાબદાર વ્યક્તિ પૂછે ત્યારે જવાબ આપ્યે જ છૂટકો. એને મુદ્દત લાગુ ન પડે. આમની સ્મરણશક્તિ હંમેશાં નબળી હોય છે. જનતાના સેવક ધીરજ છોડી શકતા નથી. તેણે ઉત્તર આપવાની તૈયારી રોજ રાખવી જ જોઈએ. એટલે તારો જવાબ મારે નામે મોકલી દીધો છે." (વર્ધા, તા. ૨૭-૯-'૩૫)

આ અરસામાં મુંબઈમાં એવી અફવા ચાલી કે બાપુ ફરીને કૉંગ્રેસમાં આવે છે. મને એથી નવાઈ થઈ. મેં બાપુને લખ્યું. એમનો જવાબ આવ્યો:

"વર્ધામાં તો કંઈ જ ચાલી નથી રહ્યું. વલ્લભભાઈ આવ્યા ત્યારે પણ કંઈ ન હતું. ઘનશ્યામદાસ આવ્યા એટલે તેની વાતો સાંભળવા તે પણ આવ્યા. એટલે ઘ૦નાં વિલાયતનાં પરાક્રમો અને ગપસપ વિના કંઈ જ ન હતું. આ ખરી વાત તો સદ્ભાગ્યે છાપાવાળાઓની નજર બહાર જ રહી. નહીં તો અનેક તર્કવિતર્કો થાત ને ઘ૦ કોચવાત.

"રાજાનું તે વખતે અહીં હોવું અકસ્માત હતું. લક્ષ્મીને લઈ પાછા જતા હતા એટલે અહીં ઊતરવું જ જોઈએ. ઘ૦ આવવાના હતા તેથી મેં બે દિવસ રોકયા. મારા રાજપ્રકરણમાં પ્રવેશ કરવાની વાત સરખીયે કોઈએ કર્યાનું મને સ્મરણ નથી. . . .એ (તેણે) એવી . . . વધારે ભયાનક વાત કેમ કરી એ હું સમજ્યો નથી. મેં પુછાવ્યું છે. તેં કેમ ન પૂછ્યું ?" (વર્ધા, તા. ૨૭-૯-'૩૫)

સરદારે નવેમ્બર માસમાં નાકનું ઑપરેશન કરાવ્યું. હું એમની પાસે વારંવાર જતો અને બાપુને એમના ખબર આપતો. બાપુનો પત્ર આવ્યો:

"તારા અક્ષરનાં દર્શન હમણાં દુર્લભ થઈ ગયાં છે, પણ ખરે ટાંકણે કરાવ્યા કરે છે એટલે સંતોષ છે.

"હવે હમણાં તો તારું પત્તુંયે મળ્યા કરશે એવી આશા સંઘરું છું. સરદારે જેટલું મોડું કર્યું એટલું વધારે દુઃખ ભોગવી રહ્યા છે. પણ એને દુઃખ ભોગવતાં આવડે છે અને દુઃખમાંયે હાસ્ય કરી શકે છે, એટલે હરકત જેવું નથી." (વર્ધા, તા. ૧૨–૧૧–'૩૫)

કૉર્પોરેશનમાં સંતતિનિયમનનો પ્રશ્ન નીકળવાનો સંભવ મને જણાયો. તેનાં હિમાયતી મિસિસ સૅંગરનું ભાષણ મેયરે કૉર્પોરેશન હૉલમાં રાખ્યું હતું. જાહેરજીવનમાં બાપુના વિચાર વિરુદ્ધ વલણ લેવાની મને મરજી ન થતી અને અંતઃકરણના નામે એમનાથી જુદા પડવાનો પ્રસંગ મને કદી આવ્યો ન હતો. મારે સંતતિનિયમન વિષે શું વલણ રાખવું એ સમજવા માટે મેં બાપુનો અભિપ્રાય પૂછ્યો. મને તેમણે લખ્યું :

"તારો કાગળ મળ્યો. મારા વિચારો મેં દર્શાવેલા મક્કમ થતા જાય છે. તારી દલીલ બધી ચીજોને લાગુ પડે છે. પણ જેમ એવી વસ્તુનો પ્રચાર ન હોય તેમ આનો પણ ન હોય. ઊર્ધ્વગતિવાળી વસ્તુનો પ્રચાર શોભે. અધોગતિવાળીનો પ્રચાર શો? અહીં અધોગતિનો ખરાબ અર્થ કરવાનો નથી. સંતતિ વિના ભોગ ભોગવવો સહુને ગમે, એટલે તેનાં સાધનો માજમની જેમ ફેલાઈ રહ્યાં છે. દુઃખ હોય તો દુઃખ એ છે કે, જે વસ્તુ દોષિત છે તેને ધર્મ્ય ગણવામાં આવે છે. હમણાં મારા હાથમાં મિસિસ અર્સ્કિનનું પુસ્તક મૂકવામાં આવ્યું છે. એ વિચારવા યોગ્ય છે. એમાં પણ નિયમન તો છે પણ જુદી રીતે. વધુ લખવાનો સમય નથી." (વર્ધા, તા. ૨–૧૨–'૩૫)

બાપુને મેં બીજો પત્ર લખ્યો :

"મેં હમણાં આ વિષે લખ્યું તે કેવળ શાસ્ત્રાર્થ કરવા કાજે નહીં, પરંતુ કૉર્પોરેશનમાં આ પ્રશ્ન આવે ત્યારે મારે શું વલણ લેવું એ નક્કી કરવા. 'બર્થ કન્ટ્રોલ' વિષે તો કૉર્પોરેશન 'ક્લિનિક' કાઢે અને તેનો લાભ લેવા પોસ્ટર વગેરે કાઢે. . . ." (તા. ૪–૧૨–'૩૫)

બાપુનો જવાબ આવ્યો :

"મેં તો શાસ્ત્રાર્થ નહોતો કર્યો. મારા વિચારો તેં માગ્યા હતા તે આપ્યા.

"કૉર્પોરેશને ક્લિનિક કાઢવાની તરફમાં અથવા તેનો લાભ લેવાનાં પોસ્ટર કાઢવાની તરફમાં હું કેમ મત આપું?

"મિસિસ સેંગરની સાથે બહુ વાતો થઈ. જેમ જેમ તેની દલીલો સાંભળતો ગયો તેમ તેમ મારો અભિપ્રાય દૃઢ થતો ગયો. બહુ ખાનાર દુઃખી થાય તેમાં વૈદ શું કરે? તેને ઉપવાસ કરવાનું જ કહે ને? બાકી અન્ન પચાવનારી ગોળીઓ તો લોકો ખાધા જ કરશે અને છતાં દુઃખી થયા કરશે. એમ જ તારે બર્થ કંટ્રોલ વિષે સમજવું. મારી સલાહ એવી છે કે, તારે પોતાને વિષે મરજીમાં આવે તેમ કર, પણ પ્રચારકાર્યને વિષે તટસ્થ રહે. જો તારા વિચાર સ્પષ્ટ રીતે ઘડાઈ ગયા હોય ને સાર્વત્રિક આવશ્યકતા તારે મન સિદ્ધ થઈ ચૂકી હોય તો મારે કંઈ જ કહેવાપણું ન હોય." (વર્ધા, તા. ૬-૧૨ '૩૫)

બાપુની સલાહ કોરે મૂકવાની જરૂર મારે માટે ઊભી થઈ નહીં.

બાપુને કામ વિના ચેન ન પડતું અને કામ પણ આવતું જતું તેની તેઓ ના ન પાડતા. તેમણે એક કાગળમાં પોતાનાં કામ વિષે એક જ વાક્ય લખ્યું:

"મારા બોજાનું પૂછતો જ નહીં." (વર્ધા, તા. ૧૪-૧૦-'૩૫)

બાપુ ડિસેમ્બર માસમાં પટકાયા. મહાદેવનો કાગળ આવ્યો:

"મને તો આ break down (બ્રેક ડાઉન) કેવળ થાકનું જ પરિણામ લાગે છે. થાક ચડે એટલું કામ બાપુ ચલાવ્યે જાય છે, ઉપાધિ એક પછી એક વહોર્યે જાય છે અને પછી આપણને બધાને ચિંતામાં નાખે છે. દિવસનો અમુક વખત પણ આરામ લેવાતો હોય અથવા વર્ષમાં એક માસ આરામનો હોય તો કેવું સારું! પણ એ આશા કે ઇચ્છા આપણી કદી થોડી જ ફળવાની છે?

"આજે આખો દિવસ પથારીમાં પડયા જ રહ્યા છે. આ વખતે ડૉક્ટરોની સૂચનાનું અક્ષરશઃ પાલન કરે છે. આ આરામથી જ કદાચ આઠ દસ દિવસમા ફેર પડી જાય. . . . ચિંતા ન કરશો. તમને બોલાવવાની જરૂર લાગશે તો બોલાવવા નહીં ચૂકું એ ખાતરી રાખશો." (વર્ધા, તા. ૯-૧૨-'૩૫)

બાપુનું બ્લડપ્રેશર બહુ વધી ગયું હતું. તેમણે પોતાના ખોરાકમાં ખૂબ ઘટાડો કર્યો, આરામ સારા પ્રમાણમાં લેવા માંડ્યો અને આવતા જતા કાગળો પણ જોવાનું પોતાની મેળે જ છોડી દીધું. પણ પ્રેશર ઊતરતાં વાર લાગી અને વર્ધાથી તરત નીકળવાનું ન બન્યું.

બાપુ જાન્યુઆરી માસની ૧૭મી તારીખે મુંબઈ આવ્યા અને શ્રી ભૂલાભાઈ દેસાઈને ત્યાં અગાશીમાં ચાર પાંચ દિવસ રહ્યા. એક દિવસ સરદાર, હું વગેરે બેચાર સાથીઓ એમની પાસે હતા. સરદાર એમની રીત મુજબ બાપુ પાસે વિનોદ કરતા હતા. તેઓ કહે: 'આપણે તો સંસારની વિદાય સાથે લેવાની છે.' બાપુ કહે: 'જો આપણે સો વર્ષનું આયુષ્ય ભોગવવાનું હોય અને સાથે જવાનું હોય તો તો મારે એકસો સાત વર્ષ જીવવું જોઈએ.' અને આમ હાસ્યમાંયે સોથી વધારે વર્ષ જીવવાની વાત એમને મોંએ મેં પહેલી વાર સાંભળી. થોડાંક વર્ષ પછી તો તેમણે સવાસો વર્ષ જીવવાની ઇચ્છા જાહેરમાં અનેક વાર વ્યક્ત કરી.

જવાના દિવસે કંઈક વાત નીકળતાં બાપુ કહે: 'હું સિદ્ધ નથી; સંયમી છું. મારે પ્રયત્ન કરવા રહ્યા.'

બાપુ મુંબઈથી અમદાવાદ ગયા અને એકાદ માસ રોકાયા. ત્યાં એમની તબિયતમાં દેખીતો સુધારો થયો; એમનું પ્રેશર ઊતર્યું અને તેઓ સ્ફૂર્તિ અનુભવતા થયા. તેમણે પ્રવૃત્તિ ફરીને વધારી.

એપ્રિલ માસમાં લખનૌમાં કૉંગ્રેસની બેઠક થઈ અને ડિસેમ્બર માસમાં ફૈઝપુરમાં બીજી વાર્ષિક બેઠક થવાની હતી. આ બેઠકના પ્રમુખ વિષે મેં બાપુને પત્ર મોકલ્યો. તેમનો જવાબ આવ્યો:

> "ગમે તે મષે તારો કાગળ આવે તે મને ગમે. વાત ખરી એ છે કે મને અભિપ્રાય આપવાનો કશો અધિકાર નથી. હું કોઈના પ્રસંગમાં નથી આવતો. છાપાં પણ બહુ જ ઓછાં વાંચું છું. પણ મને પૂછવામાં જ આવે તો મને જે સૂઝે તે કહું છું. . . . મારો આગ્રહ કોઈને વિષે નથી. જવાહરલાલનું નામ સૂચવવામાં પણ મેં તો દેશનું શ્રેય જ વિચાર્યું છે. જોઈએ હવે શું થાય છે. બાળકો મજામાં હશે." (સેગાંવ-વર્ધા, તા. ૧૬–૧૧–'૩૬)

બાપુની સૂચના માન્ય રહી: જવાહરલાલજી ફૈઝપુર કૉંગ્રેસના પ્રમુખ થયા.

## ૨૬

# પ્રધાનમંડળ

બ્રિટિશ પાર્લમેન્ટે હિંદ માટે નવું રાજબંધારણ ૧૯૩૫ની સાલમાં તૈયાર કરી લીધું હતું. કૉંગ્રેસે તે માન્ય ન રાખ્યું, પણ તેના આધારે થનારી ચૂંટણીમાં ભાગ લેવાનું નક્કી કર્યું. ચૂંટણી સાડત્રીસની સાલમાં થઈ અને તેમાં કૉંગ્રેસની સારી ફતેહ થઈ. પ્રાંતનો વહીવટ જ્યાં બને ત્યાં હસ્તગત કરવા માટે પ્રધાનમંડળ રચવાનો વિચાર કૉંગ્રેસીઓને વિશેષ ને વિશેષ માન્ય થતો ગયો. તેની ચર્ચા દેશમાં ખૂબ ચાલી; ઇંગ્લંડમાં પણ ચાલી. પરંતુ બ્રિટિશ રાજસત્તા સાથે કોઈ પ્રકારની વાતચીત કર્યા વિના પ્રધાનપદ લેવું બાપુને યોગ્ય ન લાગ્યું. પ્રાંતના ગવર્નર અને પ્રધાનમંડળના સંબંધ વિષે બાપુએ સ્પષ્ટીકરણ ઇચ્છ્યું; કારોબારી સમિતિ અને મહા-સમિતિએ એમની સલાહ મુજબ ઠરાવ કર્યો; અને કૉંગ્રેસ પક્ષના નેતાઓને કહેવામાં આવ્યું કે, ગવર્નર પ્રધાનોના કાર્યમાં દખલગીરી નહીં કરે એવી ખાતરી આપે તો જ તેમણે પ્રધાનમંડળ રચવાં. ગવર્નરે એવી ખાતરી ન આપી અને કૉંગ્રેસે તે વિના રાજ કરવાની જવાબદારી લેવાની ના પાડી. ગવર્નરે બીજા પક્ષોમાંથી પ્રધાન નીમ્યા. પરંતુ આ વિષયની ચર્ચા ચાલુ રહી. પાર્લમેન્ટમાં ખુલાસા થયા અને કૉંગ્રેસ વતી બાપુએ પ્રસંગાનુસાર વિચારો પ્રગટ કર્યા. મુખ્ય પ્રશ્ન એ હતો કે, પ્રધાનમંડળ અને ગવર્નર વચ્ચે ન ચલાવી લેવાય એવો મતભેદ પડે ત્યારે પ્રધાનો રાજીનામું આપે કે ગવર્નર તેમને રજા આપે? કારોબારી સમિતિએ એપ્રિલ માસની આખરમાં રાજીનામા કરતાં રજાનો વિચાર હિતકર લેખ્યો.

રાજાજીનો વિચાર પ્રધાનમંડળ રચવાની તરફેણમાં વળ્યો હતો. બાપુ સાથે વિચારોની આપલે કરવા તીથલ જવા માટે તેઓ મુંબઈ આવ્યા, મારે ઘેર ઊતર્યા અને મને પોતાની સાથે લેતા ગયા. અમે

ત્યાં ત્રણ રાત રહ્યા. બાપુ અને રાજાજી વચ્ચે દલીલો થઈ તે મેં સાંભળી. અમે સાંજે સમુદ્રતીરે ફરવા ગયા. અનેક વાતોમાં પ્રધાનપદ લેવાની વાત પણ થઈ. મેં રાજાજીને કહ્યું: 'તમારે કૉંગ્રેસ વતી ઠરાવ ઘડવાનો હોય તો તમે કેવો ઘડો? મને એ ઘડી આપો તો એ લઈને હું બાપુ સાથે વાત કરું.' એમને મારી સૂચના રુચી અને મને ઠરાવ તૈયાર કરી આપ્યો. હું એ લઈ બાપુ પાસે ગયો. રાજાજી અને મારી વચ્ચે થયેલી વાતચીત મેં એમને કહી અને ઠરાવ બતાવ્યો. બાપુએ ઠરાવ વાંચ્યો અને તે દિવસ સોમવાર હતો એટલે તેમણે પોતાના વિચાર મને લખીને જણાવ્યા:

"તું પ્રથમ તો મુદ્દો સમજી લે. મારી પાસે ગુણદોષની વાત નથી. સત્યાગ્રહની લડત એમ રચાતી નથી. હું રાજીનામા અને બરતરફી વચ્ચેના ભેદમાં અત્યારે નથી જતો. એ ભેદની જ વાત હોય તો હમણાં મારો આગ્રહ છોડી દઉં. મુદ્દો આ છે: સત્યાગ્રહમાં લીધેલી વાત જ્યાં લગી અનીતિમય ન સિદ્ધ થાય ત્યાં લગી છોડાય જ નહીં. અત્યારે ગુણદોષ તપાસાય છે એ જ અયોગ્ય છે. જ્યારે નિશ્ચય કર્યો ત્યારે એ તપાસવા જોઈતા હતા. કરોડોની લડત બીજી રીતે ન જ લડાય એ વિષે મને સંદેહ નથી. જો એમ સિદ્ધ થાય કે જ્યારે નિશ્ચય થયો ત્યારે પુખ્ત વિચાર જ નહોતો થયો તો આપણે ભૂલ કરી એમ સ્વીકાર કરીને આપણે ઑફિસ લેવી જોઈએ. એટલે તું એ રીતે દલીલ કર. જો શ્રદ્ધાપૂર્વક ધીરજ રાખીએ તો આપણે જે લઈશું તેમાં માન પૂર્ણપણે જળવાશે. પણ ધીરજ રાખવી જોઈએ. હું તો માનતો જ નથી કે પૅકટ પણ ન થાય. ઇચ્છા થાય તો આજે પૅકટ લઈ આવું. પણ હમણાં એ સમય નથી. એ પાછળથી સમજાવીશ. આટલો મારો નિશ્ચયપૂર્વક અભિપ્રાય છે કે શાંત રહીશું તો આ ગૂંચ ઊકલી જવાની છે."

આ પછી રાજાજીના ઠરાવ વિષે લખ્યું:

"મને લાગે છે કે આથી કામ પતે. પણ અર્થ એ હોવો જોઈએ કે રાજાજીને પૂર્ણ સંતોષ મળે. મને સંતોષવાનો સવાલ જ નથી. જે થશે તે એને સંતોષવા સારુ થશે. કેમ કે બોજો એણે ઊંચકવાનો છે. આટલેથી એને સંતોષ મળે તો ચાલશે. રાતે તો સ્પષ્ટ કરશું. આમાં ફેરફાર તો થાય પણ મૂળ વસ્તુ કાયમ રહેશે. હું તો આ કબૂલ કરાવવા મથીશ જ. રાજી રાખવા તો ખરું જ. પણ મારા અંતઃકરણને એનો

ક્ષોભ નહીં જ થાય. જેને સારુ વકીલાત અંતઃકરણપૂર્વક ન કરી શકું, તે ન લઉં. કમાણી વખતે એ ધંધો ન કર્યો તો ઘરડે ઘડપણે?"

રાત્રે બાપુનું મૌન છૂટયું ત્યારે આ વિષયની વિશેષ ચર્ચા થઈ, પણ કોઈ પ્રકારનો નિર્ણય થયો નહીં. પરંતુ બીજે જ દિવસે બાપુએ ટાઇમ્સના પ્રતિનિધિને કહ્યું: "ગવર્નર અને તેના કૉંગ્રેસ પ્રધાનો વચ્ચે તીવ્ર મતભેદ જાગે ત્યારે ગવર્નરે પ્રધાનોને બરતરફ કરવા જોઈએ એવી માગણી કૉંગ્રેસની છે અને તે એક જ મુશ્કેલી આજે રહી હોય એવું મને જણાય છે. પરંતુ ગવર્નર આવા કારણે પ્રધાનોનાં રાજીનામાં માગવાની ખાતરી આપે તો મને પોતાને સંતોષ વળશે."

જાહેરમાં ઘણી ચર્ચા થઈ. વાઇસરૉયે અંતે પરિસ્થિતિ સંબંધી લાંબો ખુલાસો પ્રગટ કર્યો. તેમાં તેણે રાજીનામાંની ને રજાની ચર્ચા પણ કરી. કારોબારી સમિતિને સરકારી પક્ષ તરફથી રજૂ થયેલ વિચારોનો ભાવાર્થ એવો દેખાયો કે, "ગવર્નરને પોતા હસ્તકની ખાસ સત્તા વાપરવાનું સહેલું નહીં રહે." સમિતિએ કૉંગ્રેસીઓનો વિચાર પણ ધ્યાનમાં લીધો અને જુલાઈ માસના પહેલા અઠવાડિયામાં નિર્ણય કર્યો કે, ગવર્નર કૉંગ્રેસ પક્ષના નેતાને નોતરે તો તેણે પ્રધાનમંડળ રચવા તૈયાર થવું. આ ઠરાવ પ્રગટ થતાં ગવર્નરે પ્રધાનો બેસાડ્યા હતા તે ઊડી ગયા અને છ પ્રાંતમાં કૉંગ્રેસ પ્રધાનમંડળ રચાયાં.

મુંબઈ પ્રાંતનું પ્રધાનમંડળ રચાયું અને કામ કરતું થઈ ગયું. મેં બાપુને મારા મનની વાત જણાવી. તેમણે મને જાગ્રત કરનારો પત્ર મોકલ્યો:

> "તારો કાગળ મળ્યો. તારે વિષેનો મારો અભિપ્રાય તું જાણે છે. તું તારી શક્તિ બહારનું કામ લે નહીં અને પ્રમાણિક છો એટલે જે હાથ લે છે એ શોભાવે છે. પણ રાજપ્રકરણને નામે જે ક્ષેત્ર ઓળખાય છે તેમાં હંમેશાં વધારેમાં વધારે લાયક માણસને તે તે સ્થાને નથી નિમાતા. કોઈ નેતા એ ધોરણને પહોંચી નથી શકતા. આ જાણીને તારે જે થાય તે સહન કરવું ઘટે છે. તારી પાસેથી તો હું એથીય વધારે આશા રાખું. આવી બાબતોનો તારે ખ્યાલ સરખોય ન કરવો

ઘટે. જે મળે તે શક્તિ હોય તો લઈએ. કંઈ ન મળે તેનો કદી ખરખરો ન કરીએ. જ્યાં સેવાભાવ સિવાય બીજી વૃત્તિ જ નથી ત્યાં સ્થાનની આકાંક્ષા શી? અને તું તો સેવાભાવથી જ ભર્યો છે. પણ જ્યારે તને પણ મોહ થઈ આવ્યો છે તો મારું સાંભળ. જ્યાં તું છો ત્યાં કેવળ તારી લાયકાતથી જ પહોંચ્યો છે. એ સેવા પણ ઓછી નથી; તું મેયર થા અને ઑલ ઇંડિયામાં શુભ પ્રયત્ને અવાય તો આવ. મિનિસ્ટર થવામાં 'બોલે એનાં બોર વેચાય છે.' કોણ જાણે પણ આખા જગતમાં એવા પદ સારુ માણસ તલપે છે. ઘણા ઉમેદવારમાંથી થોડાને જ લઈ શકાય, ત્યાં તો જેને લીધા વિના ન જ ચાલે એને જ લેવાય ના? એટલે તું સભ્ય રીતે ઉમેદવારી તો જાહેર કર. અહીં 'સભ્ય' વિશેષણનો અર્થ સમજજે. આવી ઉમેદવારી જાહેર કરવામાં અત્યંત નાજુકતા જાળવવી પડે છે. એ હદ ઓળંગાય તો માનહાનિ થાય છે. સારામાં સારી ઉમેદવારી તો મૂક સેવા અને અદ્વિતીય યોગ્યતા. શાંત થા. દુઃખ ન માન." (સેગાંવ, વર્ધા, તા. ૨૩-૭-'૩૭)

## ૨૭

# કેટલાક પ્રસંગો

બ્લડપ્રેશર વધી જવાની તકલીફ બાપુમાં ઘર કરતી ગઈ. તેઓ નવેમ્બર માસમાં કલકત્તા હતા. ત્યાંથી મહાદેવનો મારા પર કાગળ આવ્યો:

"બાપુની તબિયત સારી ન કહેવાય. મારા જેવા અલ્પ માણસનું ચાલે તો આવી સ્થિતિમાં ગવર્નરને મળવાની કે કંશુંયે કરવાની હું ના પાડું. પણ બાપુની આગળ કોની મતિ કયાં કામ આવે છે? એમનામાં પોતાનામાં અનાસક્તિ એટલી બધી છે કે પોતે કશું ઈશ્વરાર્પણ કર્યા વિના નહીં કરતા હોય. એટલે આપણું ડહાપણ અમુક હદ સુધી જ ચલાવાય. બ્લડપ્રેશર કાંઈક ઊતરેલું છે, પણ નબળાઈ પાર વગરની છે. અમારો કાલે અહીંથી વર્ધા માટે ઊપડવાનો ઇરાદો છે." (કલકત્તા, તા. ૯-૧૧-'૩૭)

બાપુ આશ્રમે આવ્યા અને તબિયત વિશેષ બગડી તેના ખબર મને ૨૦મી તારીખે મળ્યા. તે જ દિવસે ડૉ. ગિલ્ડર, ડૉ. જીવરાજ અને હું એમને જોવા વર્ધા ગયા.

મહાદેવ મને બાપુની ખબર લખ્યા કરતા. એક કાગળમાં તેમણે લખ્યું :

"તમે, મારું બંગાળ જવાનું થાય તો, આવવાનું લખ્યું તે ભલે લખ્યું. જીવરાજે તો કહ્યું જ હતું. પણ બાપુ કહે છે, 'હું તને તારા કામમાંથી ખસેડવાનો સ્વપ્નેયે ખ્યાલ ન કરું, એ તો તારે તને લખેલા કાગળમાંથી સમજવું જોઈએ. તારા કામની મને એટલી કિંમત છે.'" (વર્ધા, તા. ૨૪-૧૧-'૩૭)

એપ્રિલ માસની આખરમાં બાપુએ શ્રી ઝીણાને મળવા મુંબઈ આવવા વિચાર રાખ્યો હતો; પણ મહિનાના બીજા પખવાડિયામાં હિંદુ મુસ્લિમ લડી પડ્યા હતા અને શહેરમાં તોફાન ચાલતાં હતાં. આ સંજોગમાં મુંબઈમાં એમના આવવાની યોગ્યતા વિષે મેં મારી શંકા એમની પાસે રજૂ કરી. મારા પર એમનો જવાબ આવ્યો :

"તારો કાગળ મળ્યો. હુલ્લડો તો નસીબમાં લખ્યાં જ છે. એવે વખતે તો ખાસ મળવાનું થવું જોઈએ. આપણે કેવી ભાવનાથી મળીએ છીએ એ જોવાનું હોય. મેં આજે કેમ જાણે તારી શંકાનું સમાધાન કરવા જ પૂરતું નિવેદન કાઢ્યું હોય નહીં એવું છાપાંઓને મોકલ્યું છે. એ વાંચજે ને વિચારજે." (સેગાંવ, તા. ૨૩-૪-'૩૮)

બાપુએ આ નિવેદનમાં પોતાની ભાવના વિષે લખ્યું :

"મારી ગ્લાનિનાં કારણ વિષે તરંગ કરવાની કશી જરૂર નથી. તે કેવળ આંતરિક છે અને અંતરમાં જ ઉદ્ભવ્યું છે. એટલે હવે ચોખ્ખું જણાવું જોઈએ કે, જે મુલાકાત થવાની છે તે બે રાજદ્વારી પુરુષો વચ્ચે થતી મુલાકાત જેવી મેં માની હોત તો મારા આજકાલના ખિન્ન માનસમાં મારે મળવું અયોગ્ય કહેવાત. પરંતુ મારી મુલાકાતમાં રાજકાજનો ભાવ નથી. હું નમ્રભાવે અને ધર્મભાવે મળવા જાઉં છું. . . બીજા પ્રશ્નો જેમ રાજકારણનો વિચાર હું ધર્મભાવથી કરું છું. સત્ય મારો ધર્મ છે અને અહિંસા તેની સિદ્ધિનું સાધન છે. મેં હંમેશ માટે તલવારનો ન્યાય તજી દીધો છે. . . ."

બાપુ ૨૮મી તારીખે મુંબઈ આવ્યા; તે જ દિવસે શ્રી ઝીણાને મળ્યા અને બીજે દિવસે રાત્રે પેશાવર ગયા. દસ બાર દિવસ રહી તેઓ પાછા જુહુ આવ્યા અને દસેક દિવસ રોકાયા. આ વખતે એમની તબિયત ઠીક હતી. હું એમની પાસે વારંવાર જતો. કોઈ કોઈ વાર દરિયાકિનારે સાથે ફરવા જતો અને મનમાં રમતી વાતો એમની સાથે કરી લેતો. કૉર્પોરેશનમાં હું હિંદુમુસ્લિમ સંબંધ વિષે તરેહ તરેહના અનુભવો કરતો તે એમને જણાવતો. તેમના દિલમાં પણ આ જ પ્રશ્ન રમી રહ્યો હતો; પણ તેના ઉકેલ માટે કોઈ કીમિયો એમને ન જડ્યો. તેઓ શ્રી ઝીણાને ૨૦મી મેને રોજ મળ્યા અને સાંજે વર્ધા ગયા.

મુંબઈ સરકારે એપ્રિલ માસમાં ભાડા તપાસ સમિતિ નીમી. હું એનો પ્રમુખ હતો. એ વિષે મેં મારા કેટલાક વિચાર બાપુને જણાવ્યા અને એમનું મન જાણવાની ઇચ્છા કરી. હિંદુ પંચાંગ પ્રમાણે અઢી ત્રણ વર્ષે અધિક માસ આવે અને ઘરમાલિકો આ માસનું ભાડું વસૂલ કરે એવો રિવાજ હતો. અંગ્રેજી કૅલેન્ડર પ્રમાણે ભાડું લેવાય તો સારું એવો મારો વિચાર થયો અને મેં તે બાપુને લખી મોકલ્યો, તેમનો જવાબ આવ્યો :

> "યુરોપનું કેટલુંક લેવા જેવું છે તેમાં તેમની તારીખ પણ છે. આપણાં પંચાંગો વહેવારવિરુદ્ધ છે. એટલે ઘરભાડાં વગેરે જ્યાં એ દાખલ કરાય ત્યાં દાખલ કરવા તરફ મારું વલણ ખરું." (ઉત્તમનગર/ઈ, તા. ૧૦-૧૦-'૩૬)

આ પછી મેં મારો વિચાર ભાડા તપાસ સમિતિ પાસે મૂક્યો. સમિતિએ તે માન્ય રાખ્યો અને ૧૯૪૮ની સાલમાં તે વિષે કાયદો થયો.

સન ૧૯૩૯ના ફેબ્રુઆરી માસમાં કૉર્પોરેશનની ચૂંટણી થઈ. ૧૧૭ સભ્યોમાંથી ૫૭ સભ્યો કૉંગ્રેસ પક્ષના ચૂંટાયા અને વ્યવહારમાં કૉંગ્રેસ પક્ષની અડગ બહુમતી થઈ. મુંબઈ શહેરમાં આવો અવસર પહેલી વાર જ આવ્યો. હું પક્ષનો નેતા ચૂંટાયો. બાપુ આ મહિનાની આખરમાં મુંબઈ આવ્યા અને જુહુમાં જાનકીકુટીરમાં રહ્યા. કૉર્પોરેશનનો મેયર કોણ થાય એ પ્રશ્ન આ સમયે ચર્ચાતો હતો. મેયરની જાતિ–કોમ વિષે કાયદામાં કંઈ ન હતું, પણ વર્ષો થયાં ચાર

કોમમાંથી મેયર વારાફરતી ચૂંટાય એવી પ્રથા પડી હતી. તે છોડવી જોઈએ એવો વિચાર અનેક કોંગ્રેસ સભ્યોનો થયો. આ વર્ષે પ્રથા પ્રમાણે પારસી કોમમાંથી મેયર પસંદ કરવાનો હતો. એક પ્રતિષ્ઠિત સ્નેહીએ મને એ પ્રથા ચાલુ રાખવાનું કહ્યું. મેં એમની વાત ધ્યાનમાં રાખી અને બાપુને કરી. પ્રથમ તો મેં સામાન્ય રીતે એમને એ પ્રથા વિષે પ્રશ્ન કર્યો અને તેમણે કહ્યું કે, એ પ્રથા જતી કરવામાં કંઈ દોષ જણાતો નથી. પછી મારા સ્નેહીનો વિચાર કહ્યો. તેમણે તરત જ કહ્યું: 'એને નારાજ ન કરાય.' પ્રથા છોડી મને મેયર કરવાનો વિચાર ચાલતો હતો તે સંબંધી તેમણે કહ્યું: "તું કિંગ-મેકર જેવો છે તે રહે. ત્યાગથી તારી શક્તિ વધશે અને શહેરની સેવા વધારે કરી શકીશ." વગેરે. મેં બાપુની સલાહ સ્વીકારી; પ્રથા ચાલુ રહી.

બાપુ આવ્યા તે જ દિવસે રાતે રાજકોટ ગયા.

રાજકોટમાં ઠાકોરસાહેબ અને પ્રજા વચ્ચે લડત ચાલતી હતી. સરદાર તેમાં રસ લેતા હતા. લડત વિષે છેવટે સમાધાન થયું, પણ ઠાકોરસાહેબે સમાધાનીની શરતો પાળી નહીં અને ફરીને વિષમ પરિસ્થિતિ ઊભી થઈ. શરતનો ભંગ થાય એ બાપુને અસહ્ય લાગ્યું. તેમણે ઠાકોરસાહેબને સમજાવવા ઘણાયે પ્રયત્નો કર્યા, પણ નિષ્ફળ ગયા. બાપુએ શરતનું પાલન ન થાય તો ઉપવાસ કરવાનો નિર્ણય કર્યો અને માર્ચ માસની ત્રીજી તારીખે મધ્યાહ્ન સમયથી ઉપવાસ શરૂ કર્યો. સરદારના કહેવાથી ડૉ. ગિલ્ડર અને હું બીજે દિવસે વિમાનમાં રાજકોટ ગયા અને બાપુને મળ્યા. તેઓ રાષ્ટ્રીય શાળાના મકાનમાં રહેતા હતા. જગા વિશાળ અને ખુલ્લી હતી. બાપુ વરંડામાં ખાટલે સૂતા હતા. પ્રથમ દાક્તરી તપાસ અને વાતચીત થઈ અને પછી હું એકલો એમની પાસે બેઠો. કેટલીક વાત તેમણે કરી, કેટલીક મેં કરી અને ઊભી થયેલી ગૂંચ ઝટ કેમ છૂટે એનો વિચાર એમની સાથે કરી લીધો.

બપોર પછી ડૉક્ટર અને હું વિમાનમાં પાછા મુંબઈ આવવા નીકળ્યા. જુહુમાં ઊતરતાં જ અમને સરદારનો સંદેશો મળ્યો કે

અમારે સીધા આઝાદ મેદાનની સભામાં જવું. અમારા વિમાનનો નાશ થયો એવા ખબર કોઈકે, અમારા જવા પછી, ડૉક્ટરનાં પત્નીને આપ્યા; તે ચિંતામાં પડ્યાં. મારે ઘેર વાત ગઈ અને સરદારે તપાસ કરાવી. અમે સાજાસારા સભા સમક્ષ જઈને ઊભા અને ડૉક્ટરે બાપુની તબિયત વિષે બે શબ્દ કહ્યા. ત્યાંથી હું સરદાર સાથે એમને ઘેર ગયો અને બાપુ સાથે જે વાતચીત થઈ એ મેં એમને કરી.

છઠ્ઠી તારીખે સાંજે રાજકોટથી ખબર આવ્યા કે બાપુની તબિયત નરમ પડી છે. મેં એ વિષે ડૉ. ગિલ્ડર અને ડૉ. જીવરાજ જોડે વાત કરી. સવારે જ અમે વિમાનમાં રાજકોટ રવાના થયા. વાઇસરૉય આ દિવસોમાં મુસાફરીમાં હતા, પણ તેમની પાસે ઉપવાસની હકીકત રજૂ થઈ. તે દિલ્હી પાછા ફર્યા; તેમણે વાંધાની વાતનો ફેંસલો કરવાનું કામ હિંદના ચીફ જસ્ટિસને સોંપવાનું વિચાર્યું; એ સંબંધી ઠાકોરસાહેબની સંમતિ મેળવી લીધી અને એ નિરાકરણ કબૂલ રાખવા બાપુને સંદેશો મોકલાવ્યો. અમે બાપુ પાસે પહોંચ્યા તેટલામાં એ વિષે કાગળ લઈ વાઇસરૉયના રાજકોટમાં વસતા પ્રતિનિધિ આવ્યા. બાપુએ તે વાંચ્યો, વિચાર્યો અને એમાં જણાવેલી મુખ્ય વસ્તુ માન્ય કરી લેવા જેવી એમને લાગી. તેમણે પોતાનો વિચાર પ્રતિનિધિને કહ્યો અને બપોરે પારણાં કર્યાં. ડૉ. ગિલ્ડર બીજે દિવસે મુંબઈ આવ્યા; ડૉ. જીવરાજ અને હું રોકાયા.

ઉપવાસ પછી બાપુ રાજકોટમાં ઝાઝું ન રોકાયા; તેઓ રાજકોટ-પ્રકરણ અંગે વાઇસરૉયને મળવા અધીરા થયા અને ૧૩મી માર્ચને રોજ દિલ્હી જવા નીકળ્યા. આ પહેલાં ઠાકોરસાહેબ અને શ્રી વીરાવાળા બાપુને મળવા આવ્યા. બાપુએ વસિષ્ઠની જેમ વાત કરી, પણ સાંભળનારા રામ ન જણાયા.

બાપુ મે માસમાં ફરીને રાજકોટ ગયા. ત્યાંના અનુભવોએ એમને ઊંડા વિચારમાં ઉતારી દીધા હતા. જે થઈ રહ્યું હતું તે અહિંસાની દૃષ્ટિએ બરોબર હતું કે કેમ એનો વિચાર કરતાં તેમણે ન જોયેલું જોયું. એમને નવો પ્રકાશ લાધ્યો. તેમણે આ પ્રકરણ

સંબંધી પોતાના પ્રયાસમાં શુદ્ધ અહિંસા ઓછી જોઈ; અને તેમણે ચીફ જસ્ટિસના ફેંસલાનો લાભ ન લેવાનો નિર્ણય કર્યો.

મહાદેવને મેં આ અરસામાં પત્ર લખ્યો :

"રાજકોટ-પ્રકરણમાં ફેરફાર વાયુવેગે થતો રહે છે. એટલે એ વિષે લખવું સાહસ છે. છતાં એક વસ્તુનું સ્પષ્ટીકરણ તરત કરવાની જરૂર લાગે છે. બાપુ દરબારમાં ગયા હતા કે ઠાકોરને મળવાને ગયા હતા? આ સંબંધી રિપોર્ટ અસંબદ્ધ છે." (તા. ૨૨–૫–'૩૯)

મહાદેવનો જવાબ આવ્યો :

"તમારો કાગળ મળ્યો. બાપુનાં ઘણાં પગલાં આજે ન સમજાય એવાં હોય છે. તેમનું દરબારમાં જવું એ એક એવું પગલું હતું. જે નોટિફિકેશન કાઢવાનું હતું તે તો બાપુના જવા પહેલાં જાહેર થઈ ચૂક્યું હતું. દરબાર પૂરો થઈ ગયો હતો અને પાછળથી બાપુને ઠાકોરને મળવા નોતર્યા હતા. છતાં બાપુ જાણતા હતા કે દરબાર તો ચાલુ રહેશે જ, અને એ લોકો જગત આગળ એમ જ બતાવવાનો પ્રયત્ન કરશે કે ગાંધી દરબારમાં આવ્યા હતા. પણ બાપુએ તો નિશ્ચય કરી લીધો હતો કે જવું: કારણ પ્રાયશ્ચિત્તની પૂર્ણાહુતિ બીજી રીતે ન થાય. એ દરબાર એ લોકોએ પોતાની જીત અને બાપુની હાર ઊજવવાને માટે ભર્યો હતો એમ કહેવાય તો એ લોકોની જીત ઊજવવામાં અને પોતાની હાર જગતની આગળ આમ દાંડી પીટીને જાહેર કરવામાં ભળવું એ પ્રાયશ્ચિત્તનું છેવટનું અને પ્રવાહપતિત પગલું હતું." (રાજકોટ, તા. ૨૭–૫–'૩૯)

જગતમાં યુદ્ધની તૈયારી ચાલી રહી હતી; મુંબઈમાં પણ તે સંબંધી પ્રવૃત્તિ શરૂ થઈ ચૂકી હતી. હવાઈ હુમલા સામે મુંબઈનું રક્ષણ કરવા ઉપાયો યોજાતા હતા; અને આ કાર્યમાં કોંગ્રેસીઓ કેવું વલણ રાખે એ મોટો પ્રશ્ન થયો હતો. કોર્પોરેશન પાસે સરકાર તરફથી આ વિષે દરખાસ્તો આવતી થઈ હતી. કોંગ્રેસની નીતિને દૃઢતાપૂર્વક અનુસરવાની મને વૃત્તિ રહેતી; એથી હું બાપુની સલાહ લેતો અને સરદાર સાથે વાત કરી લેતો. બાપુને મેં રાજકોટ આ બાબત લખ્યું, તેનો જવાબ મહાદેવે મને મોકલાવ્યો :

"એ અટપટો પ્રશ્ન છે, અને આજના સંજોગોમાં એનો જવાબ આપવો કઠણ છે, એટલે જેને પોતાના સંજોગોને અનુસરીને જે જવાબ

આપવો રુચે તે આપજો રહ્યો. બાપુના વિચાર તો આ બાબતમાં બધા અમલ કરી શકે તેવા નથી. હરિજનમાં એક વાર પેલી મુંબઈની કાળી રાત વિષે એમનો લેખ આવ્યો હતો. તેમાં એમણે એવી કોઈ પણ તૈયારીનો વિરોધ કર્યો હતો. વિલાયતમાં Peace Pledge Union (પીસ પ્લેજ યુનિયન) વાળાઓ એનો વિરોધ કરે છે જ પણ તમે તો જે દરખાસ્ત આવે તેનો વિરોધ ન કરી શકો, એ સમજી શકાય છે. એટલે જેમ યોગ્ય લાગે તેમ જ કરજો." (રાજકોટ, તા. ૨૯–૫–'૩૯)

આ જવાબથી મેં મન વાળી ન દીધું. બાપુ મુંબઈ આવ્યા ત્યારે મેં એ પ્રશ્નની ચર્ચા કાઢી. એક વાર તો તે બંધારણ સમિતિના સભ્યો સમક્ષ થઈ અને મને તેમનો વિચાર પણ જાણવા મળ્યો. 'એ. આર. પી.' સંબંધી જે દરખાસ્ત તત્કાળ વિચારવાની હતી તે વિષે નિર્ણય કરવાનું મારું કામ આથી સરળ થયું.

આ અરસામાં કરાંચીમાં એક સગીર વયની હિંદુ છોકરીના ધર્માન્તરનો કિસ્સો બન્યો. તેના કેસનો રિપોર્ટ ટાઇમ્સમાં આવ્યો તે મેં બાપુને વાંચવા મોકલાવ્યો અને લખ્યું:

"આ ચુકાદા ઉપરથી એવું જણાય છે કે સગીરનું ધર્માન્તર કરાવવામાં કાયદો આડે નથી આવતો. મને લાગે છે કે સગીર વયમાં ધર્માન્તર રોકવા માટે કાયદાની જરૂર છે." (તા. ૧૨–૬–'૩૯)

એ વિષે મહાદેવનો કાગળ આવ્યો:

"તમે કહો છો એ બરોબર છે. જો સગીરને ધર્મપરિવર્તન કરવાનો હક છે એવો કાયદો હોય તો તેનું પરિવર્તન થવું જ જોઈએ. પણ બાપુ કહે છે કે જ્યુડિશિયલ કમિશનરનું જજમેંટ કાયદો નથી; એના ઉપર અપીલ છે કે નહીં તેની તો ખબર નથી, પણ એ કાયદો તો ન જ કહેવાય. બાકી એ કાયદો હોય તો એ ભયાનક કહેવાય એમાં તો બાપુને શંકા નથી." (સેગાંવ, તા. ૧૩–૬–'૩૯)

મુંબઈની કૉંગ્રેસ સરકારે શહેરમાં મદિરાપાન બંધ કરવાનો પોતાનો નિર્ણય ફેબ્રુઆરી માસમાં પ્રગટ કર્યો. આ યોજનાથી એક કરોડથીયે વિશેષ સરકારી આવક જતી કરવાની હતી. તેની ખાધ પૂરવા સરકારે દસ ટકાનો મકાનવેરો નાખવાનું નક્કી કર્યું. આ બે કારણસર શહેરમાં જબરો ખળભળાટ થયો. બાપુને કાને સરકારની નીતિની ફરિયાદ પહોંચી. તેમણે મને લખ્યું:

"નવો કર કેટલા પારસીઓ ઉપર પડવાનો સંભવ છે? ચેરિટીઓને ભારે ધક્કો પહોંચે એ વાતમાં કેટલું વજૂદ છે? આનો હિસાબ તમારે ત્યાંથી જ મળે એમ જોઉં છું. આ કઢાવજો. આ દલીલનો સચોટ જવાબ અપાવો જોઈએ. જવાબ ન હોય તો ભૂલ સુધારવી જોઈએ." (તા. ૧૫-૬-'૩૯)

બાપુએ પૂછી એ વિગત મ્યુનિસિપાલિટીમાંથી મળી તેટલી મેળવી મેં એમને આપી.

બ્રિટન અને ફ્રાંસ સપ્ટેમ્બર માસમાં જર્મની સામે લડાઈમાં ઊતર્યાં અને દેશમાં નવી અને વિકટ પરિસ્થિતિ ઊભી થઈ. કારોબારી સમિતિ વર્ધામાં તરત મળી; તેણે કૉંગ્રેસના વિચાર દેશ પાસે વિગતવાર માંડ્યા ને બ્રિટનની યુદ્ધનેમ જાણવા માગી; હિંદ સંબંધમાં તે કેવી રહેવાની અને વ્યવહારમાં તે કેવું રૂપ લેવાની એ માહિતી બ્રિટિશ સત્તા પાસે પૂછી. બાપુએ પોતાનો અંગત વિચાર પ્રગટ કર્યો:

'પોતે તો કેવળ અહિંસક રીતે જ બ્રિટનને સહાય કરે અને બ્રિટનના સંચાલકો હિંદ વિષે માનસ ફેરવે તો કૉંગ્રેસનો નૈતિક સાથ બ્રિટન અને ફ્રાન્સને મળી રહે અને તેની કિંમત તે દેશો માટે ઘણી નીવડે. કૉંગ્રેસ તો અહિંસાથી લડે એથી અહિંસાની રીતે મદદ કરે.'

કારોબારી સમિતિનું નિવેદન કૉંગ્રેસનો દૃઢ નિશ્ચય વ્યક્ત કરનારું હતું. મહાદેવે મને બે લીટી લખી:

"અમે તો કાલે રાત્રે અહીં ભારે નવાજૂની કરી નાખી. ભગવાન જાણે એમાંથી શું થવાનું છે!" (સેગાંવ, તા. ૧૫-૯-'૩૯)

કારોબારી સમિતિનું નિવેદન મહાસમિતિએ મંજૂર રાખ્યું. દિવસો ગયા, પણ બ્રિટિશ સત્તા તરફથી કંઈ સંતોષકારક સ્પષ્ટીકરણ થયું નહીં. મહાસમિતિએ ઓક્ટોબર માસની ૨૨મી તારીખે વર્ધામાં ઠરાવ કર્યો કે કૉંગ્રેસ પ્રધાનમંડળો રાજીનામાં આપે.

કૉંગ્રેસ પ્રધાનોએ રાજીનામાં આપ્યાં; પણ અનેક સરકારી સમિતિઓમાં અને મ્યુનિસિપાલિટીમાં કૉંગ્રેસીઓ હતા તેમણે શું કરવું; એ સંબંધી મેં બાપુને પ્રશ્ન કર્યો અને તેનો જવાબ તેમણે મને આપ્યો:

"કમિટીઓમાં જેઓ છે તેઓએ હાલ તો નીકળવાપણું નથી. એમાં સરકારી અમલદાર પ્રમુખ થાય તેની હરકત નથી. સમૂળગું એની પરીક્ષા કરવાનો આપણને અવસર મળે. તેની સાથે વઢવેડ કરવી પડે તો તે પણ કરાય. કદાચ એ કમિટીઓ એની મેળે જ રદ થાય.

"મ્યુનિસિપાલિટી બધા સંબંધ રાખે. આ વખતનો અસહયોગ '૨૦ની સાલના જેવો નથી. આ મારા અંગત વિચાર તું સરદારની સાથે વિચારી લેજે." (સેગાંવ, વર્ધા, તા. ૧૨–૧૧–'૩૯)

કૉંગ્રેસ પ્રધાનમંડળો નીકળી ગયાં એથી મુસ્લિમ લીગ અને શ્રી ઝીણાને ખૂબ આનંદ થયો. તેમણે એ વ્યક્ત કરવા 'મુક્તિદિન' ઊજવ્યો. આ સંબંધમાં મહાદેવે લખ્યું:

"ઝીણાએ તો જેહાદ પોકારી છે. ભગવાન જાણે આપણું નાવ ક્યાં જઈ રહ્યું છે!" (સેગાંવ, તા. ૮–૧૨–'૩૯)

લીગે હજી પાકિસ્તાનનો ઠરાવ કર્યો ન હતો.

## ૨૮

## '૪૦નો સત્યાગ્રહ

દેશના અગિયાર પ્રાંતોમાંથી સાત પ્રાંતમાં કૉંગ્રેસ પ્રધાનમંડળો હતાં. પણ બ્રિટનની સંકુચિત નીતિને કારણે તેમણે રાજસત્તા છોડી દીધી અને એ રીતે જગતને કહી દીધું કે દેશ બ્રિટનની લડાઈમાં સામેલ નથી. કૉંગ્રેસને સમજાવી લેવાના પ્રયત્નો થયા વાઇસરૉય અને બાપુની મુલાકાતો થઈ, પણ માન્ય કરાય એવું નિરાકરણ થયું નહીં. બાપુએ સત્યાગ્રહનો વિચાર કર્યો અને કૉંગ્રેસે રામગઢમાં સત્યાગ્રહની પ્રતિજ્ઞા ઘડી.

રામગઢ કૉંગ્રેસ પૂરી થઈ અને બે જ દિવસમાં લાહોરમાં મુસ્લિમ લીગની બેઠક થઈ. તેમાં ૨૪મી માર્ચને રોજ દેશના ભાગલા પાડવાનો ઠરાવ થયો. પાકિસ્તાનનો વિચાર લીગનો સર્વોપરી વિચાર બન્યો.

એપ્રિલ માસની પહેલી તારીખે હું કૉર્પોરેશનનો મેયર ચૂંટાયો અને મેં કૉંગ્રેસ પક્ષનું નેતૃત્વ છોડ્યું. મારા પર બાપુનો પત્ર આવ્યો :

"તને મુબારકબાદી નથી આપતો. તેં ભારે ફરજ ઓઢી છે, એ અદા કરવાનું તને ઈશ્વર બળ આપો. આજ લગી તું મેયર બનાવતો આવ્યો. તેમાં રસ ઘણો હતો, જવાબદારી ઓછી. હવે રસ ગયો ને નકરી જવાબદારી. એ ભાર તળે દબાઈ ન જતો. બધું ઈશ્વરપ્રીત્યર્થ છે એમ સમજશે તો ભાર જેવું કાંઈ જ નહીં લાગે." (સેવાગ્રામ, તા. ૫-૪ '૪૦)

લડાઈને લીધે નાજુક પરિસ્થિતિ ઊભી થઈ હતી. કારોબારી સમિતિ જાગ્રત રહેતી અને નવાજૂની થતી તે ખ્યાલમાં લેતી. પણ જૂન માસમાં બાપુના અંતરમાં અહિંસાનું ક્ષેત્ર વિસ્તૃત કરવાની સ્ફુરણા થઈ. કૉંગ્રેસે અહિંસાનો સ્વીકાર સ્વરાજની સિદ્ધિ અર્થે કર્યો હતો. બાપુએ હવે ઇચ્છયું કે, કૉંગ્રેસ દેશના રક્ષણ અર્થે પણ અહિંસા જ માન્ય રાખે. એમને પોતાને માટે તો અહિંસા જીવનનું એક અને અદ્વિતીય સાધન હતું. સમિતિએ ખૂબ ઊહાપોહ કર્યો, પણ બાપુની સૂચના ગ્રહણ કરવા તૈયાર ન થઈ. બાપુ કૉંગ્રેસને દોરવાની જવાબદારીમાંથી મુક્ત થયા. પરંતુ એમનો અને સમિતિના સભ્યોનો સંબંધ ચાલુ રહ્યાં.

વાઇસરૉય અને બાપુની મુલાકાત ફરીને થઈ અને તરત જ કારોબારી સમિતિ દિલ્હીમાં મળી. સમિતિએ પૂર્ણ સ્વરાજનો વિચાર છોડ્યો નહીં, પણ બ્રિટન તે માન્ય રાખે અને તેના પ્રતીક તરીકે દેશમાં રાષ્ટ્રીય સરકાર રચે તો લડાઈમાં સાથ આપવાની મરજી બતાવી. મહાસમિતિએ એ ઠરાવ પૂનામાં મંજૂર રાખ્યો. કારોબારી સમિતિ ને મહાસમિતિએ બાપુનો સાથ છોડ્યો અને બ્રિટન જોડે સમજૂતી કરવા પ્રયત્ન કર્યો. વાઇસરૉયે ૮મી ઑગસ્ટને રોજ અગત્યનું નિવેદન કર્યું અને તેમાં બ્રિટનની નીતિ સમજાવી. પણ એથી કૉંગ્રેસની માગણીનો સ્વીકાર ન થયો. સમિતિને ફરીને વિચાર કરવાનો પ્રસંગ આવ્યો. સપ્ટેમ્બર માસમાં મુંબઈમાં મહાસમિતિની

બેઠક મળી અને તેણે પૂનામાં જે ઠરાવ થયો તે રદ કર્યો, જગતમાં અહિંસાના તત્ત્વનો સ્વીકાર આવશ્યક માન્યો, અને આણીને પ્રસંગે કૉંગ્રેસને સ્વતંત્રતાના માર્ગે દોરવા બાપુને વિનંતી કરી.

બાપુ મુંબઈમાં એક અઠવાડિયું રહ્યા અને પછી વર્ધા ગયા. એમને હું પ્રાયઃ રોજ મળતો, સમિતિમાં મારી સાથે લઈ જતો અને જતી વખતે સ્ટેશને લઈ ગયો. મારા જમણે ખભે મેં એમનો ધનુષ-રેંટિયો લીધો હતો, ડાબા ખભે તેઓ હાથ ટેકવી કારમાંથી ડબા સુધી ચાલ્યા. એ બે ત્રણ મિનિટમાં પણ કંઈ ને કંઈ વાત ચાલી. તેમણે ઉમળકાથી કહ્યું: 'આપણા સંબંધની બીજાને શી ખબર હોય?' એમનો ઉમળકો અનુભવવાની પળ અણધારી મળતી ત્યારે મન અત્યંત પ્રસન્ન થતું.

મુંબઈમાં આ સમયમાં ગોરું લશ્કર મોટી સંખ્યામાં આવજા કરતું. તેના કુવર્તન વિષેની વાતો બાપુના સાંભળવામાં આવી. તેમણે આ વિષે મને ગવર્નરને લખવા સૂચવ્યું. મેં તરત જ તેમ કર્યું. મારું લખવું નકામું ન ગયું. સોલ્જરોના શહેરમાં હરવાફરવા સંબંધમાં બંધનો મુકાયાં. બાપુએ હરિજનમાં સોલ્જરોની વર્તણૂકની ટીકા કરી, અને મુંબઈનો મેયર શું કરે છે, એવુંયે લખ્યું. હું આ સમજી શક્યો નહીં. મેં એમને પત્ર મોકલ્યો અને એમનો જવાબ આવ્યો:

"મારી ટીકા તો તને અને કૉંગ્રેસને ટેકો આપવા કરાઈ છે. મને તો ખબર હતી જ કે તું કંઈક કરી રહ્યો છે. મેં તને તેમાં મદદ દેવા ખાતર લખ્યું તારા હાથ મજબૂત કર્યા. આવી રીતે ટીકા થઈ શકે એ તારી જાણ બહાર નહીં હોવું જોઈતું હતું. જેણે મને કાગળ લખ્યો તેણે નિર્દોષ ભાવે લખ્યું. મને લાગ્યું કે હું જાહેરમાં લખીશ તો તમે બધા સમજશો ને તે ઉપરથી વધારે પગલાં ભરશો. હવે સમજ્યો? તારો પત્રવ્યવહાર બહાર પાડું?" (સેવાગ્રામ, તા. ૭-૧૦-'૪૦)

મેં પોતે ગવર્નરની રજા મેળવીને પત્રવ્યવહાર પ્રગટ કર્યો.

બ્રિટિશ રાજસત્તા સાથે સમાધાનીનાં ચિહ્ન ક્યાંય જણાતાં ન હતાં. સત્યાગ્રહ ન કરવો પડે એ હેતુથી બાપુએ છેલ્લે છેલ્લે એક વસ્તુની માગણી વાઇસરૉય પાસે કરી. દેશમાં યુદ્ધમાત્રનો વિરોધ

કરનારા હતા, તેમ જે ચાલુ યુદ્ધ હતું તેનો માત્ર વિરોધ કરનારા હતા. યુદ્ધના વિરોધીઓને યુદ્ધ વિરુદ્ધ પોતાના વિચાર અહિંસક રીતે જણાવવાની છૂટ બાપુએ ઇચ્છી; પણ તે આપવા વાઇસરોય તૈયાર ન થયા. બાપુ માટે સત્યાગ્રહ સિવાય બીજો માર્ગ ન રહ્યો.

તેઓ "તો પ્રથમ મુહૂર્ત વિનોબાને મોકલીને કરવા માગે છે. બાપુની અહિંસાના એ ઉત્તમોત્તમ પ્રતિનિધિ છે, અને તે તરીકે એ પહેલા જાય એવી યોજના બાપુએ કારોબારી સમિતિ આગળ મૂકી છે."[1]

કારોબારી સમિતિએ તે માન્ય રાખી અને શ્રી વિનોબા ભાવેએ યુદ્ધવિરુદ્ધ ભાષણ કર્યું; સરકારે તેમને પકડ્યા.

બાપુને એટલાથી સંતોષ ન થયો. તેઓ ઉપવાસનો વિચાર કરવા લાગ્યા; પણ મિત્રોને એ રુચ્યો નહીં. કારોબારી સમિતિની સભા નવેમ્બર માસના આરંભમાં મળી. હું તે પ્રસંગે વર્ધા ગયો અને ૫મી તારીખે બાપુ, જમનાલાલજી, મહાદેવ અને હું બજાજ-વાડીથી ચાલતા સેવાગ્રામ જવા નીકળ્યા. બાપુએ ઉપવાસની વાત કાઢી. મેં મારા વિચાર કહ્યા અને મહાદેવે 'ખરાબ રાજમાં સારો માણસ જેલમાં વસે' એ થોરોનું વચન યાદ કર્યું. આની અસર બાપુને થઈ. એમનો ઉપવાસનો વિચાર મોળો પડ્યો અને સવારની પ્રાર્થના પૂરી થતાં જ તેમણે આશ્રમમાં જેલ જવા વિષે પૂછપરછ શરૂ કરી દીધી. આ ફેરફાર જોઈ મહાદેવ રાજી થયા. તેમણે મને વર્ધામાં ફોન કર્યો અને મેં એના ખબર મૌલાના, સરદાર, રાજાજી અને બીજા મિત્રોને આપ્યા. બાપુએ પોતાની યોજના વિચારી કાઢી અને તે બપોરના કારોબારી સમિતિ પાસે મૂકી. સમિતિએ બાપુની યોજના માન્ય રાખી અને રાજકાજમાં અને કૉંગ્રેસમાં ઊંચે પદે બેઠેલા કૉંગ્રેસીઓને પંક્તિવાર એક પછી એક જેલમાં મોકલવાનો કાર્યક્રમ શરૂ થયો.

હું આ વખતે કેવળ મુંબઈ મ્યુનિસિપલ કૉર્પોરેશનનો સભ્ય અને મેયર હતો. મારો સમાવેશ બાપુએ નક્કી કરેલ કોઈ પંક્તિમાં થતો ન હતો. છતાં હું મેયર હતો એટલે મારે કંઈ કરવાનું રહે

1. મહાદેવનો પત્ર: તા. ૧૨–૧૦–'૪૦

છે કે કેમ એ પ્રશ્ન મને થયો. નવેમ્બર માસની આખરમાં મહાદેવ ગુજરાત જવા દાદરથી પસાર થયા. એમની સાથે મારી ચર્ચા કરવા હું વિરાર સુધી ગયો અને મારી વાતનો સાર તેમણે બાપુને મળ્યા ત્યારે કહ્યો. એ વિષે મહાદેવે મને લખ્યું :

"જાણી જોઈને તમને ટપાલમાં કાગળ નહોતો લખ્યો. બાપુએ પૂછેલું : 'મથુરાદાસને જવાની બહુ ઉત્કંઠા છે કે ?' મેં કહ્યું : 'ઉત્કંઠાનો સવાલ નથી, પણ એ જ્યારે જવા ઇચ્છો ત્યારે જવાને તૈયાર છે.' બાપુ કહે : 'એ જો બહાર વધારે કામ કરતો હોય તો એને માટે જવાનીયે જરૂર નથી.' મેં કહ્યું : 'એમની એ ઇચ્છા છે કે જવું હોય હોય તો મેયર તરીકે જ જવું.' બાપુ કહે : 'મેયર તરીકે સોનાના પીંજરામાં પૂરશે કે ?' આમ હસવામાં વાત સમાપ્ત થઈ. . . .

"બાપુની તબિયત વિષે તો દાક્તર કહેશે. કંઈ ખાસ ચિંતા કરવા જેવું નથી લાગ્યું. 'હાર્ટ sounds (સાઉન્ડસ્) પણ ઠીક છે. પણ strain (સ્ટ્રેઇન) વધે એટલે તુરત જ અસર થાય છે એ સ્પષ્ટ છે, એટલે જેમ બને તેમ strain (સ્ટ્રેઇન) ઓછો કરવો રહ્યો. પ્રાંતોની યાદી વગેરેનું તો હવે બધું હું જ જોઈ લઉં છું, અને બહારના માણસોથી પણ બચાવી લઉં છું. બાકી તો બધું ઈશ્વરના હાથમાં છે." (સેવાગ્રામ, તા. ૨૭–૧૧–'૪૦)

બાપુ મહાદેવને જેલ મોકલવાનો વિચાર કરતા હતા. તે મેં જાણ્યું ત્યારે મહાદેવને લખ્યું. તેમનો જવાબ આવ્યો :

"તમારો કાગળ મળ્યો. તમે લખો છો એ ખરું છે, અને મેં નફટ થઈને બાપુને કહ્યું કે, 'તમારા કામનો વિચાર કરીને તમને છોડીને જવાનું મને મન નથી. કામ એટલું બધું વધતું જાય છે, અને એટલાં માણસો આવતાં જાય છે જેને મળવું જોઈએ, સમજાવવાં જોઈએ, જવાબ આપવા જોઈએ, વ. પણ આપને જ એમ લાગે કે મારે નીકળવું જોઈએ તો મને શો વાંધો હોય?' . . . પણ બાપુ કહે : 'મારે તો આ લડત આત્મબલિદાનની છે. હું લોકોની પાસે બલિદાન કરાવી રહ્યો છું, મારે મારી પાસે જે વધારેમાં વધારે કામ આપી રહ્યા છે તેનું બલિદાન આપવું જોઈએ.' . . . છતાં મને એટલું બાપુએ કહ્યું, તું તૈયાર થશે એટલે તને મોકલીશ, અને હું હાલ તો arrears (ઍરીયર્સ) કાઢવામાં પડ્યો છું." (તા. ૧૪–૧૨–'૪૦)

આ પત્ર મળતાં મેં બાપુને લખ્યું :

"આપ મહાદેવને હવે મોકલવા ઇચ્છો છો એવા સમાચાર મળ્યા છે, પણ એમ કરવું એ બરોબર નથી. આપ શ્રેષ્ઠ પ્રકારનું બલિદાન

ઇચ્છો, પણ આમાં શ્રેષ્ઠતા નથી જણાતી. મહાદેવની યોગ્યતાનો પ્રશ્ન નથી, પણ કાર્યનો પ્રશ્ન છે. જે બલિદાન કાર્યહાનિ કરાવે અથવા કાર્યક્ષય કરાવે એ બલિદાન શ્રેષ્ઠ કેમ કહેવાય? મહાદેવનું જવું દોષમય લાગે છે." (તા. ૧૬–૧૨–'૪૦)

આ સંબંધમાં મહાદેવનો કાગળ આવ્યો:

"પેલી બાબતમાં તમારો બાર ખાલી ગયો છે. તમે તો બહુ લાગણીપૂર્વક લખ્યું. પણ બાપુ કહે : 'મથુરાદાસ મારી લડતની આધ્યાત્મિકતા જ સમજ્યો નથી. કાં તો મારે જ જાતે જવું અથવા તમને મોકલવા એ પ્રશ્ન છે.' ઘનશ્યામદાસજી, જમનાલાલજી, વલ્લભભાઈ બધા તમારા વિચારના છે, પણ બાપુના નિર્ણયને કોણ ઠેલી શકે? જે રીતે બાપુનું કામ ચાલી રહ્યું છે – જે રીતે એ મળવા આવનારાઓની સાથે લંબાણથી વાતો કર્યે જાય છે અને રોજનું કામ વધતું જ જાય છે તે જોતાં મન તો થાય છે કે બાપુ બરોબર નથી કરતા. પણ બાપુને એમ લાગતું હોય કે આ moral (મોરલ) લડતમાં આવાં હથિયાર પણ ફેંકી દેવાં તો શું થાય? તમે સમજશો કે મારાથી આ બાબતમાં વધારે દલીલો ન થઈ શકે. ખરું કે નહીં? તમારે વધારે ચલાવવી હોય તો જરૂર ચલાવો." (તા. ૨૧–૧૨–'૪૦)

અને બાપુનો જવાબ આવ્યો :

"આ જવાબ મારા ને તારા વિનોદને ખાતર જ છે. તેં સૂત્રવાક્યો તો લખ્યાં પણ એ સિદ્ધ નથી કર્યાં. બલિદાન કાર્યહાનિ અથવા કાર્યક્ષય કરાવશે એમ કેમ માની લીધું? હું એમ માનું છું કે એ બલિદાન કાર્યને શોભાવશે ને હળવું કરશે. મારી આ વાતનો મારો પુરાવો છે. તારું કહેવું અનુમાન છે એ ખોટું છે. હવે મ૦નું જવું દોષમય કહેવાની હિમ્મત કરે ખરો કે? મેયરનો ફતવો તો મુંબઈની હદ લગી જ ચાલે ના? એ હદ બહાર તો તારે દલીલથી જીત મેળવવી રહી." (સેવાગ્રામ, તા. ૧૭–૧૨–'૪૦)

આ ચર્ચા મેં લંબાવી નહીં, પણ ચારેક અઠવાડિયાં પછી મારા પર મહાદેવનો કાગળ આવ્યો :

"તમને મેં લખ્યું કે નહીં એ યાદ નથી, એટલે લખ્યું ન હોય તો ફરી લખું છું કે આખરે બાપુએ મને મારો Veto exercise કરવાની છૂટ આપી અને હાલ તો હું રોકાઈ ગયો છું. – હાલ એટલે indefinite period માટે – જોકે એ લોકો પોતે ક્યારે ઉઠાવી

જાય એની આપણને ખબર નથી પડતી. . . ." (સેવાગ્રામ, તા. ૧૨–૧–'૪૧)

મહાદેવને આ લડતમાં જેલ જવાનું થયું નહીં.

એકતાલીસની સાલની આખરમાં કારોબારી સમિતિ મળી અને ફરીને અહિંસા સંબંધી ચર્ચા થઈ. બાપુનો વિચાર ઘણાખરા સભ્યોના વિચારથી જુદો થયો. મુંબઈના ઠરાવમાં જે અર્થ બાપુએ જોયો તે સભ્યોને દેખાયો નહીં. બાપુએ તેમનું કહેવું ધ્યાનપૂર્વક સાંભળ્યું અને સભ્યોનો અર્થ વિચાર્યો. તેમને જણાયું કે ઠરાવના શબ્દોમાંથી ન નીકળે એવો અર્થ પોતે માની લીધો હતો. પરિસ્થિતિની તેમણે વિચારણા કરી અને લડત ચલાવવાની જવાબદારીમાંથી તેમની ઇચ્છાથી સમિતિએ એમને મુક્ત કર્યા; અને આમ આ લડત ચૌદ માસ થતાં વિરામ પામી.

## ૨૯

# મારી માંદગી

માર્ચ માસની ૨૧મી તારીખે મારો જૂનો રોગ ફરીને જાગ્રત થતો દેખાયો. પણ મેં મેયરપદને લગતું કાર્ય કરવું ચાલું રાખ્યું અને પૂરું કર્યું. તે અરસામાં મહાદેવ મુંબઈ આવ્યા. તેની સાથે કૉર્પોરેશનના કૉંગ્રેસીઓને જેલમાં મોકલવા ન મોકલવાની અને કૉંગ્રેસ પક્ષની રીતિનીતિ, વગેરેની ચર્ચા થઈ. મેયરપદેથી ઊતરી હું માથેરાન ગયો અને ત્યાં મારા પર બાપુનો કાગળ આવ્યો :

"મહાદેવ પાસેથી સાંભળ્યું કે તું ઠીક ઘવાયો છે. હવે તું પૂર્ણ આરામ લેજે. મેં તને ચેતવ્યો હતો. ગજા ઉપરવટ કોઈએ કામ ન કરવું જોઈએ. પણ એ તો ભૂતકાળની વાત થઈ. વર્તમાનને સાચવ. તો બધું ઠીક જ થઈ રહેશે. મહાદેવ કહે છે કે તારી પાર્ટી ભાંગી પડી છે તેનો તું ખેદ કરે છે; એ નિરર્થક છે. તારાથી બનતી મહેનત તું કરી ચૂક્યો પછી તારે ચિંતા શાની? પરિણામ આવવામાં તો બીજા ઘણા સંજોગ હોય એ બધાનો તું થોડો જ સ્વામી છે? તેં કર્યું તે ઘણું

છે. તું બરોબર સાજો થશે તો પાછો કોર્પોરેશન ઉપર તારી અસર પાડશે — પાર્ટી હોય કે ન હોય તોય." (તા. ૧૦-૪-'૪૧)

ચોમાસું બેસતાં હું માથેરાનથી મુંબઈ આવ્યો અને થોડાક દિવસમાં પંચગની ગયો. પણ રોગનું જોર વધતું રહ્યું અને સપ્ટેમ્બર માસમાં ફેફસામાંથી રક્તસ્રાવ થયો અને હું પથારીવશ થયો. હકુભાઈએ બાપુને આના ખબર આપ્યા ત્યારે તેમણે જમનાલાલજીને મારી પાસે મોકલવાનો વિચાર કર્યો અને તેના ખબર મને તારથી આપ્યા. તારમાં તેમણે આ પણ લખ્યું:

"ઈશ્વર ઇચ્છા આપણે માટે કાયદા સમાન છે." (તા. ૨-૧૦-'૪૧)

બાપુનો કાગળ પણ આવ્યો:

"મારે મન તો તું મોતના પંજામાંથી ઊગર્યો છે. મને એવી ધાસ્તી પેસી ગઈ હતી, એટલે હવે તો તું બચી જ ગયો ના? ચિંતા કરશી ન કરતો. મુંબઈ ભલે જેકબમાં ડૂબતું હોય તો ડૂબે. જનકપુરી બળે ને જનકનું રુંવાડું પણ ન હલે તો આપણે શું કામ જનકથી ઓછા ઊતરીએ? તેનાથી તો ચડવું જોઈએ ના? એ કેમ થાય એ તો દૈવ જાણે, પણ એના જેવા થવાનું તો એ જ દેખાડી ગયા. . . ." (૨-૧૦-'૪૧)

બાપુએ તારામતિને પણ કાગળ લખ્યો:

"તારી ઉપર ભારે ચિંતા આવી પડી છે. જમનાલાલજી ત્યાં આવે છે. એકબે દિવસ રોકાશે. મથુરાદાસને કહેજે, બાપુ આખો દહાડો તેનો જ વિચાર કરે છે. ધીરજ રાખે, ઈશ્વરનું ધ્યાન ધરે. ગભરાય નહીં. તું તો જરાય ન ગભરાતી. જીવનમરણ ઈશ્વરને હાથ છે. પણ જ્યાં લગી પ્રાણ છે ત્યાં લગી સેવા છે ને ત્યાં લગી નામજપ છે." (સેવાગ્રામ, તા. ૨-૧૦-'૪૧)

આ પછી હું બેચાર દિવસમાં મુંબઈ આવ્યો અને નવેમ્બર માસની આખર સુધી રહ્યો. અહીં મને જમનાલાલજી મળ્યા અને રાજાજી પણ આવ્યા. હું દેવલાલી ગયો. ત્યાં પાંચ મહિના રહ્યો અને પછી બે માસ નાશિકરોડ કાઢ્યા. બાપુના પત્રો તારામતિને અહીં આવ્યા કરતા. તેમણે એક વાર લખ્યું:

"મથુરાદાસને હજુ સેવા કરવાનું બાકી હશે તો કંઈ હરકત આવવાની જ નથી. મથુરાદાસ મોન લઈને કેવળ ઈશ્વરચિંતન કરે

તો એ ઉત્તમ દવા છે એ વિષે મને શંકા નથી." (બારડોલી, તા. ૧૫-૧૨-'૪૧)

ડિસેમ્બરના આખરના દિવસોમાં મહાદેવ હોશંગાબાદ ગયા હતા. ત્યાંથી થોડાક કલાક માટે તે દેવલાલી આવ્યા. અમારી વચ્ચે વાતો સારી થઈ. થોડાક દિવસ રહી એમનો કાગળ આવ્યો :

"બાપુએ કારોબારી સમિતિમાં જે કર્યું તે તો તમે જોયું હશે. એમાં ઘણી તમને મનગમતી વાતો થઈ છે એ પણ તમે જોયું હશે. તટસ્થ રીતે બધું વાંચતા અને જોતા રહેજો અને મનને જરાય શ્રમ ન આવવા દેશો." (તા. ૧૭-૧-'૪૨)

નાશિકરોડમાં મારી તબિયત વિશેષ બગડી. મે માસમાં બાપુ નાશિકરોડથી પસાર થઈને એન્ડ્રૂઝફાળો ભેગો કરવા મુંબઈ ગયા. ઠક્કરબાપા આ વખતે મારી નજદીક રહેતા હતા. તેઓ બાપુને સ્ટેશને મળવા જવા પહેલાં મને જોવા આવ્યા. મેં તે વખતે ડૉ. જીવરાજને મોકલવા કાગળ તૈયાર કર્યો અને ટ્રેનમાં બાપુ સાથે મહાદેવ હતા તેને મોકલાવ્યો. મુંબઈથી બાપુનો પત્ર આવ્યો :

"હું નાશિક પાસેથી જાઉં ને તને ન મળી શકું એ દુઃખદ વાત છે. પણ મારી સ્થિતિ જ એવી છે. હવે કોઈને મોકલવાની તજવીજ કરી રહ્યો છું. તારો કાગળ વાંચ્યો. મેં ધાર્યું હતું કે તું સહરામાંથી પસાર થઈ ચૂક્યો છે પણ એમ ન બન્યું. કોણ જાણે કેટલાં રણ પસાર કરવાં પડશે. તું હિંમત ન હારતો. તારા જેવા ઘણાય પથારીએથી ઊઠ્યા છે. હું પણ એવાઓમાંનો એક છઉં ના? એટલે આશા નથી છોડતો. દુઃખ એટલું તો રહે જ છે કે આવે ટાંકણે તને હું મારે પડખે નથી લઈ શકતો. પણ તેનુંયે દુઃખ શું? તેં ઘણું આપ્યું છે ને હજીયે આપવાનું હશે તો આપશે." (તા. ૧૧-૫-'૪૨)

મહાદેવ મારે માટે ચિંતામાં પડ્યા. તેમને થયું કે વર્ધા જતાં બાપુ મને મળતા જાય તો સારું અને તે માટે બાપુને માત્ર કલાક દોઢ કલાક વહેલું મુંબઈથી નીકળવું રહેતું હતું. પરંતુ મુંબઈમાં થોડોક સમય પણ વિશેષ મળે તેમાં કામ ઉકેલવાની તક જતી કરવી બાપુને યોગ્ય ન લાગી. મહાદેવ પોતે વર્ધા જતાં મારી પાસે આવી ગયા.

મારી તબિયત ઊતરવા લાગી તે વધારે ને વધારે ઊતરતી ગઈ અને મેં નાશિકરોડ છોડવાનો વિચાર કર્યો. બાપુએ આ જાણ્યું ત્યારે તેમણે લખ્યું :

"હમણાં હું તને કાગળ નથી લખતો. એવું માનીને કે હવે તું ભયમુક્ત થયો છે. આજનું પત્તું ચમકાવે છે. જે થવું હશે તે થાઓ. જીવવાનો પ્રયત્ન કરતાં છતાં મૃત્યુની તૈયારી તો સદા રાખીએ જ ના ?" (તા. ૨૧-૬-'૪૨)

બેત્રણ દિવસ રહી મેં **હરિજન**માં વાંચ્યું કે બપોરે ધૂમ તડકે બાપુ અને મહાદેવ સેવાગ્રામથી વર્ધા જવા કારમાં નીકળ્યા. રસ્તામાં કાર ખોટકી પડી. બંગલો હજી પોણો માઈલ દૂર હતો. આગ વરસતી હોય એવી ગરમી પડતી હતી. પણ એટલો પટ ચાલી નાખવા બાપુ અને મહાદેવે વિચાર કર્યો. મહાદેવને તે આકરું લાગ્યું. એકબે ફર્લાંગ તે ગયા ન ગયા ત્યાં તેને ગરમી લાગી અને પછડાયા. બાપુએ ચાલવાનું જારી રાખ્યું. મહાદેવ શુદ્ધિમાં આવ્યા અને વાહન મળ્યું ત્યારે બંગલે પહોંચ્યા. આ વાંચી મને બહુ ચિમકી લાગી. મેં મહાદેવને કાગળ લખ્યો. તેનો જવાબ આવ્યો:

"તમારા કાગળથી દિલ ભરાઈ આવ્યું. મારી તબિયત ડામાડોળ રહે છે. પણ મન ભાંગ્યું નથી ત્યાં સુધી ચિંતા નથી, અને કાલે ભાંગી પડું અને ઊડી જાઉં, પણ મરતે દમ સુધી બાપુનું કામ કર્યા કરું એટલું માત્ર ઈશ્વર પાસે માગું છું અને એ પણ ઈશ્વર ન આપે તો એની ઇચ્છા."

મારી દીકરીના વેશવાળ વિષે મેં એમને લખ્યું હતું તે સંબંધી તેમણે લખ્યું :

". . . તમે ભલે લખ્યું, પણ એની પણ ચિંતા છોડો. . . . હું તે વખતે જીવતો હઈશ તો તેના ભાવી વરની પસંદગીમાં જરૂર ભાગ લઈશ. બાકી તો આજકાલનાં છોકરાંઓ તો પોતાની પસંદગી કરી લેવાનાં, અને એમને કરવા દેવી જોઈએ." (તા. ૨૬-૬-'૪૨)

બાપુએ મારા પત્રમાં નિરાશા જોઈ. તેમણે મને લખ્યું :

"તું નિરાશ શાને થાય છે? યમરાજા શત્રુ નથી પણ મિત્ર છે. એના શાસન બહાર તો કોઈ રહી શકતું નથી ને શાસનને વશ રહેનાર તો સદાય સુખી છે. તું જો અહીં આવીને રહે તો મારી

સાથે રાખું. અહીં હવાની ઠંડક ન આપી શકું. બાકી તો બધું છે જ પણ તે અશક્ય હોય તો જે મળે તે કરોડોને મળે તે કરતાં તો વધારે જ હોય, એ સમજીને સુખ પામજે. પાછળની ચિંતા તો તું શાને વેઠે, એ ભગવાનને સોંપજે. જેને સોંપશે તે તારી સાથેના જ ભાંગેલા વહાણમાં બેઠેલા છે. એવાની ઉપર આધાર મૂકયે શું વળે?"
(તા. ૨૯-૯-'૪૨)

જુલાઈ માસની શરૂઆતમાં હું મુંબઈ આવતો રહ્યો.

રાજકારણમાં વ્યક્તિગત સત્યાગ્રહ બંધ થયો, પણ બ્રિટિશરાજ અને કૉંગ્રેસ વચ્ચે તીવ્ર મતભેદ ચાલુ રહ્યો. ફેબ્રુઆરી માસમાં બ્રિટિશ પ્રધાનમંડળના પ્રતિનિધિ તરીકે સર સ્ટેફર્ડ ક્રિપ્સ હિંદ આવ્યા. હિંદ વિષે જે દરખાસ્ત તે લઈ આવ્યા તે બાપુને વિચારવા જેવી ન લાગી. કારોબારી સમિતિએ તેના ઉપર ખૂબ સમય-શક્તિ ખર્ચ્યાં, પણ તે લેખે ન લાગ્યાં. શ્રી ક્રિપ્સે વાતચીત ઓચિંતી સંકેલી લીધી અને તે પાછા પોતાને દેશ ગયા. બ્રિટિશ સત્તા જવી જોઈએ, એ વિષે બાપુનો આગ્રહ વધતો ચાલ્યો. બ્રિટને બાપુને ગણકાર્યો નહીં અને કૉંગ્રેસ સત્યાગ્રહના માર્ગે વળી.

દેશમાં બનતું હતું તે વિગતવાર સમજવા જેવી મારી સ્થિતિ રહી ન હતી. સરદાર મને જોવા આવ્યા ત્યારે 'સત્યાગ્રહનો કાર્યક્રમ શું રહેશે?' એ પ્રશ્ન મેં પૂછ્યો, પણ તે સંબંધી વાતચીત કરવાની શક્તિ ન હતી. સત્યાગ્રહનો નિર્ણય કરવા ઑગસ્ટ માસની શરૂઆતમાં મહાસમિતિની સભા હતી તેમાં ભાગ લેવા બાપુ મુંબઈ આવ્યા. તેમને મળવાથી હું આકુળવ્યાકુળ થઈ જઈશ અને મને હાનિ થશે એવો ભય ડૉ. જીવરાજને લાગ્યો, એટલે પહેલે દિવસે તેમનું આવવું ન થયું. મેં એ સંબંધી પૂછપરછ કરી અને ડૉકટરને કહ્યું કે, આ દવાના બાટલાઓમાંથી તો મને શક્તિ મળે ત્યારે ખરી પણ બાપુના મારી પાસે આવવાથી દેખીતી રીતે ટૉનિક મળશે એ વિષે મને શક નથી. ડૉકટર ઢીલા થયા અને ચોથી તારીખે તેઓ બાપુને લઈ આવ્યા. તેઓ પ્રાર્થના પછી આવ્યા. સાથે બા, મહાદેવ, પ્યારેલાલ વગેરે હતાં. બાપુના આવવાથી મને અત્યંત શાંતિ વળી અને ડૉકટરનો ભય નિર્મૂળ ઠર્યો. બાપુએ પૂછ્યું: 'તારે કંઈ

કહેવું છે?' પણ આ વખતે એમની સાથે પણ સત્યાગ્રહની વાત કરવા મન ન થયું. તેઓ મારી પાસે અર્ધોક કલાક રોકાયા. જતાં જતાં તેમણે મારી પાસે રોજ આવી જવાની ઇચ્છા બતાવી, પણ કામકાજને લઈ તેઓ બીજી વાર આવી શકયા નહીં.

ઓગસ્ટ માસની ૮મી તારીખે મહાસમિતિએ 'હિંદ છોડો' સંબંધી જાણીતો ઠરાવ કર્યો. બાપુ ફરીને કૉંગ્રેસના સંચાલક થયા અને કદી સત્યાગ્રહ કરવો અનિવાર્ય ઠરે તો તે બાપુની સરદારી હેઠે કરવાનું નક્કી થયું. સરકારે કૉંગ્રેસ સાથે ચર્ચા કરવાનો વિચાર જ ન કર્યો. ઠરાવ સાંજે પાસ થયો અને બીજે જ દિવસે સૂર્યોદય પહેલાં બાપુ અને સમિતિના સભ્યો કેદ થયા.

મહાદેવે આ ચારેક દિવસમાં મને ખૂબ પ્રેમ કર્યો. તે રોજ મને મળી જતા. એક દિવસ તો બે વાર મારી પાસે આવી ગયા. વૉનલેસ-વાડીની સેનેટોરિયમ મિશનરીની છે તેમાં મારા જેવાએ જવું સારું કે કેમ એની વાત મેં એક વાર કરી. તેમણે મને ઉપયોગી જવાબ આપ્યો: 'બજારમાં પરધર્મીઓ પાસે પૈસા આપી ચીજવસ્તુ લઈએ છીએ તેમ આ સંસ્થામાં જઈ, પૈસા આપી, દાકતરી મદદ લેવાની છે અને તેમ કરવાની જરૂર લાગે તો લેવી.' તેનો આ વિચાર મને કામ આવ્યો. અમે બાપુની પણ વાત કરી. તેમના અંતરમાં આ દિવસોમાં ઉપવાસનો વિચાર રમી રહ્યો હતો અને મહાદેવે તે જાણ્યો હતો. તેમણે બાપુ સાથે એની વિરુદ્ધ ચર્ચા શરૂ કરી દીધી અને મુંબઈમાં પોતાનો વિરોધ લખીને એમને આપ્યો. મેં મહાદેવના વિરોધનું સમર્થન કર્યું. છઠ્ઠી તારીખે મળીને તે જતા હતા ત્યારે મેં એમને કહ્યું: "મહાદેવ, આપણી આ છેલ્લી મુલાકાત!" તેમણે તે સાંભળી લીધું તે પળ બે પળ શાંત રહ્યા અને ગયા. મારી તબિયત ખૂબ નંખાઈ ગઈ હતી. એમનું જેલમાં જવાનું ચોક્કસ હતું અને બહાર નીકળવાનું અનિશ્ચિત હતું એ હું જાણતો હતો. એટલે મને તે દિવસે થઈ ગયું કે તે પાછા આવશે ત્યારે હું નહીં હોઉં. પણ થોડાક દિવસમાં આથી જુદું થયું. આગાખાન મહેલમાં બાપુના સાન્નિધ્યમાં

અને વ્યાધિ વેઠયા વિના તેમણે ૧૫મી ઓગસ્ટને રોજ પોતાનું જીવન પૂરું કર્યું.

મહાદેવના સમાચાર મિત્રોએ રેડિયોમાં રાતે સાંભળ્યા, પણ મને આઘાત પહોંચે એ વિચારથી ન કહ્યા. બીજે દિવસે સવારે ડૉ. ગિલ્ડર અને ડૉ. જીવરાજ મને જોવાને આવ્યા ત્યારે તેમણે મને સમાચાર આપ્યા. મને આંચકો લાગ્યો. આંખમાંથી આંસુ ખર્યાં પણ મેં ઝટ મન શાંત કરી લીધું અને બાપુને પત્ર લખવા વિચાર કર્યો. પત્ર મોકલવાની વિધિ મને ડૉ. જીવરાજે કહી અને તે મુજબ મારો પત્ર મેં હોમ સેક્રેટરીને મોકલ્યો. મેં બાપુને લખ્યું :

"આજે ૧૦ વાગ્યે મિત્રોએ ખબર આપ્યા કે મહાદેવ ગયા. સાંભળતાં જ ધરતીકંપના આંચકા જેવી અસર થઈ. આંખમાંથી ટપટપ આંસુની ધારા છૂટી. પણ તરત વિચાર આવ્યો : ધન્ય જીવન એનું પણ અતિ વેગે વટાવ્યું. ધન્ય પળ દેહત્યાગની સાધી. આપની સેવા અખંડ અને અનન્ય ભક્તિથી કરી અને તે પરમ ભક્તિમાં જ જીવન સંકેલ્યું. એ પરમ મિત્રનો વિયોગ સાલશે જ. આપના અંગત સેવકમાં એનું સ્થાન કોણ લેશે? પરમ કારુણિક ભગવાન બુદ્ધનો એક જ આનંદ શિષ્ય હતો—એવો મહાદેવ આપનો." (તા. ૧૬–૮–'૪૨)

હોમ સેક્રેટરીએ મને ત્રણેક દિવસ રહી ખબર આપ્યા કે મારો કાગળ બાપુને પહોંચાડવામાં આવ્યો છે. બાપુને એમની વિચારશ્રેણીમાં બંધબેસતી થાય એવી પત્રવ્યવહારની સગવડ આપવાની સરકારે ના પાડી, એથી બાપુએ પત્ર લખવાનું માંડી વાળ્યું અને મારા કાગળનો ઉત્તર એમના તરફથી મને ન મળ્યો.

બાપુના કેદ થયા પછી થોડાક દિવસમાં મારા રોગની ગતિ મંદ પડી અને ડૉક્ટર મિત્રોએ મને વોનલેસવાડીની ટી. બી. સેનેટોરિયમમાં જવાની સલાહ આપી. હું સપ્ટેમ્બર માસમાં ત્યાં ગયો અને મારા ઉપર થોરાકોપ્લાસ્ટીનાં ઑપરેશન થયાં. આના પરિણામે આરોગ્ય ક્ષીણ થતું રોકાયું, રોગ અંકુશમાં આવતો થયો અને આરોગ્યની કંઈક ઝાંખી ફરીને કરવાની આશા બંધાઈ. ઑપરેશનના ખબર બાપુને મળે એવા કારણે છાપામાં આપવાની ગોઠવણ મેં કરાવી.

## ૩૦

# '૪૩નો ઉપવાસ

૧૯૪૩ની સાલમાં મને બાપુને મળવાનો એક અવસર આવ્યો. તેઓ આગાખાન મહેલમાં કેદી હતા. હું સેનેટોરિયમમાં હતો. મારાં ત્રણ ઑપરેશન થઈ ચૂકયાં હતાં અને ચોથું કરવાનો દિવસ નક્કી થયો હતો. પણ એટલામાં એવા સમાચાર પ્રગટ થયા કે બાપુએ ૧૦મી તારીખથી ૨૧ દિવસના ઉપવાસ શરૂ કર્યા છે. આથી સંજોગ બદલાયા અને મેં તત્કાળ ઑપરેશન ન કરાવવાનું નક્કી કર્યું.

બાપુને પોતાના ધ્યેયના ન્યાયીપણામાં પૂરી શ્રદ્ધા હતી અને જે માર્ગે તેઓ દેશને દોરી જતા હતા તે વિષે શંકા ન હતી. તેઓ તીવ્રતાથી ઇચ્છતા હતા કે, અંગ્રેજ રાજસત્તા પ્રજાની દાઝ સમજે અને રાજનીતિ ફેરવે અને પ્રજા સાથે સમાધાની કરે. કેદ થયા પછી પણ તેમણે વાઇસરૉય સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. તેઓ પોતાની ભૂલ હોય તો તે સમજવા અને સુધારવા તૈયાર હતા. પણ વાઇસરૉયને તેઓ વીનવી ન શક્યા. દેશની વધતી જતી દુર્દશા જોયા કરવાનું એમને પોસાયું નહીં. જ્યારે બુદ્ધિનો માર્ગ રૂંધાઈ ગયો ત્યારે તેમણે સત્યાગ્રહના અંતિમ ઉપાય – ઉપવાસનો વિચાર કર્યો. એ દ્વારા પોતાના અંતરની શાંતિ મેળવવા ધારી અને સૂત્રધારોનાં અંતઃકરણને જાગ્રત કરવાની આશા સેવી.

બાપુ વિષે ખબર મેળવવા મેં પૂનામાં લેડી પ્રેમલીલાબહેનને તાર કર્યો અને કાગળ લખ્યો. તેઓ બાપુને મળ્યાં ત્યારે બાપુએ તેમની સાથે મને કહેવડાવ્યું કે મારે ઑપરેશન કરાવી લેવું અને 'હમણાં અહીં આવવાની જરૂર નથી.' આ સંદેશો મને મળ્યો; છતાં ઉપવાસ ચાલતા હતા તે દરમ્યાન ઑપરેશન કરાવવાનું મને મન ન થયું.

ઉપવાસના કારણે બાપુનાં કેટલાંક બંધનો ઢીલાં થયાં. તેમણે ૧૨મી તારીખે મારી તબિયતના ખબર મેળવવા જેલખાતાના ઉપરીને લખ્યું:

"મુંબઈના માજી મેયર શ્રી મથુરાદાસ ત્રિકમજીની તબિયતના સમાચાર જાણવા હું મહિનાઓ થયાં આતુર છું. ઘણાં વર્ષ ઉપર ગુજરી ગયેલ મારી બહેનના તે પૌત્ર છે. સરકાર કાં તો મને ખબર મેળવી આપે અને કાં તો શ્રી મથુરાદાસ ત્રિકમજીને જ મને લખવાની રજા આપે; અને જાતે લખવાની તેની સ્થિતિ ન હોય તો તેના વતી બીજા કોઈને પૂરેપૂરી વિગત લખી મોકલવાની રજા આપે. હું પકડાયો ત્યારે તેના જીવવાની આશા લગભગ નષ્ટ થઈ ગઈ હતી. પણ તેને સફળ ઑપરેશન કરવામાં આવ્યું તેની ખબર મેં છાપામાં વાંચી હતી."

સરકારે મારી ખબર બાપુને પહોંચાડી.

બાપુએ મને પૂના જવાની ના કહેવડાવી, પણ મારું મન માન્યું નહીં. સેનેટોરિયમના સુપરિન્ટેન્ડેન્ટ સાથે વાતચીત કરી મેં પૂના જવા નક્કી કર્યું અને ૨૨મીની સવારે હું ત્યાં પહોંચ્યો. દેવદાસ અહીં હતા. તેમણે મારા મળવાનો સમય નક્કી કર્યો અને હું, તારામતિ ને દિલીપ સાંજે ચાર વાગ્યે મહેલે પહોંચ્યાં. આ વખતે બાપુ ઊંઘતા હતા એટલે હું ડૉ. ગિલ્ડર સાથે વાતો કરતો વરંડામાં બેઠો. બાપુ જાગ્યા ત્યારે મને એમની પાસે લઈ જવામાં આવ્યો. તેઓ એક નાના ખંડમાં માથે માટી મૂકી ખાટલે પોઢયા હતા. ખાટલાની સામેની દીવાલ ઉપર 'ૐ' અને 'રામ' લખ્યાં હતાં. તેઓ કૃશ જણાતા હતા, પણ ચહેરા ઉપર એમનો હમેશનો ઋજુ અને આર્દ્ર ભાવ દેખાતો હતો. તે દિવસ મૌનવાર હતો એટલે એમનો સ્વર સાંભળવાનું મને મળ્યું નહીં. પણ તેમણે જેલના પીળા કાગળ ઉપર મોટા અક્ષરે લખ્યું:

"મેં કહેવડાવ્યું હતું કે તું સંયમ પાળજે ને ન આવતો. હવે સાવ સારો થઈ જા એટલે આવજો એની માફી."

જવાબમાં મેં કહ્યું: "આપે મને કેટલીયે વાર 'બૅડ પેની' કહ્યો છે. આજે પણ હું એવો જ રહ્યો. રહેવાયું નહીં એટલે આવ્યો." પછી મેં કહ્યું: "૩૩ની સાલમાં સાસૂન હૉસ્પિટલમાં આપે સ્વધામ જવાના ઉદ્‌ગાર કાઢ્યા હતા તે વિચાર આજે મનમાં રમી રહ્યો નથી ના? તે ન હોવા જોઈએ." તેમણે તરત મારું ધ્યાન દીવાલ પરના 'ૐ' અને 'રામ' તરફ આંગળી બતાવી ખેંચ્યું અને એ રીતે મને કહ્યું કે રામ જે કરે તે ખરું. હું એમાંથી સમજી ગયો કે તેમનામાં નિરાશા નથી આવી અને મને સંતોષ થયો. મેં વાત નામની જ કરી અને બીજે દિવસે મળવાનું કહી હું એમના ઓરડામાંથી બહાર નીકળી ગયો. જે કાગળ ઉપર મારા માટે બાપુએ બે વાક્ય લખ્યાં હતાં, તે સુપરિન્ટેન્ડન્ટની રજાથી મેં મારી પાસે રાખ્યો.

હું બીજે દિવસે બાપુ પાસે ગયો ત્યારે એમનો ખાટલો વરંડામાં હતો. કેટલાક સાથી મિત્રો એમની આસપાસ હતા. બાપુ અશક્ત હતા અને એમનો સ્વર બહુ ધીમો હતો. બેચાર વાક્ય તેઓ બોલ્યા, બેચાર વાક્ય હું બોલ્યો અને પછી બે મિનિટ એમની પાસે મૂંગો બેસી રહ્યો. મેં વાનલેસવાડી જવાની રજા લીધી અને પૂનામાં રોકાઈ જવાની ઇચ્છા એમની ઇચ્છાને અનુસરી છોડી દીધી. ત્રીજે દિવસે મળવા જવાનો પ્રયત્ન મેં ન કર્યો અને રાતે મીરજ રવાના થયો.

હું બાપુ પાસે પૂના જઈ આવ્યો એ એમને ગમ્યું. દેવદાસે મને લખ્યું:

> "તમારો કાગળ પૂ. બાપુને વંચાવ્યો. છેલ્લું વાક્ય (ઑપરેશન વિષે) રહી ગયું હતું. એટલે પૂછ્યું: 'ઑપરેશનનું શું ઠરાવ્યું?' પછી કહ્યું: તમે આવી ગયા એ બહુ જ સારું થયું. ઈશ્વર કરે ને તમે વહેલા સાજા થાઓ. તેને માટે પૂરો આરામ લો અને ધીરજ રાખજો."
> (તા. ૧-૩-'૪૩)

બાપુએ ૨૧ દિવસના ઉપવાસ કર્યા, પણ અનશનવ્રતનો વિચાર એમનામાં ચાળીસની સાલથી જાગ્યો તે સાવ નીકળી નહોતો ગયો. ઉપવાસના કારણે એમને સ્નેહીસંબંધીઓને મળવાની છૂટ મળી

હતી તે ઉપવાસ પૂરા થતાં રહી નહીં. એમની પાસે ચારેક જણને રહેવાની રજા મળી હતી તે પણ થોડાક દિવસમાં પૂરી થઈ અને આગાખાન મહેલમાં બીજાઓનો પગરવ બંધ થઈ ગયો અને મહેલ-જેલનો વહીવટ પૂર્વે હતો તેવો ચાલુ થઈ ગયો. બાપુ સાથે ચર્ચા કરવાનું સંભવતું ન હતું. તેઓ પત્ર ન લખતા, પણ આવતા તે લેતા. હું એમને મળ્યો ત્યારે તેમણે મને પત્રો લખતા રહેવાનું કહેલું, પણ પત્રમાં ઉઘાડી રીતે ઉપવાસ વિષે લખવું મને અયોગ્ય લાગ્યું. આ અરસામાં હું મહાભારત જોતો હતો. મને કર્ણની કથા સૂઝી અને મેં તે બાપુને લખી મોકલી: કર્ણને નિર્બળ કરવા તેના કવચ-કુંડળનું દાન લેવા ઇન્દ્ર બ્રાહ્મણવેશે એની પાસે ગયો. કર્ણ માગ્યું દાન આપનારો હતો. ઇન્દ્રે એ દાન મેળવ્યું. તેણે એના બદલામાં કર્ણને એક શક્તિ આપી. એ જેના ઉપર વપરાય તે હણાય, પણ એનો ઉપયોગ એક જ વાર થાય. કૃષ્ણે યુક્તિ રચી. ભીમપુત્ર ઘટોત્કચને કર્ણ સામે લડાઈમાં ઉતાર્યો. ઘટોત્કચે કર્ણને ખૂબ હંફાવ્યો. કર્ણ મૂંઝાયો. તેણે ઇન્દ્રદત્ત શક્તિ વાપરી અને ભીમપુત્રને હણ્યો; પણ તેની સાથે અર્જુન સામે પોતાનું રક્ષણ કરનારી અને તેને હણવાની એક જ શક્તિ હતી તે તેણે આમ વાપરી નાખી. પછી તે હાર્યો અને હણાયો. આ પત્ર બાપુને પહોંચ્યો એના ખબર હું બીજી સાલમાં બાને જોવા ગયો ત્યારે ડૉ. ગિલ્ડરે મને આપ્યા. એનું તાત્પર્ય બાપુ તરત સમજી ગયા. મારા મનમાં જે અર્થ હતો તે જ તેમણે કર્યો અને સાથીઓને કહી સંભળાવ્યો.

બાપુએ પારણાં કર્યાં અને હું પાછો મારી સારવારમાં ગૂંથાઈ ગયો. મેં બીજાં બે ઑપરેશન કરાવ્યાં અને થોડોઘણો લાભ મેળવ્યો. તબિયતમાં વિશેષ સુધારો થવાનો સંભવ ન રહ્યો ત્યારે મેં મુંબઈ વસવાનું નક્કી કર્યું અને આરોગ્યની શોધમાં બહારગામ ફરવાનું માંડી વાળ્યું.

## ૩૧

# બાનું અવસાન

બાની તબિયત જેલમાં સારી ન રહી. હૃદયની નબળાઈ હતી તેની સાથે શ્વાસનળીમાં વરમ ચાલુ રહેવા લાગ્યો અને તેઓ પથારીવશ થયાં. સરકારે તેમની સારવારની બાબતમાં અનુદારતા બતાવી. પરંતુ બાપુ સમતા ન ખોતા અને બાને માટે જરૂરી સગવડ મેળવી લેવા પ્રયત્ન કરતા. સગાંઓને મળવા જવાની છૂટ થઈ ત્યારે પત્ની અને ત્રણે બાળકો તથા મારાં બહેન બાને જાન્યુઆરી માસમાં મહેલ-જેલમાં મળી આવ્યાં.

બાની તબિયત વિશેષ બગડતી ચાલી એટલે મેં એમને મળી આવવાનો વિચાર કર્યો. હોમ સેક્રેટરી શ્રી. આયંગરે મને મારી તબિયતને અનુકૂળ પડે એવી મળવાની સગવડ કરી આપી. ૧૬મી ફેબ્રુઆરીને રોજ હું પૂના પહોંચ્યો. હું ચારેક સંબંધીઓને લઈ મળવા ગયો. અમે સ્ટેશનેથી સીધા મહેલે પહોંચ્યા. મહેલ મોટો હતો અને તેની હદ પણ મોટી હતી. મહેલને જેલનો ભાસ આપવા ફરતી કાંટાવાળા તારની વાડ એ પુરુષ જેટલી ઊંચી હતી. સૌને ભોંયતળિયે રહેવાનું હતું. વરંડો ઉઘાડો હતો. તેમાં પણ જ્યાં ત્યાં પાટિયાં મારવામાં આવ્યાં હતાં. વાડની બહારના ભાગમાં બંદૂકધારી પોલીસો સતત પ્રદક્ષિણા ફર્યા કરતા. હું અંદર ગયો ત્યારે બાપુ વરંડામાં બેઠા હતા. જેલની ગરમ કાળી કામળીની જાજમ હતી. બાપુની તેના ઉપર સ્વચ્છ સફેદ ગાદી હતી. સાદા દેવદારની પીઠ હતી. પાસે નાની સરખી મેજ હતી એમની સાથે ડૉ. ગિલ્ડર, ડૉ. સુશીલા, શ્રી મીરાબહેન, પ્યારેલાલ કેદી વતની હતાં. તેઓ પણ બાપુ હતા ત્યાં આવ્યાં. બા અંદર હતાં. થોડી વારે તેમનો ખાટલો વરંડામાં લાવવામાં આવ્યો અને બાપુની નજદીક ગોઠવવામાં આવ્યો. બા ખાટલામાં બેઠાં હતાં. એમની આગળ ખાટલામાં જ

નાનું મેજ હતું અને તેના ઉપર ટિનના પતરાની થૂંકદાની હતી. હું જોઉં અને નમસ્કાર કરું તે પહેલાં તેમણે મને દૂરથી જ ઓળખ્યો. મારી વાતો બાપુ સાથે થઈ. મને એમની તબિયત સારી લાગી. એમનું ખિલખિલાટ હાસ્ય અને એમની મીઠાશ મેં અહીં પણ અનુભવ્યાં; છતાં એમના દિલમાં બાની ચિંતા હતી. એમની વ્યાધિ ઓછી કરવા અને શાંતિ વધારવા બાપુ સતત પ્રયત્ન કરતા. અમારે અનેક પ્રકારની વાતો થઈ. તેમાં વારંવાર તેઓ બાની વાતમાં ઊતરી જતા. તેઓ જેનો વિચાર પોતા માટે ન કરે તે બા સંબંધી કરી લેતા. જે ટેક પોતા માટે પાળે તે બા માટે છોડવા તૈયાર થઈ જતા. બાને જેલ બહાર લઈ જવાથી એમને આરામ મળે કે કેમ એની ચર્ચા અમે કરી. એ વિષે શું કરાય અને કેમ કરાય એનો વિચાર પણ કર્યો. પણ અંતે એ વિચાર પડતો મૂક્યો. જેલમાંથી વહેલા છૂટવાની આશા એમણે છોડી હતી અને પાંચ વર્ષ રહેવું છે એવા ઉદ્ગાર તેમણે કાઢ્યા હતા.

વાતોમાં બે કલાક કેમ જતા રહ્યા એ જણાયું નહીં. જવાનો સમય થયો. હું બા પાસે ગયો. બાપુ પણ આવ્યા. બાનું શરીર બહુ જર્જરિત લાગ્યું અને ચહેરા ઉપરથી જીવનનું નૂર ઝાંખું પડતું ભાસ્યું. એમને જોતાં અંતરમાં વ્યથા ઊપજી, પણ હસતું મોઢું રાખી એમની પાસે થોડીક પળ હું રોકાયો. મેં બાની રજા લીધી અને બાપુ ઠેઠ સુધી વળાવવા આવ્યા. અમારી વચ્ચે બાની જ વાત ચાલતી રહી. બા આમાંથી નહીં ઊઠે એવું બાપુના દિલમાં વસી ગયું હતું. મહેલમાંથી નીકળી અમે સીધા સ્ટેશને પહોંચ્યા અને સૂર્યાસ્ત પછી ઘર ભેગા થયા.

થોડાક જ દિવસમાં બાના વિશેષ ચિંતાજનક સમાચાર આવ્યા. મેં ફરીને પૂના જવાનો વિચાર કર્યો, પણ દેવદાસે તે રોક્યો અને બાપુનો સંદેશો આવે ત્યારે મારે જવું એવું નક્કી થયું. પણ બીજે જ દિવસે, ૨૨મી ફેબ્રુઆરીને રોજ, જે ખબર આવ્યા એ જાણી હું પૂના પહોંચવા અધીરો થયો. મેં જવાનું નક્કી કર્યું અને કારમાં પૂના પહોંચવાનો તથા મહેલમાં દાખલ

થવાનો જરૂરી બંદોબસ્ત કર્યો. હું બરોબર ત્રણ વાગ્યે કારમાં પૂના જવા રવાના થયો. કેટલાંક સંબંધીઓ મારી સાથે આવ્યાં, કેટલાંક ટ્રેનમાં નીકળ્યાં. ગાડી વેગભેર દોડચે જતી હતી પણ અંતરની અધીરાઈનો વેગ એથીયે વધારે હતો. મનમાં થાય કે ગાડી હજીયે વધારે વેગે કેમ ન જાય. અમે પોણા સાત વાગ્યે પૂનાની હદમાં દાખલ થયાં, પણ સ્ટેશને જવાનો રસ્તો ચૂકયાં અને તેમાં પાંચ દશ મિનિટનો વિલંબ થયો. અમે મહેલને દરવાજે ૭–૫ મિનિટે જઈ ઊભાં પણ અમને પ્રવેશ ન મળ્યો. આ સમયે બા શુદ્ધિમાં હતાં; એમનો શ્વાસોચ્છ્વાસ અમારા પહોંચવા પછી અર્ધોક કલાક ચાલતો રહ્યો. એમની અને અમારી વચ્ચે થોડાક વારનું જ અંતર હતું, પણ તેમાં સત્તા આડી આવી ઊભી અને અમે એમની છેલ્લી પળનાં દર્શન ન પામ્યાં. અમે દરવાજે જ રોકાઈ રહ્યાં અને બાના શાંત થયા પછી થોડી વારે સુપરિન્ટેન્ડન્ટ ‘અમારે બે કલાક રોકાવું પડશે’ એવું બંધન મૂકી અમને અંદર લઈ ગયા.

બાપુ આ વખતે બાના દેહને સ્નાનાદિ કરાવતા હતા. મને આવ્યો જાણી તેઓ બહાર આવ્યા અને કહે: ‘કેમ મોડો થયો ના? બંધાઈને અંદર આવ્યો છે ના?’ ‘શું કરીએ?’ મેં કહ્યું, ‘અમને બહાર રોકવામાં આવ્યા અને અંદર આવ્યા ત્યારે બે કલાક રોકાવાનું બંધન મૂકવામાં આવ્યું.’ બાપુ કહે: ‘તું ગીતાનું પારાયણ કરીશ ના?’ પણ તરત જ કહે: ‘ના, ના; તારાથી કેમ કરાય?’ મેં કહ્યું: ‘થોડુંક કરું?’ પણ એ વિચાર પડતો મૂકચો. બાના દેહને વિષે જે કરવાનું હતું તે થઈ રહ્યું ત્યારે સૌ જે ખંડમાં દેહ હતો તે ખંડમાં ભેગાં થયાં અને દેહની આસપાસ બેઠાં. મને બાપુએ ખુરશીએ જ બેસાડયો અને પછી તેઓ કહે: ‘કેમ તારાથી બેસાશે ના? આ એક બસ છે; બીજું મને નહીં જોઈએ.’ મેં કહ્યું: ‘જી હા; મને નહીં ફાવે તો ગુપચુપ બહાર નીકળી જઈશ.’ પ્રાર્થના થઈ; પારાયણ શરૂ થયું. ખંડમાં મૃત્યુ જેવું લાગે નહીં. બાનો માત્ર ચહેરો ઉઘાડો હતો. તેઓ શાંત ગાઢ નિદ્રામાં સૂતાં હોય એવો એમનો દેખાવ હતો. બાપુ આંખ મીંચીને પારાયણ સાંભળતા

હતા. તેઓ સ્થિર અને અચળ બેઠા હતા. પણ તેમણે વચ્ચે વચ્ચે ત્રણ ચાર વાર ઊંડા નિશ્વાસ લીધા. ૧૭મો અધ્યાય પૂરો થતાં એમની આંખો ઊઘડી ગઈ અને તેઓ બાનું મુખ જોવા લાગ્યા. પારાયણ પૂરું થયું અને કર્નલ ભંડારીએ અંતિમ સંસ્કાર વિષે શો બંદોબસ્ત કરવો એની ચર્ચા બાપુ સાથે એકાંતમાં કરી અને તેના જવા પછી જે ગોઠવણ થઈ તે અમે જાણી. બાપુ વાતોમાં પરોવાઈ ગયા. તેમણે થોડીક પળ શ્રી પ્રેમલીલાબહેન સાથે બાની વાતો કરી. જે વસ્ત્ર ઉપર બાનો દેહ પોઢ્યો હતો તે ગંગાજળમાં બોળેલું હતું એ વાત એમણે અત્યંત કોમળ ભાવે કહી. બે કલાક પૂરા થાય તે પહેલાં જ શ્રી કટેલીએ અમને બહાર જવાનું કહ્યું; કારણ કે બાના ખબર રેડિયો દ્વારા જગતને મળી ચૂકયા હતા. પણ અમે તો બેસી રહ્યાં અને ઠેઠ ૧૧ પછી બહાર ગયાં.

અગ્નિસંસ્કાર બુધવારે સવારે થયો. તે વખતે સો સવાસો સંબંધી મિત્રો હાજર હતા. હું અંદર પહોંચ્યો અને રાતે ખંડમાં જ્યાં બેઠો હતો ત્યાં ખુરશીએ બેઠો. ખંડનો એક દરવાજો વરંડામાં પડતો હતો. ત્યાં ગરમ સાલ ઓઢીને બાપુ ઊભા હતા અને જે આવતા તેને મળતા હતા. તેઓ શાંત અને ગંભીર હતા. બંગલાની બહાર થોડેક દૂર અગ્નિસંસ્કાર કરવાનો હતો. મહાદેવની ભસ્મથી પાવન થયેલી ભૂમિની પડખે જ રામનામ લેતાં બાના દેહને ત્યાં લઈ જવામાં આવ્યો. પ્રાર્થના થઈ અને પછી અગ્નિને દેહની આહુતિ અપાઈ. આ પહેલાં ડૉ. ગિલ્ડર મને પૈડાવાળી ખુરશીમાં બહાર લઈ ગયા. અગ્નિનું કાર્ય શરૂ થઈ ગયું કે ધીમે ધીમે ભેગા થયેલા વીખરાવા લાગ્યા અને થોડાક છેવટ સુધી રોકાયા. કેટલાક બાપુને ઘેરીને બેઠા અને વાતે ચઢ્યા. હું થોડાક કલાક ઝાડની છાયામાં બેઠો અને પછી ડૉકટર મને અંદર લઈ ગયા. બાપુએ અંદર વહેલા જતા રહેવાની ના કહી. બાનો દેહ પૂરો ભસ્મ થઈ ગયો ત્યારે જ તેઓ અંદર આવ્યા. તેમણે ડૉ દિનશાના નાના બાળકને તેડ્યો હતો અને તેને તેઓ ગેલ કરાવતા હતા. મહેલ છેવટે તો બાપુનું કેદખાનું હતું, તે યાદ દેવડાતા ન હોય: તેમ, બાપુ સાથે જેઓ બંગલામાં આવ્યા તેમને

ઝટ ઝટ રવાના કરવાનું કામ સુપરિન્ટેન્ડન્ટે શરૂ કરી દીધું. હું તો સૌ ગયા ત્યાં સુધી પડી રહ્યો. તેટલામાં બાપુએ નાહી લીધું અને જમવા બેઠા ત્યારે એમની પાસે ગયો. બાપુ કહે: 'તું હવે ભયમુક્ત થઈ જા.' મેં કહ્યું: 'તબિયત સારી થાય છે, પણ અપંગતા રહી જશે.' બાપુ કહે: 'તેમાં કંઈ નહીં. બેઠો છે એ સારું છે. દેશના એક છેડેથી બીજે છેડે કારમાં દોડાદોડ કરે એ જ કંઈ સેવા કરે છે એવું નથી. તારી પ્રતિષ્ઠાનો લાભ તું આપતો રહે.' આમ અમારી વાતો ચાલતી હતી ત્યાં શ્રી કટેલી આવી ઊભા અને મને વિદાય કરવાની અધીરાઈ બતાવી. છતાં મેં ઉતાવળ ન કરી. પણ હવે બાપુ અધીરા થયા. તેઓ શ્રી કટેલીની મૂંઝવણ સમજી ગયા. તેમણે જમવાનું અધૂરું મૂક્યું અને ઊભા થઈ ગયા અને વાત કરતા રહ્યા. મને કહે: 'તારે કાગળ તો લખ્યા કરવા. પહેલાં તું મને જ લખતો હતો ના'?[1] તેઓ મને કાર સુધી મૂકવા આવ્યા. ડૉ. ગિલ્ડર, ડૉ. સુશીલા, પ્યારેલાલ, શ્રી મીરાબહેન અને દેવદાસ પણ આવ્યાં. મને જવાનું મન થાય નહીં અને ગયા વિના ચાલે નહીં. હું પગે લાગ્યો. માંદગીના કારણે બાપુના હાથે જોશભેર ઢીકો ખાવાનો અધિકાર તો મેં ગુમાવ્યો હતો. પણ બાપુ પીઠે હાથ ફેરવે અને કહે કે, 'આમ તો પંપાળી શકાય ના?' જેમ જેમ પળ જતી જાય તેમ તેમ ઉભયનાં અંતર દ્રવે. બાપુ કહે: 'હવે ભાગ; નહીંતર આંખો લાલ થઈ જશે.' એ સાંભળતાં મારી આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તેઓ એકદમ ગંભીર થઈ ગયા અને બોલ્યા: 'અહિંસકને તો કોઈ શૂળીએ નહીં ચડાવે?' ગદ્ગદ અવાજે મેં કહ્યું: 'શી ખબર? એવુંયે બને.' તેઓ કંઈક બોલ્યા એ હું સમજ્યો નહીં. બાપુ અચળ થઈ ઊભા. અમે આંખેઆંખ મેળવી ન શક્યા, પણ એકબીજાની તરફ જોઈ રહ્યા. હું કારમાં બેઠો. દિલીપે ગાડી ચલાવી. મેં ભીની આંખે એમના તરફ હાથ જોડી રાખ્યા. નિમિષમાત્રમાં અમે એકબીજાથી

---

૧. બા સાથે મારો પત્રવ્યવહાર શરૂ થયો તે પહેલાં હું બાપુને કાગળ લખતો એનો આ ઉલ્લેખ છે.

અદૃશ્ય થઈ ગયા. અનંતકાળની કઈ પળે હવે અમે મળશું એ વિચાર કેટલીયે વાર સુધી મનને વ્યાકુળ કરતો રહ્યો.[1]

## ૩૨

## છૂટયા

મહાદેવ અને બાનાં જીવન કેદમાં જ સંકેલાઈ ગયાં અને શ્રી સરોજિની દેવી નાદુરસ્ત તબિયતના કારણે છૂટયાં. બાપુ સાથે કેદી વતની તરીકે ડૉ. ગિલ્ડર, ડૉ. સુશીલા, શ્રી મીરાબહેન અને પ્યારેલાલ રહ્યાં. તેઓ સૌ નજરબંધીમાં હતાં અને તેની મુદ્દત નિયત ન હતી. પ્રજા એમને છોડાવી લાવે એવી કરામત કરવાની પરિસ્થિતિમાં ન હતી; અને સરકારને બાપુ તેમ કૉંગ્રેસને છોડવાની ઉતાવળ ન હતી. કોઈ અગમ્ય કારણ ઉપસ્થિત થાય ત્યારે જ તેઓ છૂટે એવું જણાતું હતું અને તેમ કયે સમયે થાય એ પણ કલ્પી શકાય એવું ન હતું. તેમના બહાર આવવાનું દૂર, અતિ દૂર ભાસતું. પરંતુ બાના જવા પછી બે જ માસમાં મહેલમાં અવનવું બન્યું. ત્યાં મચ્છરો બહુ હતા અને મલેરિયા કરે એવા હતા. બાપુના સાથીઓને મલેરિયા અવાર-નવાર થઈ આવતો; એપ્રિલ માસમાં તે બાપુને પણ લાગુ પડયો. તેઓ ખૂબ ઘસાયા અને અશક્ત થઈ ગયા. સરકારે એ સંબંધી નિવેદન પ્રગટ કર્યું અને છઠ્ઠી મેને રોજ એમને કોઈ પણ પ્રકારના બંધન વિના, તબિયતને કારણે, છોડી મૂકયા. તેમની સાથે વસતાં સાથીઓ પણ છૂટાં થયાં.

મહેલમાંથી બાપુને પર્ણકુટીમાં લઈ જવામાં આવ્યા. ત્યાં તેઓ પાંચ દિવસ રહ્યા. મેં ત્યાં જવાનો વિચાર ન કર્યો, પણ દિલીપ પહેલે જ દિવસે એમને મળી આવ્યો. તેઓ છૂટા થયા એટલે એમને

---

૧. મારી નોંધ ઉપરથી તા. ૨૫-૨-'૪૪

કઈ રીતે ઉપયોગી થઈ શકાય એના વિચાર મને આવવા માંડ્યા. ઑપરેશન કરાવી સારા થવાની અને બાપુની સેવામાં રોકાઈ જવાની ધારણા મેં રાખી. પણ તે પાર પડે એવી મારી તબિયત થઈ નહીં. નિયમિત કામકાજ કરવાની શક્તિ મારામાં ન આવી. પણ મન શરીરની જેમ નિર્બળ ન બન્યું; એટલે મનમાં આવતા વિચારભાવ મોંથી કે લખીને બાપુને કહેવાની ઇચ્છા મને થયા કરી. મારે ચર્ચામાં ન પડવું અને જોયા કરવું એવી સલાહ તેમણે છૂટીને આવ્યા ત્યારથી મને વારંવાર આપી. તેનું પાલન કરવા મેં સદા પ્રયત્ન કર્યો; પણ હું કદી કદી એ ભૂલી જતો અને ભૂલી જવાનું ખાસ કરીને એમના સંબંધમાં વિશેષ થતું.

બાપુ પૂનાથી જુહુ આવ્યા અને ત્યાં પાંચ અઠવાડિયાં રહ્યા. એમનું રહેવાનું ઝૂંપડું સરસ હતું. એમના વપરાશ માટે વિશાળ અને ખુલ્લો ખંડ હતો. બહાર પણ મોટી ખુલ્લી જગા હતી તેમાં ઊંચાં ઊંચાં નાળિયેરીનાં વૃક્ષો હતાં. તેમને કોઈ કનડે નહીં એ જોવાનું કામ શ્રી સરોજિની દેવીએ ઉપાડી લીધું હતું. બાપુના ઝૂંપડાની હદમાં જવાના દરવાજા આગળ નાના ઝૂંપડામાં તેમનો નિવાસ હતો. મેં જુહુ જવાનું મન કર્યું, પણ બાપુએ કહેવડાવ્યું: 'તું આવવાનો આગ્રહ કરીશ તો એનો અર્થ હું એવો કરીશ કે મારે તારી પાસે આવવું.' તેઓ અશક્ત સ્થિતિમાં મને જોવા આવે એ ઠીક ન લાગ્યું. હું અધીરો ન થયો. મેં જવાનું મુલતવી રાખ્યું અને સાતમે દિવસે એમની પાસે પહોંચ્યો અને પછી તેરમે દિવસે. મને એમની પાસે જવાની ઇચ્છા બહુ થતી એટલે હું એમને બીજી વાર મળ્યો ત્યારે મેં એ વિષે પૂછ્યું. તેઓ મૌનમાં હતા. લખીને કહ્યું:

> 'એને (ડૉક્ટરને) પૂછીશ. તું પણ પૂછજે. એ રજા આપે તો જરૂર રોજ આવ. મને તો ગમશે જ. મને તો હેરાન કર્યા જ કરજે.'

મેં ડૉ. ગિલ્ડરને વાત કરી. એમણે મને ખાસ વાર્યો નહીં. મેં જુહુ જવાનું વધાર્યું.

બાપુ છૂટ્યા ત્યારે સર્વત્ર હતાશા વ્યાપી ગઈ હતી અને હારના વિચાર પ્રસરી ગયા હતા. મુસ્લિમ લીગે ઑગસ્ટનો ઠરાવ ખેંચી

લેવાની માગણી કરી. સરકારે પણ તેવું જ ઇચ્છયું અને કોંગ્રેસના કેટલાક મિત્રો પણ એવું વિચારતા થઈ ગયા. પણ મને એ વિચાર યોગ્ય લાગ્યો નહીં. બાપુના આવવાથી તેઓ શું કરશે એ પ્રશ્ન સામાન્ય થઈ પડ્યો. હું એમને પહેલી જ વાર મળ્યો અને તેઓ શું કરવા ધારે છે એ સંબંધી કંઈક ઉલ્લેખ થયો ત્યારે તેમણે મને મારા વિચાર લખી મોકલવા કહ્યું. મેં ૨૦મી તારીખે એમને લખ્યું :

" . . . આપની મુક્તિ કેવળ માંદગીના કારણે થઈ છે એ વસ્તુ શંકા ન રહે એવી રીતે સ્પષ્ટ શબ્દમાં સરકારે જાહેર કરી છે. સરકારે કહ્યું છે એ માનવું યોગ્ય છે. અન્યથા wishful thinking (વિશફુલ થિંકિંગ) કરવા જેવું છે સરકારને આજે કોંગ્રેસની શી જરૂર છે? બલકે, કોંગ્રેસના જેલમાં હોવાથી એનો માર્ગ ઘણી રીતે સરળ રહે છે. દેશમાં પ્રજામત સબળ નથી અને દુનિયામાં આજે સૌ પોતામાં પડ્યા છે. ઇંગ્લંડ મુશ્કેલીમાંથી ઊગરતું આવે છે અને ઇંગ્લંડનો સંરક્ષક ચર્ચિલ આપનો અને હિંદનો કટ્ટર વિરોધી છે. . . . આપ સાજા થતાં અને કામકાજ કરી શકવા જેટલું આરોગ્ય આવતાં જ આપને સરકાર જેલમાં બેસાડી દે એવું હું નથી કલ્પતો. આપ શું વિચારો છો, કરવા ધારો છો, અને કરો છો, એના ઉપર આધાર રહેશે. છતાં ૧૯૪૨ના ઑગસ્ટ સુધી લખવા બોલવાની છૂટ આપે ભોગવી એ હાલ તો સંભવતી નથી એટલે આપ પાછો જેલનો વિચાર કરો તો નવાઈ નહીં. પરંતુ, આપ બહાર છો એટલે કેટલાક પ્રશ્ન આપે જ ઉકેલવા રહેશે. '૪૨ના ઑગસ્ટના ઠરાવમાં જે વિચારો મુકાયા છે તે તો પાછા ખેંચી લેવાનું કેમ થાય? જેમ સંપૂર્ણ સ્વતંત્રતા (Complete independence)નો આદર્શ રાખતાં છતાં પ્રધાનપદ સ્વીકાર્યું તેમ Quit India (ક્વિટ ઇંડિયા) પણ આદર્શ તો રહેશે જ. ખરેખર એ સંપૂર્ણ સ્વતંત્રતાના વિચારનું વ્યાવહારિક સ્વરૂપ છે અને એ બે અવિભાજ્ય છે. તેની સિદ્ધિ માટે '૪૨ના ઠરાવમાં Civil disobedience (સિવિલ ડિસઓબીડિયન્સ)ની લડત શરૂ કરવાની સત્તા આપને અપાઈ છે; પણ, એનો અમલ કરવાની તક આપને મળી નથી. ઠરાવ થયે પોણા બે વર્ષ થવા આવ્યાં. દરમ્યાન દેશમાં ઘણું બની ગયું છે. આજે એની યોગ્યતા અને શક્યતા કેટલી રહી છે એ વિચારવા જેવું છે. સરકારના સંબંધમાં કોંગ્રેસને કઈ નીતિ આજે

આપ સૂચવવા ઇચ્છો છો એનો નિર્ણય કર્યાં પછી જ હિંદુમુસ્લિમ સવાલ હાથ ધરવો વાજબી કહેવાય. . . . ”

હું ૨૩મીએ એમને મળ્યો ત્યારે મારા કાગળની વાત નીકળી. તેમણે લખીને કહ્યું: ‘ તેં લખ્યું એ વાત તો સાવ સાચી છે. મારું કહેવું એ છે કે હું એ પ્રમાણે જ વર્તી રહ્યો છું. ઉતાવળ નથી કરવી, કૂદી નથી પડવું. ઘણે ભાગે તો મૌન જ સેવું છું. . .’ લડત વિષે બાપુનો એવો વિચાર થયો કે એમને મળેલી સત્તા તેમના કેદ થવાથી તેમને રહી નહીં અને એ ઠરાવના આધારે તેઓ લડત ન આરંભી શકે. સત્યાગ્રહની દૃષ્ટિએ એમણે એ વિચાર કર્યો, તેને કાયદાની નજરે ધારાશાસ્ત્રીઓએ ટેકો આપ્યો. એ અભિપ્રાય બાપુને પૂનામાં મળ્યો અને પ્રગટ થયો. આખા ઠરાવ વિષે બાપુનો સ્પષ્ટ વિચાર હતો કે એ ઠરાવ ખેંચી શકાય નહીં.

હું જુહુ જતો ત્યારે બાપુ પાસે બેસતો અને એમની આગળ વાતચીત થતી તે સાંભળતો. કોઈ કોઈ વાર એમાં ભાગ પણ લેતો. તેમાં વિવિધતાનો પાર ન હતો. પત્રો આવતા તેમાં પણ તેવું જ હતું. ‘લોકો કેટલા બધા મારા ઉપર આધાર રાખતા થઈ ગયા છે,’ એવા ઉદ્ગાર દુઃખથી તેમણે એક વાર કાઢ્યા. તેમને એ પસંદ ન આવતું છતાં એમની પાસે જે વાત આવતી તેમાં ધ્યાન આપવા જેવું લાગતું તો આપી છૂટતા.

મારું જુહુ જવાનું ઘણે ભાગે ઊતરતી બપોરે થતું. હું ત્યાં ચાર પછી પહોંચતો અને આઠ પછી નીકળતો. એક વાર આખો દિવસ ત્યાં રોકાયો. ત્યાં જવું મારે મન ઘેર જવા જેવું હતું. સાંજે પ્રાર્થના સમુદ્રતીરે થતી; ત્યાં મારાથી ન જવાતું. હું ઝૂંપડામાં રોકાતો. બાપુ કહે: ‘ તું બેમી જેવો છે. તને યાદ આપવું જોઈએ. હું પ્રાર્થનામાં જાઉં છું. તું આ ખાટલે પડી રહે અને આરામ કર.’ એમના આવા મીઠા બોલ મને પુષ્ટિ આપતા.

બાપુ જૂન માસની ૧૫મી તારીખે પૂના ગયા.

## ૩૩

# પ્રવૃત્તિમાં

બાપુએ પૂના પહોંચતાં પ્રવૃત્તિ વધારી. તેમણે વાઇસરૉયને મળવા માટે કાગળ લખ્યો, પણ વાઇસરૉયે મળવાની ના પાડી. મહારાષ્ટ્રના કાર્યકર્તાઓ તેમને મળ્યા અને બાપુએ પરિસ્થિતિ વિષે પોતાના વિચાર જણાવ્યા. તેમણે કસ્તૂરબા સ્મારક ફંડના ટ્રસ્ટીઓની સભામાં ભાગ લીધો અને ફંડની કેટલીક ગૂંચ ઉકેલી આપી.

બાપુ જુલાઈ માસમાં પંચગની ગયા અને રાજાજીને સાથે લઈ ગયા. ત્યાંથી ૧૦મી તારીખે ઝીણા સાહેબ અને રાજાજી વચ્ચે પાકિસ્તાન સંબંધી ચાલેલો પત્રવ્યવહાર પ્રગટ થયો. આ પહેલાં લંડનના न्यूस क्रॉनिकलના પ્રતિનિધિ મિ. ગેલ્ડર બાપુને મળ્યા. તેણે રાજકીય પરિસ્થિતિની ચર્ચા કરી બાપુના વિચાર જાણ્યા અને એમની મનાઈ છતાં ૧૧મી તારીખે છાપ્યા. આ બન્ને વસ્તુ મને અયોગ્ય લાગી. મેં એ વિષે બાપુને લખ્યું. તેમણે મને મારી સ્થિતિ વિષે સાવધાન કરતાં કહ્યું:

> "... . મારી સલાહ તું માનતો નથી. તું બિછાને પડ્યો છે. મારી ચિંતા કરવાને બદલે પ્રભુનું સ્તવન કરશે તો વહેલો ઊઠશે. એમ નહીં થાય તોય તું શાંતિ ભોગવશે. . . . જે કંઈ કરું છું તે વિચારપૂર્વક ને સાવધાનીથી. એક સમય હતો કે જ્યારે તું મને સાનમાં સમજી જતો. મારો હેતુ, મારા વચનનો અર્થ બીજાઓને સમજાવી શકતો. હવે એમ નથી એનું શું કારણ હશે? વિચારજે. કારણ તારામાં જ છે એટલે તારી માંદગીમાં . . . ." (તા. ૧૬-૭-'૪૪)

અને પછી બીજા કાગળમાં બાપુએ કહ્યું:

> ". . . . તું જરાય અધીરો ન થતો. જે થાય તે તટસ્થપણે જોયા કર. . . . મને દાક્તરો જોઈ ગયા છે. સારો સુધારો છે. મને હવા

અનુકૂળ આવી છે. પણ હવે બહુ રહેવાની ઇચ્છા નથી. તેની આવશ્યકતા પણ નથી. સેવાગ્રામમાં જીવ વળગ્યો છે." (તા. ૨૩–૭–૪૪)

બાપુ ઑગસ્ટ માસની ૩જી તારીખે, પૂરાં બે વર્ષે, સેવાગ્રામ પહોંચ્યા.

ઑગસ્ટ માસમાં મારો એકાવનમો જન્મ દિવસ આવ્યો. મેં બાપુને કાગળ લખ્યો:

"આજે પચાસ વર્ષ પૂરાં કરું છું. એકાવનમાં પ્રવેશ કરું છું. મારા જીવનના સંધ્યાસમયમાં આપની પ્રજ્ઞામાં અને આપનામાં મારી શ્રદ્ધા અચળ રહો એવી પ્રાર્થના કરું છું. આપ કુશળ હશો."

બાપુનો જવાબ આવ્યો:

"તેં વનમાં પ્રવેશ કર્યો! એ સુખેથી વટાવીને બીજાં ઘણાં વર્ષો કાઢજે. તારી શ્રદ્ધા ક્યાં આંધળી છે? એ અચલ છે ને રહેશે. એવી શ્રદ્ધાને સારુ મારે લાયક બનવું ને રહેવું ના?" (૨૦–૮–'૪૪)

પાકિસ્તાન સંબંધી પત્રવ્યવહાર પ્રગટ થયા પછી બાપુએ ઝીણા સાહેબને મળવાની ઇચ્છા કરી. મુલાકાત મુંબઈમાં કરવાનું નક્કી થયું. બાપુ આ કારણસર ૯મી સપ્ટેમ્બરને રોજ મુંબઈ આવ્યા. તેઓ બિરલા હાઉસ પહોંચ્યા ત્યારે ડૉ. જીવરાજને મારા વિષે પૂછ્યું અને મને જોવા ક્યારે જવાનું છે એ જાણવા ઇચ્છ્યું. ડૉક્ટરે મારી તબિયત સારી હોવાના ખબર આપ્યા અને પછી મને ફોન કર્યો. હું બિરલા હાઉસ પહોંચ્યો. મને બાપુ પાસે થોડુંક બેસવાનું મળ્યું તેમ અનેક મિત્રો ત્યાં આવ્યા હતા તેમને મળવાનું થયું અને વિવિધ વાતો જાણવાનું ને વિચારવાનું થયું. હું ગયો એ સારું થયું એમ મને લાગ્યું. ઝીણા સાહેબ સાથેની બાપુની મુલાકાત લાંબી ચાલી. માઉન્ટ પ્લેઝન્ટ રોડના ઉપલા ભાગમાં ઝીણા સાહેબનો બંગલો હતો. નીચલા ભાગમાં બિરલા હાઉસ હતું. ચાલવાનું થોડું હતું પણ બધું ચઢાણ હતું. બાપુ તે ચઢી ગયા. વાતચીત પૂરી ન થઈ, પણ બીજા દિવસ સુધી મુલતવી રહી અને તેમ સપ્ટેમ્બર માસની આખર સુધી ચાલ્યું. મળવાનું રોજ સાંજે દોઢ બે કલાક થતું. વચ્ચે વચ્ચે ખાંચા પડતા. પ્રાર્થનાનો સમય થવા આવતાં બાપુ પાછા ફરતા. તેઓ સાંજનું જમવાનું વાતચીત દરમ્યાન કરી લેતા.

આ માટે જમણુ બિરલા હાઉસથી જતું. બન્ને વચ્ચે મુલાકાત થઈ તેમ બન્ને વચ્ચે પત્રવ્યવહાર થયો બાપુએ ઝીણા સાહેબને સમજાવી લેવાના ખૂબ પ્રયત્ન કર્યા પણ નિષ્ફળ ગયા.

દેશી તિથિ પ્રમાણે બાપુનો ૭૬મો જન્મદિવસ ૧૪મી સપ્ટેમ્બરને રોજ આવ્યો. તે દિવસે સવારે ૧૦ના સુમારે સો સવાસો જેટલાં સ્નેહીજનો બિરલા હાઉસમાં ભેગાં થયાં. પ્રાર્થના થઈ. રાજાજીએ બાપુને ચાંલ્લો કર્યો અને માથે ચોખા ચડાવ્યા. સૌ પગે લાગ્યાં અને પગે લાગવા જાય તેને બાપુએ બદામ કિસમિસ વગેરે મેવાનો દૂનો આપ્યો. આ સમયે હું એક બાજુએ ખુરશીએ બેઠો હતો. નમીને પગે લાગવાનું મારાથી બને એવું ન હતું એટલે એમની પાસે હું ન ગયો. તેઓ ઊઠ્યા. સૌ ઊઠ્યાં. હું પણ ઊભો થયો. બાપુ એક દૂનો લઈ મારી તરફ આવ્યા ઊભે ઊભે હું પગે લાગ્યો અને એમણે મને પ્રસાદ આપ્યો. આ પછી તેઓ પોતાના ખંડમાં ગયા.

## ૩૪

## ઊહાપોહ

બાપુ પહેલી ઑક્ટોબરને રોજ સેવાગ્રામ પહોંચ્યા અને ત્યાં રાજાજી અને મણિલાલને મનમાં ઉપવાસના વિચાર ચાલતા હતા તેની વાત કરી. મને એની ખબર પડી, પણ મેં એમને તરત કંઈ લખ્યું નહીં. તેઓ મુંબઈમાં હતા ત્યારે પણ મેં મિત્રો પાસેથી ઉપવાસના ભણકારા સાંભળ્યા હતા; પણ હું ચૂપ રહ્યો. તેમણે આગાખાન મહેલમાં ઉપવાસ કર્યા ત્યારે પણ તેઓ કહેતા કે એમને બીજો ઉપવાસ કરવાનો રહેશે. તેમના આ વખતના ઉપવાસ વિષેના મંથનની વાત છાપામાં આવી અને મહિનાની આખરે તેમણે નિવેદન પ્રગટ કર્યું. મેં એ સંબંધી મારા વિચાર એમને લખી મોકલ્યા. ચારેક દિવસ રહી એમના વિશેષ વિચાર પ્રગટ થયા. તે વિષે મેં એમને બીજો પત્ર લખ્યો. તેમણે મારા બન્ને પત્રનો ભેગો જવાબ આપ્યો :

"તારા બે કાગળ ધ્યાનપૂર્વક વાંચી ગયો. છેલ્લું વાક્ય લઉં. સૂર્યના તેજ જેવું સ્પષ્ટ નહીં લાગે ત્યાં લગી ઉપવાસ નહીં જ થાય. બીજું હાકલ કોની — સત્ય ભગવાનની કે અહંકારની? જો આગલી સ. ભ.ની હોય તો આય તેની હશે. બીજી બધી દલીલોનો જવાબ છે. ઉપવાસની વાત જાહેર કરીને હું મને તપાસી રહ્યો છું. કોઈ પણ દલીલ સોંસરી ઊતરે તો રોકી લઉં અને છેવટે જ્યારે સ. ભ.ની હાકલ સ્પષ્ટ આવશે જ તો મને કોઈ નહીં રોકી શકે. તું દલીલ કર્યા કર. પણ ચિંતા ન કર. આપણે મળીએ તો ગમે, પણ આ કામને અંગે અનાવશ્યક છે. ભગવાનને ચરણે મને મૂકી દે. તારા શરીરને સરસ કરી મૂક. . . ." (તા. ૨–૧૧–'૪૪)

આ પછી ઉપવાસને બદલે મારી તબિયત સંબંધી બાપુના પત્રો આવ્યા. તેમણે લખ્યું:

"દા. મહેતાની પાસેથી તારી તબિયત વિષે સાંભળ્યું. કાંઈ ખાસ બિગાડ નથી. તેં પરિશ્રમથી ને ચિંતાથી તબિયત બગાડી. તારી તબિયતને સારુ તારા જ્ઞાનનો પણ તારે ઉપયોગ કરવો ઘટે છે. અંગ્રેજો કંઈ તત્ત્વજ્ઞાની નથી હોતા, પણ શરીર સ્વસ્થ રાખવાને સારુ ચિંતામુક્ત રહે છે અને શરીરને ખાતર બાહ્ય ઉપાધિને પોતાની ઉપર સવારી કરવા નથી દેતા. તારામાં એવી શક્તિ છે. મારે વિષે કે બીજી બાબતો વિષે ચિંતા છોડ. પડ્યો પડ્યો પણ તારો ઉપયોગ તો આમે જ છે. ઉપવાસનું તો કંઈ ઠેકાણું જ નથી. (તા. ૮–૧૧–'૪૪)

બાપુ આ દિવસોમાં બહુ વેગે કામ કરતા અને રાત થતાં થાકી જતા. આમ રોજ રોજ ચાલ્યા કરતું. અતિશ્રમની અસર ધીમે ધીમે ભેગી થઈ અને એક વાર તો તેઓ બેહોશ થઈ ગયા. એમને આરામની ઘણી જરૂર હતી. રાજાજી આ અરસામાં આશ્રમે જઈ પહોંચ્યા. તેમણે ચિંતા કરાવે એવો ફેર બાપુમાં જોયો અને બાપુને આરામ લેવા તેઓ સમજાવી શક્યા. ડિસેમ્બર માસની ચોથી તારીખથી ૩૧મી તારીખ સુધી તેમણે પત્રવ્યવહાર ન કરવાનું, કોઈને ન મળવાનું અને કોઈ પ્રવૃત્તિમાં ભાગ ન લેવાનું નક્કી કર્યું અને તે સંબંધી નિવેદન પ્રગટ કર્યું. આ પછી ઉપવાસની વાત ભુલાઈ ગઈ અને સૌની ચિંતા દૂર થઈ.

બાપુએ આરામ લેવો શરૂ કર્યો ત્યારે તેમણે पातंजल योगदर्शन વાંચવાનું શરૂ કર્યું. તરજુમો અને ટીકા સાથે આનાં બે સારાં પુસ્તકો મારી પાસે હતાં. તે મેં એમને આશ્રમે મોકલાવ્યાં અને તે તેમણે વાંચવા માંડ્યાં.

બાપુએ તબિયતના કારણે પ્રવૃત્તિ રોકી, પણ તેઓ શાંત પડી ન રહ્યા. તેઓ ચાર ચાર વાર તડકામાં ચાલીને વર્ધા ગયા અને શરદી, ઉધરસ અને તાવથી હેરાન થયા. તેમણે આરંભમાં એ તકલીફ ગણકારી નહીં અને પછી એવા ઉપચાર કર્યા કે તે તેમને ન ફાવ્યા અને તેઓ વિશેષ પટકાયા. ડિસેમ્બર માસના છેલ્લા દિવસમાં આ બન્યું. મને તેમણે પહેલી તારીખે પત્તું લખ્યું :

> "તું ચિંતા ન કરતો. મારા પાપે માંદો પડ્યો છું. આયુર્વેદ બહુ ચૂંથ્યું ને પછડાયો. હવે ધર્મથી તે ઝેર કાઢું છું તેથી પથારીએ છું. સારું જ છે. તું જલદી સારો થા."

મેં બાપુને તરત લખ્યું :

> "આપનો પોસ્ટકાર્ડ મને ગઈ કાલે સાંજે મળ્યો. આવી નબળી તબિયત હોય ત્યારે આપના પત્રની આશા ન હોય. એટલે આપના હસ્તાક્ષર જોઈ આનંદ થયો; પણ હસ્તાક્ષર આપની બેહદ અશક્તિ વ્યક્ત કરે છે. यदि ह्यहं न वर्तेयं जातु कर्मणि अतन्द्रितः – આપ જે વેગે પ્રવૃત્તિ કરો છો એને સૂચવતો ભાવ अतन्द्रितःમાંથી તો ન જ નીકળે. ગીતાધર્મ તો સમતા શીખવે છે અને અતિશયતા યોગવિરોધી છે એમ છઠ્ઠા અધ્યાયના ૧૬-૧૭ શ્લોકમાં કહ્યું છે. મારી તબિયત વિષે ખાસ લખવા જેવું નથી. ઊંડો સમુદ્ર તરીને છાછરા પાણીમાં ખૂંચી જવા જેવી સ્થિતિ છે. તેમાંથી નીકળવાનું કેમ બને એ ખબર નથી. આનંદ અને શાંતિથી રહેવાય તેમ પ્રયત્ન કરું છું."

બાપુ થોડાક દિવસમાં જ માંદગીની હડફટમાંથી નીકળી આવ્યા.

## ૩૫

# મુંબઈમાં

બાપુ માર્ચ માસના છેલ્લા દિવસે કસ્તૂરબા સ્મારક ફંડની સભા માટે મુંબઈ આવ્યા અને ત્રણ અઠવાડિયાં રોકાયા. પછી મહાબળેશ્વર ગયા અને ચોમાસું આવતાં પંચગની રહ્યા. આ વખતે યુરોપનું યુદ્ધ પૂરું થયું અને સરકારે કૉંગ્રેસ વિષેની નીતિ ફેરવી. જૂન માસની ૧૫મી તારીખે કારોબારી સમિતિ છૂટી, પછી કૉંગ્રેસીઓ છૂટયા, અને કૉંગ્રેસનાં બંધનો દૂર થયાં. વાઇસરૉય લૉર્ડ વેવલે સીમલામાં પરિષદ બોલાવી. બાપુ સીમલા જવા માટે મુંબઈ આવ્યા. મેં એમને સમાધાની વિષે મારા વિચાર લખી મોકલ્યા અને બીજે દિવસે એમની પાસે જવાની ઇચ્છા કરી, પણ એમણે ના કહેવડાવી અને સ્ટેશને જતાં મને જોઈ જવાનો વિચાર રાખ્યો પણ સમય રહ્યા નહીં અને મળવાનું થયું નહીં. સ્ટેશનેથી તેમણે મને ચિઠ્ઠી મોકલી :

"તને મળ્યા વિના જાઉં છું એ ખૂંચે છે પણ લાચાર. તારો ધર્મ આ વાતોમાં પડવાનો નથી, પણ રામનામમાં ગુલતાન થઈ સેવા ખાતર સારા થવાનું છે." (તા. ૨૨-૬-'૪૫)

પરિષદ ૨૫મી તારીખે શરૂ થઈ, પણ તે નિષ્ફળ ગઈ.

બાપુ ઑગસ્ટ માસમાં પૂના જવા મુંબઈ આવ્યા. હું એમની પાસે જઈ ન શક્યો એટલે તેઓ સ્ટેશને જતાં મારે ત્યાં આવ્યા અને પોણો કલાક રોકાયા. અનેક પ્રકારની વાતો થઈ. જતાં જતાં તેઓ કહે : 'તેં તારી તો વાત ન કરી. પરદુ:ખભંજનની વાતો કરી.' મારા ખંડની બાજુમાં જ પત્નીની પૂજાની ઓરડી છે તે તેમણે જોઈ. સરદાર કહે : 'અહીં ઠાકોરજીની પૂજા કરે છે અને અહીં એની પૂજા.' તેઓ બહુ મીઠાશથી બોલ્યા. બાપુ ખડખડાટ હસ્યા.

બાપુએ થોડાક દિવસ રહી મને બે લીટી મોકલી :

"આ તો માત્ર એમ કહેવાને કે તું સારો હશે ને કંઈ ચિંતા નહીં કરતો હોય." (તા. ૧૦-૯-'૪૫)

અને મેં બાપુને લખ્યું :

"... હું આનંદમાં છું. બે દિવસ થયાં થોડીક શરદી થઈ છે, તે આજકાલમાં નીકળી જશે. તબિયત બીજી રીતે સારી છે. ભરતમુનિની (જડભરતની) કથાનું રહસ્ય આપના સ્મરણમાં હશે." (તા. ૧૩-૯-'૪૫)

બાપુએ જવાબ લખ્યો :

"તારી ચિઠ્ઠી મળી. જડભરત વિષેનું ભજન તો હું દક્ષિણ આફ્રિકામાં ગણગણતો હતો એટલે યાદ છે. પણ રહસ્ય તારા મનમાં છે એ જ મારા મનમાં છે કે નહીં એ ન કહી શકાય. એટલે લખજે. નૈસર્ગિક ઉપચારની દૃષ્ટિએ દરદમાત્રનું મૂળ એક છે. એ ખરી વાત હોય તો 'તબિયત બીજી રીતે સારી છે' એ અર્થ વિનાનું વાક્ય ગણાય. આ કાગળ તો કેવળ તારા અને મારા બેના વિનોદને સારુ છે ને એમ બતાવવા કે તું મારી સામે તો રોજ આવે જ છે." (તા. ૧૯-૯-'૪૫)

મુંબઈમાં કારોબારી સમિતિ અને મહાસમિતિની સભા થવાની હતી એ કાજે બાપુ ૨૧મી તારીખે મુંબઈ આવ્યા. આવતાં જ એમને તાવ આવ્યો, પણ બે દિવસમાં ઊતરી ગયો. હું એમને ૨૪મી તારીખે મળ્યો તે પહેલાં તેમણે મને મોકલવા કાગળ લખી રાખ્યો હતો. આરામ કરતાં કરતાં એમને એ યાદ આવ્યો. 'હું ન આવ્યો એમ માની એ વાંચી જાઉં' એમ મેં કહ્યું અને તેમણે તે ફાઈલમાંથી કાઢી મને આપ્યો. તેમણે લખ્યું હતું :

"આ વખતે તને જોયા વિના હું જવાનો છું એ ખટકે છે. પણ ચાલુ અશક્તિમાં ક્યાંય ન જવું જ સારું લાગે છે. તારી તબિયત હમણાં ઠીક છે એ જાણીને હર્ષ થયો છે. મને શક્તિ તુરત આવી જશે એમ માનું છું."

કાગળ જોઈ લીધા પછી મેં બાપુને પૂછ્યું : 'આપને મારા પિતાજીનું સ્મરણ છે?' તેમણે હા કહી. મારા પિતા બાપુ કરતાં પાંચેક વર્ષ મોટા હતા અને તેમને ગયે પચાસ વર્ષ થઈ ગયાં હતાં. બીજી કોઈ વાર બાપુનાં સ્મરણ જાણી લેવાની મેં આશા રાખી, પણ ફરીને પ્રસંગ ન મળ્યો અને જાણવાનું રહી ગયું. મેં બીજી એક વાત કાઢી. મારા દાદાના વખતનું એક લખાણ છે તેમાં સાક્ષી

તરીકે એક સહી "ગાં. કબા ઓતમચંદ" એવી છે. મેં બાપુને પૂછયું: 'આપના પિતા આ પ્રમાણે સહી કરતા?' જવાબમાં તેમણે હા કહી. આ લખાણ તેમના જન્મ પહેલાંનું છે.

બાપુ સાંજે પૂના ગયા.

બાપુ પૂનામાં આ વખતે સારું રોકાયા. ત્યાંથી વર્ધા જવા તેઓ ૧૯મી નવેમ્બરને રોજ મુંબઈ આવ્યા અને હું એમને મળવા બિરલા હાઉસ ગયો. નવી લડતની વાતો હું સાંભળતો હતો. એ વિષે મેં એમને પૂછયું ત્યારે તેમણે કહ્યું: 'લડત શું જોઈ ઉપાડું? વાતો નકામી છે.' બીજે દિવસે હું એમની પાસે ગયો પણ મોડો પહોંચ્યો. તેઓ કહે: 'તું બાર વાગ્યે આવવાનો હતો ના?' મેં કહ્યું: 'મણિલાલને આપનું કામ પતાવવાનું હતું તેમાં તેને જમવા આવતાં મોડું થયું અને એથી હું મોડો થયો.' શું જમ્યા એ તેમણે પૂછયું. મેં કહ્યું: 'આપને બે ચીજ પ્રિય હતી, તેમાંથી એક.' બાપુને શિખંડ અને પૂરણપોળી ભાવતાં. મણિલાલને મેં શિખંડ ખવડાવ્યું હતું. તેઓ કહે: 'હું તો કટોરો ભરી શિખંડ ખાઈ જતો. જેને સદે તેને હરકત ન કરે.' બાપુ સાંજે વર્ધા જવા નીકળ્યા ત્યાં સુધી હું એમની પાસે રોકાયો.

બાપુ જેલમાંથી છૂટયા પછી નૈસર્ગિક ઉપચારના વિકાસમાં વિશેષ રસ લેવા લાગ્યા અને એ કારણે તેઓ વારંવાર પૂના જવાનું મન કરતા. તેઓ પૂના જવા ૧૮મી ફેબ્રુઆરીને રોજ મુંબઈ આવ્યા અને બીજે દિવસે સાંજે રવાના થયા. સ્ટેશને જતાં તેઓ મારે ત્યાં આવ્યા. સાથે સરદાર વલ્લભભાઈ પણ હતા. વિવિધ વાતો થઈ તેમાં કેટલીક હસવાની થઈ તો કેટલીક વિચારવાની થઈ. બાપુ જવા ટાણે કહે: "જો તને વખત આપું છું એટલો બીજાને નથી આપતો." અને એમ કહેતાં કહેતાં તેમણે ખૂબ મીઠાશ બતાવી. 'એ તો આપની કૃપા' કે એવા નમ્ર શબ્દ કહેવાને બદલે "એ તો મારો હક છે" એમ મારાથી બોલાઈ જવાયું. એનું દુ:ખ મને તરત થયું. તેઓ ગયા, પણ મારા મનમાંથી 'હક'ની વાત ગઈ નહીં. મેં તેમને ૨૦મી તારીખે કાગળ લખ્યો:

"આપે જવા ટાણે કહ્યું : 'જો હું આટલો સમય બીજાને નથી આપતો, તને આપું છું.' એની અસર મારા અંતરમાં સારી થઈ, પણ ગાફેલપણાથી 'એ તો મારો હક છે' એવા શબ્દ મેં બોલી નાખ્યા. તરત જ મનમાં અત્યંત દુઃખ થયું અને ઘણો વખત ભોગવ્યું. સમય ન હતો કે આપને રોકું. આપ આટલો પ્રેમ બતાવો તે મારે માટે તો કૃપા જ છે. મીઠા સંબંધમાં હકના વિચારને સ્થાન નથી, છતાં કોણ જાણે કેમ એ શબ્દ નીકળી ગયો. આ તો મારા અંતરની શાંતિ માટે લખું છું."

બાપુએ મને આ પ્રમાણે જવાબ મોકલ્યો :

"તારો કાગળ મળ્યો. તું બોલ્યો એમાં કંઈ પણ અનુચિત હતું નહીં. તાત્ત્વિક દૃષ્ટિએ કોઈનો કશો હક છે નહીં, પણ આપણે ક્યાં તત્ત્વની ચર્ચા કરતા હતા? કોઈને પણ 'મારો હક છે' એમ પોતાના મુરબ્બીને કહેવામાં હું કશું અનુચિત જોતો નથી. તું અત્યારે માંદો છે એટલે આવા આવા વિચારો આવ્યા કરે એ હું સમજું છું. તે કાઢી નાખજે. હવે તાવ તદ્દન નહીં આવતો હોય." (તા. ૨૨–૨–'૪૬)

## ૩૬

# પલટાતો યુગ

ગયે વર્ષે સીમલા પરિષદ નિષ્ફળ ગઈ; ઍટમ બૉમ્બથી જાપાનની લડાઈ પૂરી થઈ; બ્રિટનમાં પાર્લમેન્ટની ચૂંટણી થઈ; વિજેતા ચર્ચિલનો પક્ષ હાર્યો; મજૂરપક્ષે સારી જીત મેળવી અને રાજકારભાર પોતા હસ્તક કર્યો; હિંદના ભાવી વિષે આશાનાં કિરણ દેખાયાં. પાર્લમેન્ટના સભ્યોનું પ્રતિનિધિમંડળ દેશ પ્રતિ સદ્‌ભાવ બતાવવા આવ્યું, ઠેકઠેકાણે ગયું, અનેક નેતાઓને મળ્યું અને પાછું વળ્યું. પ્રજામત જાણવા ધારાસભાની ચૂંટણી કરવાનું નક્કી થયું. પહેલાં વડી ધારાસભાની અને પછી પ્રાંતિક ધારાસભાઓની ચૂંટણી થઈ. રાજસત્તાએ છેલ્લાં વર્ષોમાં કૉંગ્રેસને દાબી દેવાનું ઘણું કર્યું પણ કૉંગ્રેસ દબાઈ નહીં; પ્રજાએ તેનો ત્યાગ કર્યો નહીં. ચૂંટણીમાં

કૉંગ્રેસ્ને આગળ કરતાં વધારે સરસ જીત મળી. ચૂંટણીથી બ્રિટનને ખાતરી થઈ કે, કૉંગ્રેસની વગ દેશમાં સર્વવ્યાપક છે અને મુસ્લિમ લીગની વગ મુસ્લિમ કોમમાં સૌથી વિશેષ છે. બ્રિટિશ પ્રધાનમંડળે પોતામાંથી ત્રણ પ્રધાનોને હિંદના રાજકારણનો નિકાલ લાવવા હિંદ મોકલ્યા. તેઓ માર્ચ માસની આખરમાં દિલ્હી પહોંચ્યા. બાપુને દિલ્હીથી નોતરું આવ્યું. તેઓ ત્યાં જવા માટે ૩૧મી માર્ચને રોજ વહેલી સવારે પૂનાથી મુંબઈ આવ્યા. બપોરે સ્પેશિયલ ટ્રેનમાં દિલ્હી રવાના થયા.

બાપુ છેલ્લાં આઠેક વર્ષ થયાં મુંબઈમાં બિરલા હાઉસમાં ઊતરતા. આ વખતે તેમણે હરિજન નિવાસમાં રહેવાનો વિચાર કર્યો અને તે મુજબ વર્લીમાં વ્યવસ્થા થઈ. હરિજનમાંના કેટલાકે આનો વિરોધ કર્યો અને તોફાન કર્યાં. બાપુના રહેઠાણ આગળ આગલી રાતે પથ્થરો અને ઈંટોનો મારો ચલાવ્યો. કેટલાકને ઈજા પણ થઈ. પરંતુ બાપુએ ત્યાં જ રહેવાનો વિચાર રાખ્યો. અહીં પણ અનેકો એમને મળવા આવ્યા. હું પણ ગયો અને તેઓ સ્ટેશને ગયા ત્યારે ઘેર આવ્યો. હું પહોંચ્યો ત્યારે ડૉ. દિનશા મહેતા એમને આકાશ હેઠળ છાયામાં માલિશ કરતા હતા. તેઓ મુંબઈ ન આવતાં પરબારા દિલ્હી જવાના છે એવી વાત આગલે દિવસે મેં સાંભળેલી. એટલે એમને મોકલવા મેં કાગળ લખી રાખ્યો હતો એ હું મારી સાથે લઈ ગયો અને વાત કરવાને બદલે એ વાંચવા એમને આપ્યો. આ પછી અમારી વચ્ચે થોડીક વાતચીત થઈ અને તેઓ ઊંઘી ગયા.

બાપુ પહેલી એપ્રિલને રોજ દિલ્હી પહોંચ્યા. ત્યાં પણ તેઓ હરિજન નિવાસમાં રહ્યા. અને દેશના ભાવીની ઘડતરની પ્રવૃત્તિમાં ઓતપ્રોત થઈ ગયા. કૉંગ્રેસ અને લીગ કોઈ રીતે એક મતનાં થઈ શકયાં નહીં. પ્રધાનોએ પોતાની યોજના મે માસની ૧૬મી તારીખે પ્રગટ કરી. બાપુએ એમાં ખામીઓ જોઈ તેમ આશાનાં ચિહ્ન પણ જોયાં. તેઓ તેનો સ્વીકાર કરવા તૈયાર થયા. કારોબારી સમિતિનો મત પણ ધીમે ધીમે તેવો થતો ગયો અને લીગે પણ એ કબૂલ કરી

લેવા મન કર્યું. પરંતુ આમાં સમય લાગ્યો. દરમ્યાન નાની મોટી ચીજો બનતી રહી અને બાપુને ચમકાવતી ગઈ. તેમની હોંશ ધીમે ધીમે ઓસરતી ગઈ અને ન કળી શકાય એવી ભીતિ એમના અંતરમાં વ્યાપી ગઈ. તેઓ મૂંઝાયા અને પોતાની મૂંઝવણ કારોબારી સમિતિને કહી, પણ એમને જે સ્ફુર્યું તે સમિતિને સમજાવી શકાયું નહીં. તેમણે સમિતિને કેવળ દેશહિતની નજરે યોગ્ય લાગે એવો નિર્ણય કરવાનો આગ્રહ કર્યો. યોજનાના બે ભાગ હતા: સમિતિએ બંધારણને લગતો ભાગ માન્ય રાખ્યો અને તેમ કરતાં તે વિષે પોતાના વિચાર પ્રસિદ્ધ કર્યા. બીજો ભાગ કૉંગ્રેસ–લીગનું સંયુક્ત રાજતંત્ર સ્થાપવા સંબંધી હતો. આ ભાગ સમિતિએ કબૂલ ન રાખ્યો. લીગે પણ આ પ્રમાણે કર્યું અને પ્રધાનો ૨૯મી જૂનને રોજ પોતાને દેશ જવા નીકળ્યા. બાપુ બીજે દિવસે પૂના ગયા.

મારું થોડુંક જેટલું આરોગ્ય હતું તે મે માસથી ઊડવા લાગ્યું. બાપુએ આ જાણ્યું ત્યારે મને લખ્યું:

"તારી તબિયત વિષે મણિલાલ લખે છે તે વાંચી દુ:ખી થયો. બધાને સૂચવું છું તો તને કેમ ન સૂચવું? તું ઈશ્વરને માને છે — બુદ્ધિથી નહીં પણ હૃદયથી. જો આ છેક બરોબર હોય તો હૃદયમાં રામને સ્થાપ ને ઓળખ. તે તારો રોગ દૂર કરશે ને નહીં કરવો હોય તો તને શાંતિ આપશે ને તું ધાલાવેલીમાંથી ઊગરી જશે. જો એ જ આશ્રય હોય તો શુદ્ધ યુક્તાહાર ને પંચ મહાભૂતમાંથી જે મળે તે સિવાય કંઈ જ મદદ ન લેવાય એવી શરત મેં માની છે. હું કહું છું માટે તે કરવું એવું કંઈ જ નથી. મને જે સૂઝ્યું તે લખી નાખ્યું છે. જે હૃદયમાં ઊતરે તે જ કરજે. મને જવાબ ન લખતો. લખાવવાની તકલીફ પણ ન ઉઠાવતો. . . ." (મસૂરી તા. ૩૦–૫–'૪૬)

બાપુએ આ પહેલાંના કાગળમાં મને કોઈ પહાડ ઉપર જવાની સૂચના કરી હતી. પરંતુ મને મુંબઈ છોડી ક્યાંય જવાનું મન થયું નહીં. બાપુના કાગળનો જવાબ મેં તારથી મોકલાવ્યો:

"આપનો માયાળુ કાગળ મળ્યો. વરસાદ થતાં કદાચ રોગ કાબૂમાં આવે. અંતરમાં શાંતિ છે અને આનંદમાં છું. પ્રણામ." (તા. ૩–૬–'૪૬)

આનો જવાબ તેમણે પાંચમી તારીખે મને લખ્યો. પહાડમાં જવાની વાત તેમણે ફરીને લખી પણ સાથે ઉમેર્યું :

"ત્યાં જવાની અગવડો તો રહેલી જ છે, એટલે વિચાર કરવાપણું રહે. પણ જો તને અંતરમાં શાંતિ અને આનંદ હોય તો મારે કંઈ કહેવાની જરૂર નથી. અહીંથી હું ૮મી તારીખે ઊતરીશ જેથી ૯મીને સારુ તૈયાર રહું. જે થાય તે ખરું. તારે સારુ પણ રામનામ છે તેમ જ મારે સારુ ને બધાંને સારુ પણ તે જ છે. એ દવા નિરંતર કામ કર્યાં જ કરે છે. પણ જે જાણે તે તેનો લાભ ઉઠાવી શકે છે."

બાપુ દિલ્હીથી પૂના જતા હતા ત્યારે પહેલી જુલાઈને રોજ સૂર્યોદય પહેલાં એમની ગાડી નેરલ આગળ ઉથલાવી નાખવાનો પ્રયત્ન થયો, પણ નિષ્ફળ ગયો. તેઓ, સાથીઓ અને સૌ ઊગરી ગયા અને કોઈને ઈજા થઈ નહીં. તેઓ પૂના પહોંચ્યા અને મહાસમિતિની સભામાં હાજર રહેવા પાંચમી તારીખે મુંબઈ આવ્યા. વરસાદની ઋતુ હતી અને વર્લીના નિવાસમાં રહેવામાં વિશેષ અગવડો હતી; પણ તેઓ ત્યાં જ ઊતર્યા. બાપુ છઠ્ઠી તારીખે મહાસમિતિની સભામાં ગયા હતા, ત્યાંથી તેઓ વહેલા નીકળ્યા અને ઓચિંતા મારે ઘેર આવી ચડ્યા. તેઓ મારા ખંડમાં હસતા હસતા આવી ઊભા ત્યારે મેં એમના આવવાનું જાણ્યું. તેઓ ઊભા ઊભા જ કહે: 'હું તો તારાં દર્શન કરવા આવ્યો છું.' આ વખતે હું પણ ઊભો હતો. એમણે જવાની વાત કરી. મેં એમને રોક્યા અને બેસાડ્યા અને અમારી વાત શરૂ થઈ. તેમને વર્લી જઈ જમવાનું હતું અને પ્રાર્થનામાં જવાનું હતું. બહારથી પ્યારેલાલ ઉતાવળ કરાવતા હતા. પણ મેં વાત ચાલુ રાખી. તેઓ કહે: 'તું કહે તો પ્રાર્થના છોડું ને બેસું.' પણ મેં એમને એવી રીતે રોકવાનું મન ન કર્યું. વાતો ઝટઝટ થઈ, દિલ્હીમાં થયું એની વાત થઈ, પણ પૂરી ન થઈ. તેઓ મારો ભાવાર્થ સમજી ગયા. અમે વાતોમાં ગૂંથાઈ ગયા હતા. અમે ધીમે અવાજે બોલતા હતા. એકબીજાને સાંભળવું વધારે ઠીક પડે એ વિચારે મેં ખુરશી ફેરવી. એમણે ધાર્યું કે મને એ ખુરશી ફાવતી નહીં હોય એટલે તેઓ બેઠા હતા એ ખુરશી મને આપવા કહ્યું. મને એની જરૂર ન હતી અને અમારી વાત ચાલુ રહી. અગત્યની વાત આટલી

ઝડપથી મેં ક્વચિત્ કરી હશે. તેઓ ઊઠ્યા અને અમે વાત કરતાં કરતાં બહાર નીકળ્યા. તે દિવસે શનિવાર હતો. દિલીપ ઘેર આવી ગયો હતો. બાપુને એક ચેક આપવાનો નિરધાર તેણે કર્યો હતો તે યાદ કર્યો. તેણે ચેક લખ્યો. મેં સહી કરી. આમાં એકાદ બે મિનિટ ગઈ. બાપુ વરંડામાં થોભ્યા. મને સહી કરતો જોઈ કહે: 'હજી એ તારે માટે રાખ્યું છે? દિલીપને એ પણ સોંપી દે' અને થોડાક મહિના પછી મેં એમની સૂચનાનો અમલ કરી દીધો. બાપુ અને પ્યારેલાલ લિફ્ટમાં દાખલ થયા. તારામતિ અને દિલીપ સાથે ગયાં. લિફ્ટ ચાલ્યું અને બાપુ દેખાતા બંધ થયા. મને કલ્પના સરખી નહોતી કે મારે માટે આ એમનાં છેલ્લાં દર્શન હતાં. તેઓ આવ્યા ત્યારે આનંદમાં હતા, ગયા ત્યારે પણ આનંદમાં હતા. મને અંતરનો આનંદ પ્રત્યક્ષ રીતે છેલ્લો છેલ્લો આપી ગયા.

બાપુ ૯મી તારીખે સાંજે પૂના ગયા.

કોંગ્રેસે અને લીગે પ્રધાનોની યોજના માન્ય રાખી. પરંતુ તે વિષે ઉત્સાહ ઓછો દેખાયો. લીગના સંચાલકમાં કોંગ્રેસની વૃત્તિ વિષે શંકા પેઠી. જુલાઈ માસની અધવચમાં જ લીગે પોતાનો ઠરાવ ફેરવ્યો. તેણે બંધારણસભામાં ભાગ ન લેવાનું નક્કી કર્યું અને સક્રિય વિરોધ (ડાયરેકટ ઍક્ષન)નો માર્ગ લીધો. કારોબારી સમિતિએ શંકા દૂર કરવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં સફળતા મળી નહીં.

લીગે ૧૬મી ઑગસ્ટના દિવસે સક્રિય વિરોધનો દિવસ ઊજવ્યો અને કલકત્તામાં મહાહત્યા શરૂ થઈ. આ દિવસથી દેશમાં નવી જ હવા ફૂંકાવા લાગી. બ્રિટિશ રાજસત્તા પ્રતિનો રોષ અંદર અંદર એકબીજા ઉપર ઊતરવા માંડ્યો. હિંદુ અને મુસલમાન વિશેષ ને વિશેષ અળગા થતા ગયા.

વાઇસરૉયે જવાહરલાલજીને હિંદી સરકાર રચવાનું કહ્યું. કૉંગ્રેસ વતી જવાહરલાલજી તેમ કરવા કબૂલ થયા. તેણે કાયદેઆઝમને લીગને લઈ સરકારમાં જોડાવા નોતર્યા. પણ ઝીણા સાહેબ કબૂલ ન થયા. જવાહરલાલજીના નેતૃત્વ હેઠળ સપ્ટેમ્બર માસની બીજી તારીખથી

હિંદી સરકારની રચના થઈ. લીગથી એ જોવાયું નહીં. વાઇસરૉયના પ્રયાસથી લીગ સરકારમાં જોડાઈ. પણ તેનો સક્રિય વિરોધનો ઠરાવ કાયમ રહ્યો અને તેણે બંધારણની યોજના છોડી દીધી તે પાછી કબૂલ ન કરી.

કૉંગ્રેસ સામેનો લીગનો વિરોધ ચાલુ રહ્યો. તેના સક્રિય વિરોધના કાર્યક્રમમાં અહિંસાના વિચારને લવલેશ મહત્ત્વ અપાયું ન હતું. દેશમાં તોફાનો થતાં રહ્યાં. ઑક્ટોબર માસમાં નોઆખાલી જિલ્લામાં કાળો કેર વર્તી ગયો. પ્રજાનાં દિલ ખાટાં થઈ ગયાં. બિહારમાં વેરની વસૂલાત થઈ અને પ્રજા અંદર અંદર એકબીજા ઉપર વેર લેવાના માર્ગે વળી. બાપુ દિલ્હીથી ઑક્ટોબર માસની આખરમાં કલકત્તા પહોંચ્યા. તેમણે ત્યાં બેઠે બિહારમાં બનેલ કમકમાવે એવી વિગતો જાણી. તેમનું હૈયું કકળી ઊઠ્યું. આ વખતે તબિયતના કારણે તેમણે પોતાનો ખોરાક ઘટાડ્યો હતો તે તબિયત સારી થયા પછી પણ બિહારના કારણે પ્રાયશ્ચિત્તરૂપે ચાલુ રાખ્યો અને બિહારને સંભળાવી દીધું કે ત્યાં પલટો નહીં થાય તો તેઓ અનશનવ્રત લેતાં નહીં અચકાય. એમના આ વિચાર મેં વાંચ્યા ત્યારે એમને તાર કર્યો. તેના જવાબમાં તેમણે મને નોઆખાલીના દત્તપાડા નામના ગામથી લખ્યું:

> "હમણાં કાગળો હું પોતે ભાગ્યે લખું છું. તેમાં આ તારો છે. તારો તાર વગરવિચાર્યે ઘડાયો છે. તને જરાય માહિતી નથી. છાપાંઓ નકામાં જેવાં છે. તું અત્યંત માંદો. ચાલતી બીનાઓની નહીં જેવી જ ખબર પડે. તે ઉપર બંધાયેલા વિચાર ઘણે ભાગે ખોટા હોય છે. મારા પગલાનો પૂરો અર્થ પણ તું સમજ્યો નથી. આટલું લખું છું તે પણ એટલા જ સારુ કે તું ડાહ્યો છતો તારું શરીર નિરર્થક બગાડે છે. એના કરતાં સદ્ગ્રંથો વાંચ, વિચાર, એના ઉપર લખ. અથવા કેવળ ઈશ્વરચિંતન કર એટલે રામનામ લીધે રાખ, કે જેથી હૃદયમાં અંકિત થાય. એમ થાય તો ફોકટના વિચાર ન જ કરે." (તા. ૧૧-૧૧-'૪૬)

મારા ઉપર બાપુના આ કાગળની અસર સારી થઈ. એમની વાત મારા મનમાં વસી. મેં વેદાન્તનો વિષય વર્ષો ઉપર વાંચ્યો હતો તે ફરીને વાંચવો શરૂ કર્યો અને તેમાંથી રસ મેળવતો થઈ ગયો.

બિહારમાં પરિસ્થિતિ પલટાઈ. બાપુએ દૂધ લેવું શરૂ કર્યું અને ધીમે ધીમે આહાર વધાર્યો. અનશનવ્રતની વાત દૂર થઈ ગઈ.

નોઆખાલીમાં ત્રાસથી નિશ્ચેતન થઈ ગયેલી પ્રજાને સાન્તવન અને ધીરજ આપવા બાપુ અને એમના સાથીઓ ગામ ગામ ફરવા લાગ્યા અને આ કાર્યમાં તેમણે પોતાના જીવનની સાર્થકતા જોઈ. તેઓ પૂર્વે હતા એનાથી વિશેષ મોટા દેખાયા. બાપુ અહીં ચારેક માસ ફર્યા અને બિહાર ગયા. ત્યાં પણ એમને ત્રસિત પ્રજાને આશ્વાસન આપવાનું હતું. કલકત્તામાં મહાહત્યા શરૂ થઈ ત્યારથી તેમના જીવનની અંત પળ સુધી ત્રસિતમાત્રને ધૃતિ અને ઉત્સાહ આપવાનું કાર્ય તેમને માટે સર્વોપરી બની ગયું.

બાપુ છેલ્લા છ આઠ મહિના થયાં સાયંકાળની પ્રાર્થના પછી ચાલુ પ્રશ્નો વિષે ટૂંકું પ્રવચન કરતા. દિલ્હીના એક પ્રવચનમાં તેમણે **अल्लोपनिषद**ની વાત કરી અને પછી એમણે તે મેળવવાની ઇચ્છા કરી. આ વિષે તેમણે મને પહેલી જૂનને રોજ લખ્યું. મારી પાસે એકસો આઠ ઉપનિષદનો સંસ્કૃત સંગ્રહ છે તેમાં તે ન મળ્યું. પંડિત નથુરામ શર્માના સંગ્રહમાં પણ તે ન નીકળ્યું. પરંતુ તેની પ્રસ્તાવનામાં તે વિષે ઉલ્લેખ અને તેનો સાર છે તેની નકલ કરી મેં બાપુને મોકલી. મેં વિશેષ તપાસ કરાવી અને રૉયલ એશિયાટિક લાયબ્રેરીમાં તે ઉપનિષદની નેવું વર્ષ પૂર્વેની હસ્તલિખિત પ્રત નીકળી. લાયબ્રેરીમાં **अनपब्लिश्ड उपनिषदो** નો અડિયારમાં છપાયેલ સંગ્રહ છે. તેમાં મેં બીજું **अल्लोपनिषद** જોયું. આ બન્નેની નકલ કરાવી અને બાપુને મોકલી. આ સંબંધી બાપુએ મને લખ્યું:

> "આ પ્રાર્થના પછી સવારના ૪-૩૦ વાગ્યે લખું છું. તારો કાગળ કાલે મળ્યો. તારી ખંત જેવી ને તેવી જ છે. તેં આપેલી ખબરનો કાલે ઉપયોગ પણ કર્યો. આજકાલનાં મારાં ભાષણો વાંચે છે કે? મને ખ્યાલ એવો રહી ગયો છે ખરો કે अल्लोपनिषद નથુરામજીના સંગ્રહમાં હતું, હવે સમજ્યો તેની નોંધમાં છે. તારી બીજી શોધ પણ તને શોભે છે. એટલું લખવાની શક્તિ પણ તને આવી છે ખરી! . . . મારી તાવણી થઈ રહી છે. અહીંનું કામ બહુ કઠણ છે. . . . તું છેક સારો થઈ જાય તો કેવું સારું!" (તા. ૧૦-૬-'૪૭)

બાપુ આગાખાન મહેલમાંથી છૂટ્યા ત્યારે એમનામાં વારંવાર ચીડ જોવામાં આવતી હતી. તેઓ પોતે પણ એ જાણતા હતા અને કદી કદી એ માટે અંગ્રેજીમાં 'ઇરિટેબિલિટી' શબ્દ વાપરતા. એમના ૭૮મા જન્મ દિવસે દિલ્હીમાં મેવો વહેંચવામાં આવ્યો ત્યારે તેઓ બહુ ચિડાયા અને એ વાત પોતે જ જાહેર કરી. એમના ચીડના નાના મોટા પ્રસંગની ખબર મને મળતી ત્યારે હું બેચેન થતો. મેં એમના ૧૦મી તારીખના પત્રના જવાબમાં આ પણ લખ્યું:

"આપની કઠિનતાની કલ્પના કરી શકું છું. પણ આપ અનેક વાર ચિડાઈ જાઓ છો એ સાંભળું છું એથી મન દુખાય છે. સમતા વિના સત્ય અંતરમાં કેમ સ્ફુરે? અને આપ સમતા ખોઈ બેસો ત્યારે આપ ક્યાં રહ્યા? આ તો કેવળ લાગણીથી પ્રેરાઈ લખી નાખું છું. બાકી વિશેષ કંઈ એમાં ન જોશો." (તા. ૧૬-૬-'૪૭)

બાપુએ એનો ઉત્તર મને મોકલ્યો:

"આ તો તારું વચન સ્વીકારવા ખાતર. સાવ ખરું છે કે समत्वं योग उच्यते. એ સમતા વિના સત્ય ન જડે, ન અહિંસા. ઉશ્કેરાઈ જાઉં છું તેથી શરમાઉં છું, દુઃખી થાઉં છું ને ૧૨૫ વર્ષ જીવવાની ઇચ્છા ને આશા મોળી પડે છે. લાંબું જીવવું તોય ભોગને સારુ નહીં. ક્રોધ, અધીરાઈ વગેરે પણ ભોગ જ છે ના? હું દુઃખી થાઉં છું તો તું પછી શાને દુઃખી થાય? એટલું જાણ કે હું બહુ જાગ્રત છું. નહીં ઝાડ ત્યાં એરંડો પ્રધાન જેવો લાગું છું. થાય તે જોયા કર. अल्लोपनिषदનો હવે તો ઢગલો થયો. તે શોધે લાભ જ કર્યો છે. હમણાં તો પ્રાર્થનામાં કોઈ વિઘ્ન નથી લાવતું." (તા. ૧૯-૬-'૪૭)

૯મી ડિસેમ્બરને રોજ બંધારણસભાની પહેલી બેઠક થઈ, તેમાં લીગ ન જોડાઈ. તેનો સક્રિય વિરોધનો કાર્યક્રમ ચાલુ રહ્યો. બિહારમાં જે થયું તેનું વેર પંજાબમાં લેવાયું. કારોબારી સમિતિને થઈ ગયું કે, દેશમાં શાંતિ સ્થાપવા અને પ્રજાની પ્રગતિ કરવા દેશના ભાગલા કરવા સિવાય બીજો રસ્તો નથી. બાપુને આ વિચાર ગમ્યો નહીં. પણ તેઓ સમિતિની આડે ન આવ્યા અને સમિતિને યોગ્ય લાગ્યો એવો નિર્ણય કરવા દીધો. ભાગલાની યોજના થઈ અને જૂનની ૩જી તારીખે તે જાહેર થઈ. જુલાઈ માસમાં પાર્લમેન્ટે તે ધોરણે 'ઇંડિયન ઇંડિપેન્ડન્સ એક્ટ' પાસ કર્યો અને ૧૫મી ઑગસ્ટને રોજ સમસ્ત હિંદમાંથી બ્રિટિશ સામ્રાજ્યનો અંત આવ્યો.

## ૩૭

# સંધ્યા

દેશમાં સ્વતંત્ર રાજ સ્થપાયું, ઉજવણી થઈ, પરંતુ હિંદુ-મુસલમાનનું વૈમનસ્ય વધતું રહ્યું. બાપુની નજર એ વસ્તુ ઉપર રહી. તેઓ ઉજવણીના દિવસે દિલ્હીમાં ન રહ્યા પણ કલકત્તા પહોંચ્યા. લડવા તૈયાર થયેલા હિંદુમુસલમાન, બાપુના પ્રતાપે, લડવાનું ભૂલી ગયા અને કલકત્તા ખૂનરેજીમાંથી ઊગરી ગયું. પરંતુ આ પરિસ્થિતિ ભાગ્યે જ એક પખવાડિયું ટકી. તોફાનો શરૂ થયાં. બાપુના નિવાસસ્થાન પર હલ્લો થયો. ત્યાં ભાંગફોડ થઈ અને બાપુ ઉપર લાકડી ઉગામવામાં આવી તે નિષ્ફળ ગઈ. તેઓ કઠિનતા સમજી ગયા અને સંતોષકારક શાંતિ ન સ્થપાય ત્યાં સુધી ઉપવાસ કરવાનો તેમણે નિર્ણય કર્યો. આ સપ્ટેમ્બરની પહેલી તારીખે રાતે બન્યું. આની અસર ચમત્કારિક થઈ. સૌ કોઈ શાંતિના કામમાં પરોવાઈ ગયા અને બાપુએ ચોથી તારીખે પારણાં કર્યાં.

બાપુએ કલકત્તામાં પંજાબની કરુણ કથા સાંભળી અને ત્યાં ઝટ પહોંચવા તેઓ ૯મી સપ્ટેમ્બરને રોજ દિલ્હી આવ્યા. પરંતુ અહીં બે ચાર દિવસમાં ભારે ખુવારી થઈ ચૂકી હતી. સ્વતંત્રતાના

દિવસે જ લાહોરમાં કાપાકાપી શરૂ થઈ. તરત અમૃતસર તેને અનુસર્યું અને પછી તો પશ્ચિમ અને પૂર્વ પંજાબમાં હાહાકાર વર્તી ગયો. સમગ્ર પ્રજા ખળભળી ઊઠી. જુગજુગજૂની ભૂમિ તજી પશ્ચિમના હિંદુ અને શીખો પૂર્વમાં જવા અને પૂર્વના મુસલમાનો પશ્ચિમ જવા નીકળી પડ્યા. લાખો નરનારીઓ, આબાલવૃદ્ધ, રંકરાય સૌ, અકથ્ય અને અકલ્પ્ય સંકટનો વિચાર કર્યા વિના, સંપત્તિસુખ પાછળ મૂકી, પોતે ધારેલા શાંતિના સ્થાને પહોંચવા ચાલતાં થયાં. આખા ઇતિહાસમાં આવા વિસ્મયકારક કરુણ પ્રસંગની નોંધ નથી.

બાપુ ત્રસિતને સહાય કરનારા રહ્યા. પોતાની હદમાં, દિલ્હીમાં, ત્રસિતને નિર્ભય કર્યા વિના પાકિસ્તાન જવું એમને નકામું લાગ્યું. હિંદમાં મુસલમાન નિર્ભય રહી શકે તો જ તેઓ ત્યાં હિંદુ–શીખના નિર્ભય નિવાસના પ્રયત્ન સફળતાથી કરી શકે એવું એમણે વિચાર્યું. 'પાગલ સામે પાગલ થવું ન જોઈએ, વેરનો બદલો લેવાનો ન હોય, ધીરજ રાખવી જોઈએ, માત્ર રાજસત્તા અપરાધીને દંડે એ નિયમ પળાવો જોઈએ' વગેરે સંસ્કારી વિચારો તેઓ નિત્ય પ્રજા પાસે મૂકતા થયા. દેશના વિકાસ માટે બ્રિટનની ધૂંસરીમાંથી છૂટવું અને સ્વતંત્ર થવું તેમણે આવશ્યક લેખ્યું તેમ તેમણે દૃઢતાપૂર્વક માન્યું અને ઉચ્ચાર્યું કે આ દેશના વતનીઓ જુદા જુદા ધર્મને અનુસરનારા રહેવાના અને તેઓ સૌએ હળીમળીને વસવાનું હોય. આ વિના દેશમાં ન શાંતિ સ્થપાય, કે ન પ્રગતિ થાય. ચોમેરે વેરની ભાવના વ્યાપી ગઈ હતી, એથી એમના વિચાર ઓછા સમજાયા. અનેકો એમની વિચારશ્રેણી વિષે શંકાશીલ બન્યા. પરંતુ તેમણે જેવું સત્ય જોયુંજાણ્યું તેને જ તેઓ વળગી રહ્યા. એમને ઘોર અંધકારમાંથી પ્રકાશમાં પહોંચવું હતું અને પ્રજાને સાથે લઈ જવી હતી. એ માટે એમના પ્રયત્ન અવિરત ચાલુ રહ્યા.

ડૉ. જીવરાજ નવેમ્બર માસમાં મુંબઈ આવ્યા. બાપુએ તેમની સાથે બે લીટીનો કાગળ મને મોકલ્યો :

> "આ તો માત્ર પ્રેમપત્ર છે. તું જ્યાં લગી રાજરોગમાંથી મુક્ત ન થાય ત્યાં લગી રાજપ્રકરણમાં રસ જ ન લેતો. અહીં બધું ઠીક જ છે. મારી ખાંસી ગઈ." (તા. ૫–૧૧–'૪૭)

મેં આની પહોંચ લખતાં બાપુને જણાવ્યું કે,

> "હું રાજપ્રકરણમાં સક્રિય રસ લેતો નથી. પણ આપના વિચારોના વિચાર અને આપના વિચાર તો કરું છું"

પ્રજાની જુદી જુદી કોમ વચ્ચે સ્થાયી સંપ ઉપજાવવામાં બાપુને, અહિંસાની ઉપાસના છતાં, સફળતા કેમ મળતી નહીં હોય, એ પ્રશ્ન મારા મનમાં વારંવાર આવ્યા કરતો. એ વિષે તાત્ત્વિક દૃષ્ટિએ કેટલાક વિચાર મને આવ્યા તે મેં એમની પાસે આ પત્રમાં માંડ્યા. તેમણે એના જવાબમાં મને લખ્યું :

> "હું અધીરો થતો હોઉં તો સત્યનાં દર્શન ન થાય એ જાણું છું. સંસારની દૃષ્ટિએ હું નિરહંકાર હોઉં તેની કશી કિંમત નથી. એ ખોટું હોય તો ત્યાંય અહિંસાનું દર્શન ઓછું થાય તેમ જ સત્યનું. પછી અહિંસાની સફળતાના વિચારો જ ઊડી જાય છે. જ્યાં અહિંસા છે ત્યાં અસફળતા અસંભવિત છે. એટલે જ્યાં અસફળતા જોવામાં આવે ત્યાં અહિંસા ન હોય એમ જ કહેવું ઘટે. સફળતા અસફળતાનો વિવેક કોણ કરી શકે એ નોખો વિષય છે. મારામાં અહંકાર, અધીરાઈ વગેરે દોષો હોય તેનો સાક્ષી હું ન થઈ શકું. કેટલેક અંશે બીજાઓ જ થઈ શકે. એનો ખરો સાક્ષી તો ઈશ્વર જ. હિંદુઓને 'વધારે-પડતા ટોકો છો' એવો આભાસ પણ ન હોવો જોઈએ."
> (તા. ૧૫–૧૧–'૪૭)

મારે માટે બાપુનો આ પત્ર છેલ્લો થયો અને સંબંધ એકલે એકલે યાદ કરવા પૂરતો થઈ ગયો.

દિવસો એક પછી એક જવા લાગ્યા, પણ દિલ્હીમાં વેરઝેરનું વાતાવરણ સુધર્યું નહીં. નવું વર્ષ શરૂ થઈ ચૂક્યું અને બાપુને દિલ્હીમાં રહેતે રહેતે ચાર મહિના થવા આવ્યા. તેઓ પ્રજાને વિનાશના માર્ગેથી વાળવા ઇચ્છતા હતા. વાણી દ્વારા વિવિધ રીતે સમજાવવાનો પ્રયત્ન તેમણે કર્યો, પણ સંતોષકારક પલટો ન થયો. એમને લાચાર થઈ અધોગતિ જોયા કરવાનું અસહ્ય લાગવા માંડ્યું. પોતાની લાચારીમાંથી છૂટવા અને અંતરમાં શાંતિ ઉપજાવવા અને પ્રજાના અંતઃકરણને જાગ્રત કરવા તેમણે ઉપવાસ કરવાનો નિશ્ચય કર્યો. એકલા દિલ્હીમાં પણ સંપશાંતિ દેખાય તો ઉપવાસ

છૂટે એવી મર્યાદા તેમણે બાંધી. ઉપવાસ જાન્યુઆરી માસની ૧૩મી તારીખે શરૂ થયા.

ડૉ. ગિલ્ડરે આ સમયે મારા પ્રતિ સદ્‌ભાવ બતાવ્યો. તે ૧૫મી તારીખે સવારે દિલ્હી જવાના હતા. આગલી સાંજે મારે ત્યાં આવ્યા. મેં બાપુને પત્ર લખવાનો વિચાર આ પહેલાં જ માંડી વાળ્યો હતો. પરંતુ ડૉક્ટર આવ્યા એટલે તેમની સાથે મેં એમને કહેવડાવ્યું કે "ઉપવાસનો નિર્ણય યોગ્ય લેવાયો છે."

બાપુના કટ્ટર વિરોધીઓ એમનાથી ક્યારના અકળાતા હતા. એમના પ્રાણ હરવાનો વિચાર ઉદ્‌ભવ્યો અને પ્રબળ બન્યો. જાન્યુઆરી માસની ૨૦મી તારીખે એમને બૉમ્બથી ઉડાડી મૂકવાનો પ્રયત્ન થયો. બૉમ્બ દૂર ફાટ્યો. એમને ઈજા ન થઈ. તેઓ શાંત રહ્યા અને પ્રાર્થના પૂરી થઈ. પ્રાર્થના પછી તેમણે જે બન્યું તે જાણ્યું અને બીજે દિવસે તે સંબંધી પોતાના ઉદાત્ત વિચાર પ્રાર્થના પછીના પ્રવચનમાં કહ્યા.

પાકિસ્તાન, બંધારણની નજરે, પરદેશ કહેવાય. એટલે ત્યાં જવા પહેલાં બાપુએ ત્યાંની સત્તાની વિચારવૃત્તિ જાણવાની જરૂર માની. તેમણે તરતમાં વર્ધા જઈ આવવાનો વિચાર કર્યો. પરંતુ તેઓ ત્યાં પણ ન જઈ શક્યા. હમેશ મુજબ ૩૦મી તારીખે બાપુ પ્રાર્થનામાં જવા બંગલામાંથી નીકળ્યા અને સાથીઓ સાથે પ્રાર્થના-ભૂમિએ પહોંચ્યા. તેઓ બે હાથ જોડી સૌને નમસ્કાર કરતા ઊભા કે એક જુવાન એમની સામે ધક્કામુક્કી કરી આવી ઊભો. તેણે પલકારામાં ઉપરાઉપર ગોળીઓ છોડી બાપુને વીંધી નાખ્યા. બાપુએ ગોળી સામે 'રામ, રામ' શબ્દ ઉચ્ચાર્યા; તેઓ રામમાં લીન થઈ ગયા; નિર્વાણ પામ્યા.

विहाय कामान् यः सर्वान् पुमांश्चरति निस्पृहः ।
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥
एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वाऽऽस्यामन्तकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥

गीता, २–७१, ७२.

# સૂચિ

[ ગાંધીજી અને લેખકનાં નામોનો ઉલ્લેખ વારંવાર આવતો હોવાથી તે નામોનો સૂચિમાં સમાવેશ કર્યો નથી. ]

## અમારું

# કેટલુંક ગાંધીસાહિત્ય

| | |
|---|---|
| મહાદેવભાઈની ડાયરી – ૧ | ૪–૮–૦ |
| સત્યાગ્રહની મીમાંસા | ૩–૦–૦ |
| મહાસભાના ઠરાવો | ૬–૦–૦ |
| મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ | ૬–૦–૦ |
| માનવ અર્થશાસ્ત્ર | ૬–૦–૦ |
| આત્મરચના અથવા આશ્રમીકેળવણી | ૪–૮–૦ |
| પ્રેમપન્થ – ૧ | ૦–૪–૦ |
| પ્રેમપન્થ – ૨ | ૦–૪–૦ |
| મહાસભાનું બંધારણ | ૦–૪–૦ |
| જીવનનાં ઝરણાં | ૨–૮–૦ |
| ગાંધીવિચારદોહન | ૦-૧૪-૦ |
| ગાંધીજી | ૦–૭–૦ |
| ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ | ૨–૮–૦ |
| યંત્રની મર્યાદા | ૧–૦–૦ |
| બે ખુદાઈ ખિદમતગાર | ૦-૧૨-૦ |
| મંદિરપ્રવેશ અને શાસ્ત્રો | ૩–૦–૦ |
| મારું ગામડું | ૧–૪–૦ |
| અહિંસાની તાલીમ | ૦–૬–૦ |
| એક ધર્મયુદ્ધ | ૦–૬–૦ |
| કેળવણીના પાયા | ૧–૮–૦ |
| ભારત સેવક ગોખલે | ૧–૮–૦ |
| વિશ્વશાંતિ | ૦–૪–૦ |
| બહેનોને | ૦–૬–૦ |